# મિલન-મંદિર.

## (અપૂર્વ સામાજિક નવલકથા.)

પ્રયોજક:-

**રા. વ્રજલાલ 'જાદવજી ઠક્કર.**

માડવીની પોળમા-સુરદાસશેઠની પોળ-**અમદાવાદ.**


પ્રકાશક:-

**હરિભાઇ દલપતરામ પટેલ.**

**શાહપુર-અમદાવાદ.**

સોલ એજન્ટ -

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૩૦૩૫, પાનકોર નાકા-**અમદાવાદ**

આવૃત્તિ ૩ જી    પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૦    સને ૧૯૨૪

કીંમત રૂ ૨-૮-૦

# પ્રસ્તાવના.



" उपन्यासस्तु वाङ्मुखम् " अमरकोश ।

' It is certain that the higher class of novelists never fail to recognise and claim that the functions of a novel are more numerous, higher and more sacred than the mere pandering to the taste of the novel-reading public That reality in flesh and blood under the guise of fiction can supply the ordinary reader with subtler moulds and finer casts for the formation of his inner-self than abstract discussions and this is especially so with a people who must be made and not simply left to read G. M Tripathy

ઉપરોક્ત વાક્યો પરથી સાહિત્યક્ષેત્રમા નવલકથાઓની ગણના કેટલી મહત્વની છે તે સહેલાઇથી સમજી શકાય તેમ છે જ્ઞાનના વિવિધ સૂત્રોને જો નવલકથાદ્વારા જનસમાજ આગળ મૂકવામા આવે તો તેનુ સુયોગ્ય પરિણામ આવ્યા સિવાય રહે નહિ વળી પ્રત્યેક દેશમા જનસમાજની વૃત્તિ નવલકથાઓ વાચવા તરફ વિશેષ છે એ નિઃસંદેહ છે. તો પછી સામાજિક પરિસ્થિતિ, રીત રિવાજ, સુધારાને નામે સમાજમા પ્રવેશ કરતો સડો, સમાજની—આર્યસસારની દુર્દશા વગેરે સૂત્રોને દૃષ્ટિમા રાખી, તેનુ નવલકથામા તાદ્દશ્ય ચિત્ત આલેખી જો પરોક્ષ રીતે બોધક તત્વ પાત્રોની પરિસ્થિતિ અને વાતચિત પરથી જનસમાજ સમજી શકે એ પ્રમાણે ચતુરાઇથી પ્રસિદ્ધ કરવામા આવે તો તેથી સમાજનું થોડુ ઘણુ પણ હિત થયા સિવાય રહે નહિ નવલકથાકારે વાચકોની રૂચીને અનુસરીને નવલકથાદ્વારા તત્વજ્ઞાન રૂપી ઔષધ વાચકોને આપવાનુ હોવાથી એ કાર્યમા પૂરતી કુશળતાની

જરૂર છે—પૂરતા જ્ઞાનની તેમજ પૂરતા અનુભવની પણ જરૂર છે

જો કે ગુજરાતી સાહિત્ય હમણા હમણા ઉન્નત થતું જોવામા આવે છે—સાહિત્ય વિભાગમા અનેક પુસ્તકો પ્રસિદ્ધ થતા જાય છે તથા તેમા ઘણોખરો હિસ્સો નવલકથાઓનોજ હોય છે, પરતુ ઉપરોક્ત લક્ષ્યબિંદુને અનુસરીને કેટલી નવલકથાઓ લખાઇ છે? વાચકોની મોહાધીન વૃત્તિઓને ઉશ્કેરવા જેવી નવલકથાઓ લખી, પૈસા પ્રાપ્ત કરવાની અભિલાષા રાખવી તેના જેવુ પાપકાર્ય અન્ય એક પણ નથી નવલકથાકારો જો નવલકથાઓ લખતા પહેલા **डॉ. रवींद्रनाथ, श्रीसुरेन्द्रमोहन भट्टाचार्य, श्रीशीवनाथ शास्त्री, श्रीहरिसाधन मुखोपाध्याय, श्रीप्रभातकुमार बॅरिस्टर** વગેરે બગાળી નવલકથાકારો, મૅરી કૉરેલી, વિલ્કી કૉલિન્સ, વિલિયન ડીન હાવેલ્સ વગેરે આગ્લ નવલકથાકારો, **श्री वा० गो० आपटे, श्री ना० ह० आपटे श्री ना० सदाशिव रिसबूड** વગેરે મહારાષ્ટ્રીય નવલકથાકારોની નવલકથાઓ તેમજ એ પ્રતિભાશાળી લેખકોના અન્ય ગ્રથોનો બરાબર અભ્યાસ કર્યા પછીજ નવલકથાઓ લખવાની પ્રવૃત્તિ કરે તો ઘણુ સારૂ પરિણામ નિપજવાની આશા રાખી શકાય છે

આ નવલકથા આધુનિક આર્યસસારના પ્રતિબિબ સ્વરૂપ છે સસારની ઉન્નતિ અવનતિ કેમ થાય છે, કુટુબમા કલેશનુ બીજ કેમ રોપાય છે, અર્ધદગ્ધ યુવક—પોતાને સુશિક્ષિત સમજનાર—સુધારાના હિમાયતી તરીકે ઓળખાતા યુવકો અધદૃષ્ટિથી પ્રેમને મૂકી હવસમા કેમ ફસાય છે, આર્ય રમણી પોતાના સતીત્વનુ પ્રાણાત પર્યંત કેવી રીતે પ્રતિપાલન કરે છે, હિદુધર્મની મહત્તા કેટલી બધી છે, ભાગ્ય મનુષ્યની સ્થિતિને પલકમા કેવી પલટાવી નાખે છે, સૌન્દર્યનુ મૂળ શુ છે, વગેરે અનેક મહત્વના પ્રકારોને લક્ષ્યમા રાખી આ નવલકથા લખવામા આવી છે બોધક તત્વને આલેખતા નવલકથા અરસિક ન થઈ જાય એ માટે ખાસ કાળજી રાખવામા આવી છે, યોગ્યાયોગ્યનો નિર્ણય કરવાનુ કાર્ય સુજ્ઞ પાઠકોનુ છે, છતા આજ સુધીમા મ્હારી નવલકથાઓનો સાહિત્યવિલાસી સજ્જનોએ જેવો સત્કાર કર્યો છે તેવો

જ સત્કાર આ નવલકથાનો થશે તો હું મ્હારા તેમજ આવા મહા યુદ્ધના સમયમા ખર્ચ તરફ દરકાર નહિ કરતા આ નવલકથાને સર્વાંગ સુંદર બનાવવાનો પ્રકાશક મહાશયે લીધેલો શ્રમ સફળ થયો સમજીશ

સુપ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર **શ્રી સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્ય** મહાશયની એક નવલકથા વાંચ્યા પછીજ મ્હે આ નવલકથા લખવાની પ્રવૃત્તિ કરી છે, પરંતુ મ્હે મ્હારા તરફથી મૂળ પુસ્તકમા ઘણો સુધારો વધારો કર્યો છે, અર્થાત્ આ નવલકથા એક બંગાળી નવલકથાનું રૂપાંતર છે—અનુવાદ નથી

પ્રથમ આ નવલકથા મ્હારી તરફથી પ્રસિદ્ધ થતી કથાકુંજ નવલકથામા પ્રસિદ્ધ કરવાનો મ્હારો વિચાર હતો, પરંતુ આવી નવલકથા જો વિશેષ સુંદર સ્વરૂપમા પ્રસિદ્ધ થાય તો સારૂ એવો વિચાર થવાથી મ્હે અહિના સુપ્રસિદ્ધ બુકસેલર અને પ્રસિદ્ધકર્તા હરગોવનદાસ હરજીવનદાસવાળાને આ નવલકથાની વાત કરી, એટલે તેમણે મ્હને યોગ્ય ઉત્સાહ આપી આ નવલકથાને પોતાની તરફથી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા દર્શાવી, તેથીજ આ નવલકથા આવા સુંદર સ્વરૂપમા ગુર્જર વાચનપ્રિય પ્રજાની સેવામા મંદર થાય છે, અને તેનુ માન મ્હારા પરમ સ્નેહી શ્રીહરિભાઇનેજ ઘટે છે

કેટલીક અનિવાર્ય ઉપાધિઓને અંગે આ પ્રથમાવૃત્તિમા ચિત્રો મૂકવાની યોજના થઇ શકી નથી દ્વિતિયાવૃત્તિ વખતે કેટલાંક ચિત્રો મૂકવાનો વિચાર છે

અંતે વાચક વર્ગને વિનતિ એટલીજ છે કે પ્રત્યેક મનુષ્ય દોષપાત્ર છે, અને હું પણ એક સામાન્ય મનુષ્ય છુ—તેથી દોષ તરફ દુર્લક્ષ્ય કરી તત્વને ગ્રહણ કરવુ **ઇત્યલમ્**

તા ૨૦–૧૦–૧૫ | સાહિત્ય–સેવક

માંડવીની પોળ—**અમદાવાદ** | **વ્રજલાલ જાદવજી ઠક્કર.**

# ત્રીજી આવૃત્તિની

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથાની જનસમાજમાં સારી કદર થવાથી આના વિષમ વિગ્રહના વખતમાં ચિત્ર દર્શન સાથે ત્રીજી આવૃત્તિ કાઢવી પડી છે જનસમાજ જેવી રીતે અમારા સાહસની કદર કરે છે તે પ્રમાણે મદદરૂ સાહસ કદરની કરી અમારા કાર્યને ઉત્તેજીત કરવા મહેરબાની કરશો એવી આશા છે

લી

પ્રકાશક.

# મિલન-મંદિર.



ખંડ પહેલો.

પ્રથમ પરિચય

અને

કલહાગ્નિની શરૂઆત.

## આ લેખકના બીજા નોવેલો

વનવાસિની ( સચિત્ર ) ૨—૧—૧

સરોજ સુંદરી યાને સુધરેલો જમાનો છપાય છે



# મિલન-મંદિર.



## ખંડ ૧ લો.



### પ્રકરણ ૧ લું.



### માતા-પુત્ર.

ભાઈ! તને એક વાત કહેવાને આવી છું આમ કહીને માતા પુત્રની પાસે બેઠી

એ ઓરડામાં બીજું કાંઈ નહોતું લગભગ આઠેક વાગ્યા હતા ભિતની દીવી ઉપર મૂકેલા એક કોડીઆમાં દીવેલનો દીવો બળતો હતો તથા એક ન્હાનું ઘડીઆળ 'ટક ટક' અવાજ કરી રહ્યું હતું

રમેશચંદ્રે માતાના મુખ તરફ દૃષ્ટિ કરી ગંભીર સ્વરે પ્રશ્ન કર્યો—"શું છે?"

પુત્રે એવા સ્વરનો ઉપયોગ કર્યો કે, એવા પ્રકારના સ્વરની પ્રત્યાશા માતાએ રાખી નહોતી માતા સમજી ગઈ કે પુત્રે હું તેને જે કાંઈ કહેવા આવી છું, તેનાથી ભિન્ન પ્રકારનો ભાવ ધારણ કર્યો છે છતાં તે શાંત રહી નહિ તેણે કહ્યું—"તમને સર્વેને નિરાધાર મૂકી ત્હારા પિતા પરલોકવાસ કરી ગયા છે. એમના પરલોકવાસ પછી અનેક પ્રકારનું દુ:ખ વેઠીને, અસંખ્ય માણસોની ખુશામદ કરીને અને પુષ્કળ ઉજાગરાઓ કરીને મ્હેં તમને મ્હોટા કર્યા છે મ્હારા દુઃખની

રમેન-ના સહન કરે તો શુ કરે ? તે જો પોતાની ઇચ્છા પ્રમાણે વર્તાને ચાલવા માગતી હોય નો બીજાઓએ નેને અનુકુળ થઇને ચાનવુ જોઇએ

માતા-ભાઇ ' બધાના સ્વભાવ સરખા કયાથી હોય ? પરતુ ભાઇ ! આ ઘરજજાળની બાબતથી તુ વિચ ત થઇશ નહિ સ્ત્રીઓના સ્વભાવજ બ્રહ્માએ એવા ઘડયા હોય ત્યા કોઇ શુ કરી શકે ? ત્હારા જેવા વગના મુગ્ધ્ભી માણસ ઘરકલેશ તરફ તો આખ આડા કાન કરવા જોઇએ

રમેશચદ્રે થોડા સમય સુધી કાઇ વિચાર કર્યો પછીથી તેણે કહ્યુ-" હુ તો ઘેર રહેતા પણ નથી પરતુ જ્યારે ત્યારે ઘેર આવુ છુ ત્યાર ત્યારે કાઇ ચિત્રવિચિત્ર પ્રકાર જાણુ છુ આમ થવાથી મ્હારૂ મન અસ્થિર થઇ જાય છે '

માતા-હુ એ જાણુ છુ પરતુ ભાઇ ! તુ ખાત્રી રાખજે કે, જ્યા સુધી હુ જીવતી છુ, ત્યા સુધી કોઇના તરફ અન્યાય થાય તેમ નથી ઘરજજાળનો સઘળો ભાર મ્હારે માથે મૂકીને તુ ત્હાર શાતિથી ત્હારી નોકરી સભાળ

રમેશ-પણ આ હમણા મદાકિની વહુ સહુ મ્હોટ ચઢી ગયેલા હોય એમ જણાય છે

માતા-ભાઇ ! હુ એ જાણુ છુ મદાકિનીવહુ કંઇ પણ ગેરવાજબી વાત કરે તે સહન કરતાં મને દુ:ખ થાય છે. (illegible)

થાય એ સબધી મ્હારાથી બનતી મહેનત પણ કરૂ છુ ત્હારે એ વિષય તરફ ધ્યાન આપવાની જરૂર નથી વળી સ્ત્રીઓની સઘળી વાત સાચી હોતી નથી વહુનુ એકલીનુ કહેવુ સાભળી ત્હારે ગુસ્સે થવુ જોઇએ નહિ

રમેશ-ખરી વાત છે, તે કાઇ મૂર્ખ નથી

માતા-આપણી આબરૂ જેથી કરીને સચવાઇ રહે તે પ્રમાણે આપણે વર્તવુ જોઇએ તુ બુદ્ધિમાન્ છે ત્હારા ઉપરજ મ્હારો સઘળો ભરોસો છે

રમેશ-માજી ! એ બધી વાત હવે પડતી મૂકો. જુઓ, કાલે

મ્હવારે હુ વેરથી ચાલ્યો જવાનો છુ સુકુમારને કોઇ રીતે દુખ ના પડે તેની સભાળ રાખજે મ્હે સાભળ્યુ છે કે, તેને ઉધરસ થઈ છે

માતા—ભાઇ ! સુકુમાર તો મ્હારો નયનમણિ છે તેની ઉધરસનો ઉપાય પણ ચાલુજ છે તેને માટે તું નિશ્ચિંત રહેજે સુકુમાર સર્વેને ઘણો વ્હાલો લાગે છે હરિશ્ચદ્ર તો તેના સિવાય એક ક્ષણ પણ રહી શકતો નથી એ તેના ગળાનો હાર છે શુ, પણ ભાઇ ! તુ કાને ન જાય તો ચાલી શકે તેમ નથી ?

રમેશ—ના, પારકી નોકરી આગળ આપણી ઇચ્છાનુસાર ચાલી શકાય નહિ વળી હમણા કામ ધમધોકાર ચાલતુ હોવાથી મ્હારે જેમ બને તેમ જલદીથી જવાની જરૂર છે

આ સમયે ચચળવહુએ ઉઘી ગયેલા બાળક સુકુમારને લઈને ઓરડામા પ્રવેશ કર્યો, તથા સુકુમારને શય્યામા સુવાડી દીપકની દીવેટને સતેજ કરી ઓરડામાથી તે ચાલી ગઇ પોતાની પુત્ર સાથેની વાતચિત ચચળવહુએ સાભળી લીધી છે એવુ અનુમાન માતા વહુના ગુસ્સાથી થયેલા સખ્ત પગલા ઉપરથી કરી શકી રમેશચદ્રના જાણવામા પણ પત્નીની વર્તણુકનુ કારણ આવી ગયુ



## પ્રકરણ ૨ જુ.



## ચંચળની ચતુરાઈ

એકાએક સુઇ રહેલો સુકુમાર આગ્રહદર્શક સ્વરે બોલી ઉઠ્યો — "મ્હારે ન્હાના કાકા પાસે જવુ છે"

રાત્રિ ઘણી વીતી ગઇ હતી મદ મદ પવન વિહરતો હતો કોઇ કોઇ સમયે પપૈયાનો મધુર પોકાર કાને સભળાતો હતો સમસ્ત માનવજાતિ નિદ્રાધીન હતી

સુકુમારનો આગ્રહ અટક્યો નહિ પતિ પત્નીએ તેને ઘણુય

સમજાવ્યો, ઘણુંય ભૂલાવ્યો અનેક રમવાની વસ્તુઓ આપી, પરંતુ સુકુમારના મનનું સમાધાન થયું નહિ-કોઇપણ પ્રકારે તે રડતો છાનો રહ્યો નહિ

રમેશચંદ્રે કહ્યું-" આવો છોકરો તો ક્યાંય જોયો નહિ શું તે વારંવાર આમજ કરે છે કે ? "

ચંચળે વિરક્ત સ્વરે કહ્યું-" અરે વારંવાર તો શું, પણ હમ્મેશાં આ પ્રમાણે કર્યા કરે છે રાત્રિ દિવસ તે તેની પાસેજ પડ્યો રહે છે "

રમેશ-હવે શો ઉપાય ?

ચંચળ-જઇને આપી આવો

રમેશ-હરિશ્ચંદ્ર મ્હારની પરસાળમાં સુઇ રહે છે કેમ ?

ચંચળ-હા

રમેશચંદ્ર ઓરડાનું બારણું ઉઘાડી સુકુમાર સાથે બ્હાર નીકળ્યા તથા પરસાળ પાસે જઇને હરિશ્ચંદ્રને હાક મારી આ સમય હરિશ્ચંદ્ર ઘોર નિદ્રામાં નિમગ્ન હતો મ્હોટા ભાઇની હાક સાંભળતાંજ તે ઉઠીને બેઠો થયો તેણે આંખો ચોળી રહ્યા પછી દીવાસળી સળગાવીને દીવો કર્યો ન્હાના કાકાને જોતાંજ સુકુમાર તેને ગળે વળગી પડ્યો હરિશ્ચંદ્ર તેને પોતાની પાસે સુવાડ્યો, એટલે રમેશચંદ્ર પોતાના શયનાલયમાં આવી પત્નીને પૂછ્યું-" હવે સુકુમાર પાછો અહિં નહિ આવે કે ?

ચંચળ-ના

રમેશ-ત્યારે તો સારૂં હરિશ્ચંદ્રનો આપણા સુકુમાર ઉપર ઘણો પ્રેમ છે

ચંચળ-હા ઘણોજ પ્રેમ છે

રમેશ-હરિશ્ચંદ્રનો હવે તો વિવાહ કરવો જોઇએ લગભગ અઢાર ઓગણીસ વર્ષની ઉમ્મરનો થયો હશે

ચંચળ-તો વિવાહ કરો

રમેશ-આવા ભાવથી કેમ બોલે છે ?

ચંચળ-કેવા ભાવથી બોલું છું ? તમે તો મ્હોટા ધનવાન છો

ભાઇનો વિવાહ તમે કરો તેમાં મ્હારે શું બોલવાનું હોય ?

રમેશ—અરે ! મ્હારી પાસે તો એક રાતો પૈસો પણ નથી.

ચંચળ—ન હોય તો દેવું કરો.

રમેશ—હા તેમજ કરવું પડશે ચારસો રૂપિયાના ઘરેણાં હશે તો ચાલી શકશે, તથા જે કાંઇ પહેરામણી મળશે તેમાંથી બીજું ખર્ચ ચલાવી લેવાશે.

ચંચળ કાંઇ બોલી નહિ, પરંતુ રમેશ સમજી ગયો કે, પત્નીના મુખ ઉપર અપાર માનસિક વાદળાનો ઘોર અંધકાર છવાઇ ગયો છે. તેણે કહ્યું—"હવે એ બાબત તરફ દુર્લક્ષ્ય કરવું જોઇએ નહિ."

ચંચળે વિશેષ ગંભીર સ્વરે કહ્યું—"એ તો ઠીક છે પરંતુ આ છોકરાનો કાંઇ વિચાર કર્યો કે ? તેનું શરીર સારૂં રહેતું નથી ઉધરસ પણ થઇ છે.

રમેશ—ઉધરસ થઇ હોય તો તેને વૈદને ત્યાં લઇ જજો.

ચંચળ—ઠીક, એ તો એમજ થશે, પરંતુ જે કામ કરો તે પૂરો વિચાર કરીને કરજો. મ્હારા સુકુમારના ભવિષ્યને માટે તમારે કાંઇ એકઠું કરી રાખવું જોઇએ. ન કરે નારાયણ ને મ્હારા નશીબમાં કાંઇ સારો ખોટો પ્રસંગ બને તો મ્હારા લાડકવાયા દીકરાને ઘેર ઘેર ભિખ માગવી પડે તેનું ધ્યાન છે કે ?

રમેશ—ભિખ શા માટે માગવી પડે ? કદાચ હું નહિ બચું તો મ્હારી પાછળ મ્હારા ભાઇઓ તેને ઉછેરીને મ્હોટો કરશે.

ચંચળે સહજ રોષમાં આવી જઇને કહ્યું—"કાકાઓ તેને કેવો મ્હોટો કરશે એ તો અત્યારથીજ માલુમ પડી આવે છે. હું તમારે પગે પડું છું, મ્હારે તમારી પાસેથી ઘરેણાં ગાંઠાં જોઇતાં નથી. સારાં સારાં કપડાં જોઇતાં નથી, મ્હારે માત્ર મ્હારા પુત્રનું ભલું થાય એજ વિચારવાનું છે. તેથી હું તમને વિનતિ કરીને કહું છું કે, તમારે મ્હારા સુકુમારને માટે પ્રત્યેક માસે થોડા થોડા રૂપિયા બચાવવા પડશે. મ્હારે ગળે હાથ મૂકીને પ્રતિજ્ઞા કરો. તમારે મ્હારી આ વિનતિ માન્ય કરવીજ પડશે.

રમેશે થોડા સમય સુધી કાંઈ વિચાર કર્યો કર્યો, પછીથી તેણે પત્નીની વિનતિ તેને ગળે હાથ મૂકીને કબુલ કરી તેણે કહ્યું–"માસિક જેટલી રકમ પ્રાપ્ત થશે તેમાંથી અડધી રકમ હું સુકુમાર માટે બચાવી રાખીશ અને અડધી રકમ ઘરસંસારના ખર્ચ માટે ઉપયોગમાં લઇશ "

ચંચળ–મ્હારી એક બીજી વિનતિ કબુલ કરવી પડશે

રમેશ–શી ?

ચંચળ–દેવું કરવું નહિ **"ऋणकर्त्ता पिता शत्रु–"** મ્હારા સુકુમારના શત્રુ થશો નહિ

રમેશ–હું કદાપિ દેવું કરીશ નહિ

અષાઢ માસના આકાશમાંથી વાદળાંઓ દૂર થઇ ગયા–ચંચળનું મુખ પ્રફુલ્લ થયું તેના અધરોષ્ઠ ઉપર સ્મિત હાસ્ય નૃત્ય કરવા લાગ્યું



## પ્રકરણ ૩ જું.



### વિદાય.

સ્હવારના નવ વાગ્યાની અંદર રમેશચંદ્ર જમી પરવારીને તૈયાર થયો, બાદ ગાડીમાં બેસીને તેને વડોદરા જવાનું હતું, તથા ત્યાંથી ફ્રન્ટિયરમાં બેસીને તે સુરત ઉતરવાનો હતો

ગાડી લાવવાનું કામ હરિશ્ચંદ્રે પોતાને માથે રાખ્યું હતું હરિશ્ચંદ્રે ગાડીવાળાને ત્યાં જઇને અગાઉથીજ ગાડી લાવવાની સૂચના કરી હતી પણ ગાડીવાળો વખતસર આવ્યો નહિ તેને જે વખતે આવવાનું કહ્યું હતું તે વખત ઉપર એક કલાક વીતી ગયો રમેશચંદ્રે હરિશ્ચંદ્રને પૂછ્યું–' દશ વાગી ગયા છતાં હજી સુધી ગાડીવાળો આવ્યો નહિ, એનું શું કારણ ? "

હરિશ્ચંદ્રે ઉત્તર આપ્યો–"હું શું જાણું! મ્હેં તો તેને ઘણી તાકીદ કરીને કહ્યું હતું હમણાજ તે આવવો જોઇએ '

રમેશચંદ્રે ગભરાઇ જઇને કહ્યું –" હવે ક્યારે આવશે ? મ્હારે

તો થવા આગ્વા ચાર ગાઉ સુધી જવાનુ છે, અને ગાડીવાનનુ ના કાંઇ ઠેકાણુયે નથી ! "

આ સાભળી ચચળે મ્હોડુ ચઢાવીને કહ્યુ –" જ્યારે પારકી નોકરી કરવાને તમારે જવાનું છે તો ગાડીની વ્યવસ્થા કરવાને પણ તમારેજ જવુ હતુ પારકાના ઉપર વિશ્વાસ રાખ્યાથી શુ થાય ' '

પત્નીના વચનોથી રમેશચદ્રને પોતાની ભૂલ થઇ હોય એમ લાગ્યુ, તથા હરિશ્ચદ્ર પણ તેને ગુન્હેગાર જણાયો ! તેણે વિરક્ત સ્વર કહ્યુ –" હુ નહોતો ધારતો કે એનાથી ગાડાની વ્યવસ્થા નહિ થાય, અને મ્હારે રખડી મરવાનો વખત આવશે. હવે શુ કરવુ ? માથે ભાર પણ વધારે છે, નહિ તો ગાડી વિના ચલાવી લેત આજે નોકરી ઉપર હાજર થવુજ જોઇએ ! "

એવામા કૃષ્ણચદ્ર ત્યા આવી પહોચ્યો ગાડી સબધીની બધ્ય સાભળીને તેણે હસતા હસતા હરિશ્ચદ્રને કહ્યુ –" કેમ હરિયા ! ગાડી કયા છે ? જો મને કહ્યુ હોત તો હુ એકને બદલે બે ગાડી લાવીને હાજર કરત "

હરિશ્ચદ્રને બધુના વચનોથી ઘણુ ખોટુ લાગ્યુ ખરી રીતે જોતા જતા તેનો કાઇ ગુન્હો ન્હોતો ગાડીવાળો કાઇ ઓછો તેનો નોકર હતો ! હરિશ્ચદ્રે નમ્ર સ્વરે કહ્યુ –" આપણે બજારમા ચાલો, ત્યાથી ગાડી મળી આવશે. "

રમેશચદ્રે ગુસ્સામાજ કહ્યુ –" અને આ બધો સરસામાન કોણ ઉંચકી લેશે ? "

હરિશ્ચદ્ર—કૃષ્ણચદ્રભાઇ ! તમે પણ સાથે ચાલો હુ મ્હોટા ભાઇની ટ્રક અને એક પોટલુ ઉંચકી લઉ છુ, બાકીની બે પોટલીઓ તમે ઉંચકી લ્યો

કૃષ્ણચદ્ર—ભલે એમ કરો પરતુ બજારમાથી ગાડી મળે નો સારુ

હરિશ્ચદ્ર—બજારમા નહિ મળે તો ગમે ત્યાથી ગાડી લઇ આવીશ તમારે ગભરાવાનુ કાઇ કારણ નથી

આમ કહીને હરિશ્ચંદ્ર એક હાથમાં પોટલું અને એક હાથમાં દૂધ લઈને બ્હાર નીકળ્યા. એવામાં સુકુમાર દોડતા દોડતા આવીને ન્હાના કાકાના ધોતીઆનો છેડા પકડ્યો; ચયળે તેને ખેંચવા માંડ્યો, પરંતુ તેણે તો ન્હાના કાકાનું ધોતીયું નજ છોડ્યું.

હરિશ્ચંદ્ર પોટલીને નીચે મૂકી સુકુમારને પોતાની કમર ઉપર બેસાડ્યો. પછીથી તેણે કૃષ્ણચંદ્રના સામું જોઈને કહ્યું –"ભાઈ! તમારાથી આ પોટલું ઉંચકી શકાય તો ઉંચકી લ્યો, નહિ તો હું ફરીથી આવીને લઈ જઈશ."

કૃષ્ણચંદ્રે પોટલું ઉંચકી લીધું. ત્યાર પછી ત્રણે ભાઈઓ બજારમાં જઈ પહોંચ્યા. બજારમાં બે ગાડીઓ ઉભી હતી. તેમાંની એક ગાડી ભાડે કરીને તેમાં સઘળો સરસામાન મૂકયો. હવે રમેશચંદ્રને શાંતિ વળી. એ ગાડીમાં બીજા બે માણસો બેસવાના હતા, તેથી ગાડીવાન આવનાર માણસોની રાહ જોઈ રહ્યા હતો, આથી ફરીને રમેશચંદ્રે તેને કહ્યું –"ભાઈ હવે ગાડી કયારે હાંકીશ? બપોર થવા આવ્યા, છતાં તું તો હજી ઉભોજ રહ્યો છે."

મ્હોટા ભાઈ! હજી બે માણસો આવવાના છે. તેઓ આવે એટલે ગાડી હાંકું." ગાડીવાને ઉત્તર આપ્યો.

"પરંતુ તાપ વધતો જાય છે, તેથી જલદીથી ગાડી હાંકે તો સારૂં." રમેશચંદ્રે કહ્યું.

"ત્યારે ત્યારે તમે ગાડી સંભાળજો. હું તેમને બોલાવી લાવુંછું." આમ કહીને ગાડીવાન તરતજ પેલા માણસોને બોલાવવા ચાલ્યો ગયો.

આ સમયે રમેશચંદ્રે હરિશ્ચંદ્રને કહ્યું –"હરિયા! તું મ્હોટો થયો છે છતાં બ્હાર રખડયા કરે છે, અને ભણવા ઉપર બિલકુલ લક્ષ્ય આપતો નથી તેનું શું કારણ?"

કપાળે પરનો પરસેવો સાફ કરી હરિચંદ્રે ઉત્તર આપ્યો –"હું તો કાંઈ રખડવા જતો નથી."

રમેશ–ત્યારે તું સાચો, અને ઘરના માણસો જુઠા કેમ?

હરિશ્ચંદ્ર–તમને કોણે કહ્યું?

રમેશ–કૃષ્ણચંદ્રે.

હરિશ્ચંદ્ર—હું તો એમના કહેવા પ્રમાણે ચાલું છું જો ખોટું કહેતો હોઉં તો એમને પૂછી જુઓ

રમેશચંદ્રે કૃષ્ણચંદ્રના સામું જોયું તો કૃષ્ણચંદ્ર સ્મિત હાસ્ય કર્યું

રમેશચંદ્ર કૃષ્ણચંદ્રને કહ્યું—" હમણાં તો જેમ ચાલે છે, તેમ ચાલવા દે થોડા દિવસમાજ હુ એને માટે નઈ વ્યવસ્થા કરીશ તું એને કાંઈ કહીશ નહિ. '

કૃષ્ણચંદ્રે કહ્યું—' પરંતુ હું ક્યાં એને કાંઈ કહું છું ' ગામમાં પ્લેગ ચાલે છે છતાં પોતાની મરજી પડે ત્યાં ફર્યા કરે છે વળી ભણવા ગણવાનું મૂકી ને પેલા ભાસ્વતાનંદ યોગીના આશ્રમમાં જઈને બેસી રહે છે, એ કાંઈ સારું કહેવાય કે ' વળી હમણાં હમણાંના તો ભાઈસાહેબ પ્રાણાયામ કરતા શિખ્યા છે, જો શ્વાસ રૂંધવા જતાં કંઈ આડું અવળું થઈ જશે તો પછી ' '

એવામાં ગાડીવાન આવી પહોંચ્યા બધુમ ડળની વાત અહિંથી અટકી પડી બીજા માણસો સાથે રમેશચંદ્ર પણ ગાડીમાં બેઠા સુકુમાર હજી સુધી હરિશ્ચંદ્રની કમર ઉપરજ બેસી રહ્યા હતા ગાડીમાં બેઠા પછી રમેશ સુકુમારને ચુંબન કરવા ગયા પરંતુ સુકુમારે પોતાના નાના હાથને ગળે વળગી પડીને પોતાનું મ્હોં ફેરવી દીધું

હરિશ્ચંદ્રે રમેશચંદ્રને પૂછ્યું—' છૂટા પૈસા છે કે '

રમેશ—હા છે, કેમ '

હરિ—બે ત્રણ આપોને !

રમેશ—શું કરીશ '

હરિ—સુકુમાર માટે ખાવાનું લેવું છે '

રમેશચંદ્ર તરતજ પોતાના ખિસ્સામાંથી ચાર પૈસા બહાર કાઢીને હરિશ્ચંદ્રના હાથમાં મૂક્યા ગાડીવાને ગાડી હાંકી આવજો, સભાળીને જજો, વારંવાર પત્ર લખતા રહેજો, એમ અન્યોન્ય ભલામણો થઈ ગયા પછી બન્ને ભાઈઓ ચિંતાતુર ચિત્તે પાછા ફર્યા પાછા જતી વખતે હરિશ્ચંદ્ર બજારમાંથી સુકુમારને માટે ખાવાનું લીધું, અને ત્યાર પછી વાતચિત કરતા કરતા બન્ને ભાઈઓ ઘેર આવી પહોંચ્યા

## પ્રકરણ ૪ થુ.



## પૂર્વ પરિચય

વડોદરા પ્રાંતમા છાણી નામનુ એક ગામ છે આ છાણી ગામમા રામચદ્ર કરીને એક બ્રહ્મક્ષત્રી રહેતા હતા તેઓ મ્હોટા વતનદાર હોવાથી છાણી ગામમા એક પ્રતિષ્ઠિત પુરુષ ગણાતા હતા પરતુ હાલના જમાનામા ગુજરાતના ઘણાખરા વતનદારો નિર્ધન સ્થિતિમા જેમ પોતાના દિવસો નિર્ગમન કરે છે તેમ રામચદ્રની સ્થિતિ પણ કેટલાક કારણોને લીધે દુખપૂર્ણ હતી આવી સ્થિતિનુ મુખ્ય કારણ એ હતુ કે, પિત્રાઈઓની તકરારમા તેમની ઘણીખરી જમીન ન્યાયાલયમા લડવાના ખર્ચમા ચાલી ગઈ હતી આ પ્રકારને લીધે તેમને માથે થોડુ ઘણુ દેવુ પણ થયુ હતુ અવશેષ રહેલી જમીનમાથી કેટલીક લેણદારોની વસુલાતમા તણાઈ ગઈ અને જે થોડી ઘણી પાછળ રહી તેના ઉપરજ તેમના ગૃહસસારનો ખર્ચ ચલાવવાનો વખત આવ્યો

સસારમા સુખ દુખનુ ચક્ર હમ્મેશા ફરતુજ રહે છે એક સમયે જે રાજરાજેશ્વર હોય છે, તે ક્ષણ માત્રમાજ રસ્તે રખડતો ભિખારી થઈ જાય છે જે માણસ દુખી હોય છે, જેણે પોતાના જીવનમા સુખનુ સ્વપ્ન પણ જોયુ નથી હોતુ, તેને પોતાની દુખપૂર્ણ સ્થિતિ માટે વિશેષ લાગણી થતી નથી પરતુ જે માણસ સુખપૂર્ણ અવસ્થામાથી આ ચક્રના પરિવર્તનને પરિણામે દુખદ સ્થિતિને આધીન થાય છે, તેને પોતાના જીવન ઉપર ઘણો કટાળો આવે છે

જ્યારે રામચદ્રની સ્થિતિ સારી હતી ત્યારે તેમને ત્યા બાર માસમા તેર પર્વણીઓ થતી હતી નિરાધાર તેમજ દીન દુખી માણસોને તેમને ત્યા આશ્રય મળતો હતો સ્વજન પરિજનોના આનદ કોલાહલથી આખુ ઘર રાત્રિ દિવસ આનદમય માલુમ પડતુ હતુ પરતુ ભાગ્યનુ પરિવર્તન થતાની સાથેજ સઘળો આનદ ડાબલીમા છુપાવા

ગએલા કપુરની માફક ઉડી ગયો. ખેતરો વાવવા, દાણા ઉપજાવવા, ખેતરોમાંનું અનાજ ઘેર લાવવું એ સર્વ કાર્યો પોતાને હાથેજ કરવાનો કમનશીબ સમય આવી ચઢ્યો. સાધારણ રીતે ગૃહસંસારનું ખર્ચ ચાલી શકે એટલું પણ જમીનનું ઉત્પન્ન થતું નહિ. આવાં આવાં અનેક કારણોને લીધે, પિત્રાઇઓના કલહને પરિણામે, રામચંદ્રની માનસિક સ્થિતિ તો નિર્બળ બની ગઇ હતીજ, અને ધીમે ધીમે તેમની શારીરિક સ્થિતિ પણ નિર્બળ થવા લાગી. વરસમાં રામચંદ્રના મંદવાડની પથારી પથરાઇ. દવાદારૂના ખર્ચમાં અસાધારણ દેવું થઇ ગયું; પરંતુ **केवलमिश्वरेच्छाबलियसि** એ મહાસુત્ર પ્રમાણે સઘળા યત્નો, ડૉકટરો તેમજ વૈદ્યોના ઉપચારો નિરર્થક થઇ પડ્યા, અને રામચંદ્ર સંસારની ચિંતાને માથે લઇ સ્વર્ગલોક તરફ યાત્રા કરી પંખી પ્રવાસી પ્રાણરૂપી પિંજરને ખાલી કરી કોઇ અગમ્ય દેશમાં ચાલ્યો ગયો.

રામચંદ્રની ગૃહિણી સરસ્વતી પોતાનાં ન્હાનાં ન્હાનાં સાત બચ્ચાંઓનું પતિની ગેરહાજરીમાં બહાદુરીએ પ્રતિપાલન કરવા લાગી. પરંતુ લેણદારોએ તેને એક પણ દિવસને માટે જંપીને શાન્તિથી બેસવા દીધી નહિ. તેઓને આ ગરીબ વિધવા તેમજ તેનાં નિરાધાર બાળબચ્ચાંઓ ઉપર બિલકુલ દયા આવી નહિ. તેમણે વ્યાજ સાથે લેણા રૂપિયાનો દાવો કર્યો, તથા હુકમનામું મેળવી સાનમાં લખેલી જમીનની હરાજી કરાવી. નિરાધાર વિધવાએ સારા સારા પ્રતિષ્ઠિત ગણાતા માણસો પાસે જઇને પોતાની દુઃખદ સ્થિતિનું વર્ણન કર્યું, પરંતુ કોઇએ પણ તેને આશ્રય આપ્યો નહિ! સ્વાર્થી સંસારમાં બોલવામાં સર્વ બહાદુર હોય છે, પરંતુ અનાથનાં આંસુ સાફ કરી તેને આશ્રય આપનાર યાનો સહાયતા કરનાર મનુષ્ય વિરલાજ હોય છે. સરસ્વતીને માટે પણ એમજ થયું. તેના દુઃખની દાઝ કોઇને પણ થઇ નહિ, તેનાં ગરમ આંસુઓ સાફ કરી કોઇએ તેને આશ્વાસન સુદ્ધાં આપ્યું નહિ. રામચંદ્રના જ્યેષ્ઠ પુત્ર નવીનચંદ્રનું લગ્ન વડોદરામાં પ્રાણલાલ વકીલની મ્હોટી પુત્રી સાથે થયું હતું. તેની પત્નીનું નામ જયંતી હતું. નવીનચંદ્રનું લગ્ન તેની બાલ્યાવસ્થામાંજ થયું હતું.

વહેવાઇ મહારાયનો પરલોકવાસ થયાના સમાચાર માલુમ પડતાજ પ્રાણનાથ જાણી આવ્યા વહેવાઇના ઘરની દુખી સ્થિતિ જોઇ તેમને ઘણી લાગણી થઇ આવી, જો કે તેમની સ્થિતિ સારી નહોતી, છતા તેમણે વહેવાઇના કુટુબને યથાશક્તિ મદદ કરી લેણદારોને બોલાવી તેમની પાસેથી થોડી ઘણી જમીન વેચાણ રાખી, અને તેનો કારભાર પોતાના જમાઇ નવીનચદ્રને સોંપ્યો આ સિવાય તેમણે બીજી થોડી ઘણી પૈસાની મદદ પણ કરી, તથા પ્રત્યેક માસે અમુક રકમ મોકલી આપવાની ઉદારતા દર્શાવી.

નવીનચદ્ર તે સમયે અઢાર વર્ષનો હતો. રમેશ, કૃષ્ણ, રજની વગેર એ સમયે આઠ આઠ દશ દશ વર્ષની ઉમ્મરના બાળકો હતા અને હરિ તો માત્ર દશ મહિનાનો ઉછરતો બાળક હતો

નવીનચદ્ર એકલોજ ખેતીવાડીની સભાળ રાખતો હતો હમ્મેશા તે ખેતરમા જતો હતો મજુરોને લઇ ખેતરે નીંદાવતો હતો, અને પાક થતા ગાડા ભરીને સઘળુ અનાજ ઘેર લાવતા હતો. એક વતનદારનો પુત્ર કે જેણે પોતાના પિતાની હયાતીમા ગામની ભાગોળ સુદ્ધા જોઇ નહોતી તેને વૈશાખ માસના સખ્ત તાપમા ખેતરની અઘરી મજુરી કરતા કેવુ અસાધારણ દુખ થતુ હશે તેની કલ્પના અનુભવી સિવાય બીજા કોઇને થવી અસભવ છે વિદ્યાભ્યાસ કરવાનુ નિરુપાયે છોડી દઇ નવીનચદ્ર સસાર ખર્ચ ચલાવવાને માટે ખેતરોમા અથડાતો થયો. રમેશચદ્ર કાઇક મ્હોટો થતા તે પોતાના વડીલ બધુને યથાશક્તિ મદદ કરવા લાગ્યો કૃષ્ણચદ્ર અને રજનીચદ્ર તે સમયે બાલ્યાવસ્થામા હોવાથી તેઓ શી સહાયતા કરી શકે ? વળી પિતૃહીન થયેલો હરિશ્ચદ્ર તો હજી સુધી ભ્રાતૃસ્નેહના પવિત્ર આનદસાગરમા સ્નાન કરી રહ્યો હતો !

કેટલાક વર્ષો વીતી ગયા, એવામા ક્રૂર ભાગ્ય વિશેષ ક્રૂર થયુ. ગામમા કૉલેરાનો ઉપદ્રવ ચાલુ થયો આ અસાધ્ય ઉપદ્રવે અનેક મનુષ્યોના ભોગ લીધા ! નવીનચદ્ર પણ પોતાના કુટુબને રડતું મુકી, આ ભયકર રોગનો ભોગ થઇ પડી પરલોકયાત્રા કરી ગયો.

ઘણા દિવસ સુધી આ નિરાધાર કુટુમ્બવાળા ઘરમા હાહાકાર થઇ રહ્યો ત્યાર પછી કેટલોક સમય વીતી જતા પુન શાન્તિની સ્થાપના થઇ નવીનચંદ્રનો પરલોકવાસ થયા પછી આ કુટુમ્બને પૈસા માટે ઘણી હાડમારી ભોગવવી પડી નવીનચંદ્ર માથાકુટ કરી જે કાંઇ પેદાશ કરતો હતો ને બંધ થઇ તેના શ્વસુર જમાઇની હયાતિમા જે મદદ કરતા હતા તે મદદ તેમણે જમાઇના પરલોકવાસ પછી બંધ કરી દીધી। તેમણે પોતાની પુત્રીને પોતાની પાસે બોલાવી લીધી એટલે પછી આ નિરાધાર કુટુમ્બને મદદ કરવાનુ તેમણે યોગ્ય ધાર્યુ નહિ, સ્વાર્થ આનુજ નામ !



## પ્રકરણ ૫ મુ.



## પૂર્વ પરિચય (ચાલુ)

હવે સંસારનો ભાર રમેશચંદ્ર પોતાના શિર ઉપર ઉપાડી લીધો। પરંતુ પૈસાનો અભાવ હોવાથી માત્ર જાતમહેનતથી બધી બાજુઓ સચવાઇ નહિ પૈસાના અભાવથી ખેતીવાડીનુ કામ પણ સર્વાંગે બંધ પડી ગયુ

રમેશચંદ્ર નિરાશ થઇ ગયા સંસાર શી રીતે ચલાવવા એ સબંધીનો વિચાર આવતાજ તે ગભરાઇ જવા લાગ્યો પરંતુ શાન્તિ ધારણ કરી પત્ની તેમજ માતાની સહાયતાથી તે પોતાના ન્હાના ભાઇ ઓનુ પ્રતિપાલન કરવા લાગ્યા છેવટે માતાની સલાહ-સંમતિ લઇને નિરુપાયે રમેશચંદ્ર નોકરી કરવાને માટે ઘરની બ્હાર નીકળી પડ્યા નિરાધાર વિધવા કૃષ્ણચંદ્રની સહાયતાથી ઘરસંસાર સંભાળવા લાગી

રજનીચંદ્રની ઉમ્મર આ સમયે બાર વર્ષની હતી. હીરાલાલ દેસાઇ નામના છાણી ગામના એક પરોપકારી પુરૂષ મુંબાઇમા કેશવજી દેવજી નામના શેઠને ત્યા સારા પગારથી નોકરી કરતા હતા કાંઇ કામને લીધે તેઓ થોડા દિવસની રજા લઇ છાણી આવ્યા હતા

આ પ્રસંગનો લાભ લઇને દુઃખી વિધવા તેમની પાસે ગઇ, તથા પોતાની દુઃખપૂર્ણ સ્થિતિની હકીકત નમ્ર સ્વરે નિવેદન કરીને તેણે તેમને કહ્યું કે–" રજનીને તમારી સાથે મુંબાઇ લઇ જાઓ તો ઘણું સારું, કારણ કે અહિં તેના અભ્યાસની વ્યવસ્થા સારી રીતે થઇ શકે તેમ નથી. તમારા ઘરમાં બે ચાર માણસો છે, તો એને પણ તમારા પોતાનો સમજીનેજ તમારે ત્યાં રાખો. પ્રભુ ! તમને તમારા ઉપકારનો બદલો અવશ્ય આપશે "

હીરાલાલને દયા લાવીને મુંબાઇ જતી વખતે રજનીચંદ્રને પોતાની સાથે લઇ ગયા. ત્યાં જઇને તેમણે તેના અભ્યાસની સારી વ્યવસ્થા કરી આપી. આવી રીતે રજનીચંદ હીરાલાલની સહાયતાથી ઠેકાણે પડી ગયો. આ સમય હરિશ્ચંદ્ર ગામની નિશાળમાં ગુજરાતી ત્રીજી ચોપડી ભણતો હતો. પરંતુ ભણવા ઉપર તેનું વિશેષ લક્ષ્ય નહોતું. તે આનંદી હતો. અને આજકાલની તાલુકા સ્કૂલોના માસ્તરો એટલે સાક્ષાત યમદૂતનાજ ! તેમનું મહામંત્ર એજ કે ' સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ઘમઘમ ' આથી કરીને તે બે દિવસ નિશાળમાં જતો તો ચાર દિવસ સુધી નિશાળનું બારણું સુદ્ધાં જોતો નહિ.

રમેશચંદ્રને ભરૂચમાં બાર રૂપિયાના માસિક પગારથી દાંડીયા ગામના ઇનામદારને ત્યાં નોકરી મળી હતી. તેથી તેને ઘણેખરા વખત ગામ ઉપરજ રહેવું પડતું હતું. એટલે ખરચ બારોબાર નીકળતું હતું. તે દર મહિને ચાર રૂપિયા હાથ ખરચના રાખી બાકીના આઠ રૂપિયા ઘેર મોકલવા લાગ્યો. આ આઠ રૂપિયામાં કૃષ્ણચંદ ઘર ચલાવતો હતો અને ખતીવાડીની સંભાળ રાખતો હતો. આવી રીતે કેટલાક વર્ષો વીતી ગયા.

છેવટે રમેશચંદ્રને એક સારી નોકરી મળી. માસિક પચાસ રૂપિયાના પગારથી તે સુરતના નવાબને ત્યાં કારભારી થયો. ચાર પાંચ વર્ષ પછી તેણે લગ્ન કર્યું, તથા કૃષ્ણચંદ્રને પણ પરણાવ્યો. રજનીચંદ્રને માટે તેને વિશેષ કાંઇ કરવું પડતું નહિ, તે એ સમયે મેટ્રિકની પરીક્ષામાં પાસ થઇ મુંબાઇની મેડિકલ કૉલેજમાં અભ્યાસ

-રનો હતો. હીરાલાલ દેસાઇની સહાયતાથી સુરતના રામકૃષ્ણ દેસાઇની પુત્રી સ્નેહલતા સાથે રજનીચંદ્રનું લગ્ન થયું રામકૃષ્ણ દેસાઇ પોતાની પાછળ એક વિધવા તથા એક ગુણવતી પુત્રી મૂકીને પરલોકયાત્રા કરી ગયા હતા વિધવાની આર્થિક સ્થિતિ પણ કાંઇ સારી નહોતી પરંતુ યોગ્ય જમાઇ મળવાથી તેના આત્મા વિશેષ શાન્ત થયો

હવે રમેશચંદ્રનો સંસાર સારી રીતે ચાલવા લાગ્યો ગામડા ગામમાં રહેવાનું ખેતરનું અનાજ ખાવાનું વગના શાકભાજી અને ઘરની ભેંસનું સુમિષ્ટ દહીં દૂધ તેમજ ઘી ખાવાનું વગેરે અનેક પ્રકારની સગવડતાથી આ દુ ખી સમાગમાં પુન સુખસૂર્યનું દર્શન થવા લાગ્યું રમેશચંદ્રનો પગાર પણ સારો હોવાથી સઘળી આર્થિક અડચણો દૂર થઇ નવીનચંદ્રની પત્ની તારાગૌરી પણ હવે સાસરેજ રહેવા લાગી જો કે તેના પિતાનો વિચાર તેને સાસરે મોકલવાનો નહોતો પરંતુ જ્યારે તેણે જ્યા સુધી સાસરા સાસુજી જીવે છે ત્યા સુધી હું તેમની સેવા ચાકરી કરીશ એમ કહ્યું ત્યારે તેમણે પુત્રીને સાસરે પહોંચાડી દીધી તણે સાસરે આવીને ઘરમાનું સઘળુ કામકાજ પોતાને શિરે ઉપાડી લીધુ

કૃષ્ણચંદ્ર ખેતીવાડીનું કામકાજ સંભાળતો હતો જાતમહેનત કરકસર તથા ખેતરથી તે સારી પેદાશ કરતો હતો પરંતુ જ્યારે ભાગ્યમાં દુ ખજ નિર્માણ થયલું હોય છે તો તે કાંઇ પણ રસ્તે આવીને દર્શન દેછેજ પૈસા સંબંધીની અડચણ દૂર થઇ–છોકરાઓ મ્હોટા થઇને કાંઇક ઠેકાણે પડ્યા ન પડ્યા એટલામાં તો ઘરમાં કલહનું બીજ રોપાયું અર્થાત્ સર્વના હૃદયમાં પુન અશાન્તિએ સ્થાન લીધું

મહિને પચાસ રૂપિયા કમાનાર રમેશચંદ્રની પત્ની ચંચળ એમ વિચારતી હતી કે પોતાનો ધણી મહિને પચાસ રૂપિયા પેદા કરે છે, એટલે તેના જેવી સૌભાગ્યવતી સ્ત્રી સમસ્ત વિશ્વ–બ્રહ્માંડમાં બીજી એક પણ નથી. આથી કરીને તે પોતાના અભિમાનની આગથી ઘરના સર્વ મનુષ્યોને બાળીને ભસ્મ કરવાનો પ્રયત્ન કરતી હતી

કૃષ્ણચંદ્રની પત્નીનું નામ મંદાકિની હતું તેને કાંઇ સંતાન

હજી સુધી થયું નહોતું તે એમ વિચારતી હતી કે, "અમારૂ બે માણસનું ખર્ચ તે શું હિસાબમાં ? બીજાના તાબામાં અમે શા માટે દબાઇ રહીએ ? મારા પતિજ મૂર્ખ છે કે તે આખો દિવસ ગદ્ધાવૈતરૂ કરીને બીજાની સત્તામાં પડ્યા રહે છે મારા પતિ જે પ્રમાણમાં કામ કરે છે તે પ્રમાણમાં ઘરમાં તેમનું સન્માન ક્યાં છે ? કેમ ઘરના સર્વ માણસો તેમની આજ્ઞામાં રહેતા નથી ? ! હવે જુદા થવામાં શો હાય છ ? જો જુદા થઇને મારા સ્વામી આટલું કામ કરે તો આ મહાકિની વહુના શરીર ઉપર અલંકારોનો ભાર એટલો બધો વધી જાય કે તે બિચારી ઉચકી પણ ન શકે !"

રજનીચંદ્રની પત્ની અદ્યાપિ સંસારની જાળમાં એટલી બધી ગુંથા ચેલી નહોતી તે હમણાં નવયૌવનના હિંડોળે હિંચકા ખાતી હતી ન ષોડશી અર્થાત્ સ્યામાં હતી ઘણો ખરો સમય તે મ્હોટી વહુ જયંતીનાજ સહવાસમાં રહી વિવિધ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરતી હતી

હરિશ્ચંદ્રનો તો હજી સુધી વિવાહ સુદ્ધાં થયો નહોતો તે કોઇ પણ વાતમાં વિશેષ લક્ષ્ય આપતો નહોતો જ્યાં શોક હોય રોગ હોય અનાથનું હૃદયભેદક રૂદન હોય, ત્યાં જાતિધર્મને બાજુએ મૂકી તે હાજર રહીને પોતાની શક્તિનો સઘળો ઉપયોગ કરતો હતો ગામમાં કોઇ સાધુસંત આવે તો તેમની પાસે બેસી ધર્મ કથાઓ સાંભળતો હતો ને તેમની યથાશક્તિ સેવા ચાકરી કરતો હતો તેમને આવશ્યક વસ્તુઓ લાવી આપતો હતો, તથા રાત્રે પદ્માસન વાળી પ્રાણાયામ કરવાનો તેનો નિત્યનિયમ હતો આ સર્વ કાર્યોમાંથી વખત મળ-તાજ તે સુકુમારને રમાડતો, તેને બાગ બગીચામાં લઇ જતો અને પાસે એક બે પૈસા હોય તો બજારમાં જઇ તેને ખાવાનું અપાવી સંતુષ્ટ કરતો હતો સુકુમારને સંતુષ્ટ થયેલો જોઇ તેને અપૂર્વ આનંદ થતો હતો

પોતાના આ સર્વ કાર્યોથી તે નિજાનંદમાં મગ્ન રહેતો હતો, પરંતુ તેને ખબર નહોતી કે, તેના કાર્યો તરફ ઘરના માણસો પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોતા નથી.

સરસ્વતી ગૃહરાજ્યની ગૃહિણી હતી તે જાણતી હતી કે પોતાના પુત્રો તથા પુત્રવધુઓ ઘરમાં અશાન્તિનો અગ્નિ સળગાવે છે, પરંતુ તે ઘરમાં સળગતા અશાન્તિના અગ્નિને શાન્ત કરી શકતી નહોતી આના બે કારણો હતા એક તો તેનો સ્વભાવજ નમ્ર હતો અને બીજું તેનામાં જોઇએ એવી કુશળતાનો અભાવ હતો આમ હોવાથી તે ઘરમાં કોઇને કાંઇ કહી શકતી નહોતી, વળી પરિસ્થિતિ પણ એવી હતી કે જો તે કોઇને કાંઇ કહેવા જતી તો તે તરત અભિમાનથી સહવા પડતુ હતુ

જોઇની દેખરેખના અભાવે ઘરમા શુ થાય છે? કોણ શુ કરે છે? તેની સરસ્વતીને બિલકુલ માહિતી નહોતી આથી તે કોઇને કાંઇ કહી શકવાને સમર્થ નહોતી જો કદાચ બહુ થતુ અને તેની પાસે કોઇની ફરિયાદ આવતી તો તે પૂરતી તપાસ કર્યા સિવાય કહેવાના આરોપીના ઉપર વાગ્બાણો છોડતી હતી આના પ્રકારને લીધે ઘરમા સરસ્વતીનુ બિલકુલ માન નહોતુ જે ઘરમા ગૃહિણી કુશળ નથી હોતી તે ઘરમા સદા સર્વદા કલહ કકાસજ કાયમ રહે છે ગૃહિણીજ ગૃહનુ આદર્શ આભુષણ છે ”



## પ્રકરણ ૬ ઠુ.

## રજનીચંદ્ર ડૉકટર થયો

આશ્વિન માસ ચાલતો હતો દીપોત્સવીના દિવસો પાસે આવતા હતા હિંદુ નારીઓ ઘરબાર લીપવામા તાંબા પિત્તળના વાસણો અજવાળવામા તેમજ ઘરને સ્વચ્છ કરવામા પ્રવૃત્ત જણાય છે દીપોત્સવીના આનંદજનક તહેવારોમા સર્વેના મન પ્રફુલ્લ જણાય છે આ સમય નામ ધંધાને લીધે બારે માસ પરદેશમા પડ્યા રહેતા પ્રિયતમોની સાથે તેમની વિરહથી પ્રેમદાઓનો સહવાસ થાય છે સ્વજન પરિજનોને મળી તેઓ આનંદથી અધીરા બની જાય છે નાના બાળકોના આનંદની તો સીમાજ રહેતી નથી તેઓ નવીન કપડા પહેરીને, સુભગ

પૂરીઓ ખાઇને તેમજ દારૂખાનું ફોડીને આનંદ-કલ્લોલ કરતા માલૂમ પડે છે મનુષ્યોની માફક પ્રકૃતિ પણ આ સમયે નવીન સ્વરૂપ ધારણ કરે છે વન ઉપવન તથા બાગ બગીચાઓમા, ખેતરોમા તેમજ વાડીઓમા ઉગેલી લીલી હરિયાળી મનને હરી લે છે કુદરતના નવીન સ્વરૂપમા પ્રવેશ કરીને તેનો ખરેખરો પવિત્ર આનંદ આપનારો દીપોત્સવી જેવો મ્હોટો તહેવાર હિંદુઓ સિવાય બીજી કોઇ જાતિમા ભાગ્યેજ દૃષ્ટિગોચર થાય છે

વાઘબારસને દિવસે રજનીચંદ્ર ઘેર આવ્યો છે રમેશચંદ્ર રજનીચંદના આવતા પહેલા બે દિવસ પૂર્વે ઘેર આવ્યો છે

રજનીચંદ્ર મેડિકલ કૉલેજની છેલ્લી પરીક્ષામા પાસ થયો છે અને અહમ્મદનગરની ગવર્નમેન્ટ હૉસ્પિટલમા મહિને દોઢસો રૂપિઆના પગારની જગ્યા મળી છે દીપોત્સવી પછી તે પોતાની નવી જગ્યા ઉપર હાજર થવાને જનાર છે

મુંબાઈથી ઘેર આવતી વખત રજનીચંદ્રે મુસાફરી માટેનો થોડો ઘણો સરસામાન ખરીદ્યો હતો, આ સરસામાનમા એક હારમોનિયમ પણ હતુ વિદેશમા અવકાશને સમયે ચિત્તને આનંદ આપવાને માટે તે પોતાના એક મિત્ર પાસેથી હારમોનિયમ માગી લાવ્યો હતો

સંધ્યાનો સમય થયો છે આખુ ગામ દીવાઓથી પ્રકાશિત થઇ રહેલુ જણાય છે અને સર્વત્ર આનંદનો ભાસ થાય છે તેજ સમયે રજનીચંદ્ર ઘેર આવી પહોચ્યો ગાડીવાળો ગાડીમાથી સરસામાન પરસાળમા ઉતારી નાખી ચાલતો થયો તરતજ ઘરમાથી હાથ મુખ ધોવાને રજનીચંદ્રને પાણી આપવામા આવ્યુ સરસ્વતી ઉમરા પાસે બેઠી હતી રમેશચંદ્ર અને કૃષ્ણચંદ્ર રજનીચંદ્રનો સરસામાન એક ઠેકાણે ગોઠવીને મૂકતા હતા એવામા હરિશ્ચંદ્ર સુકુમારને લઇને ત્યા આવી ચઢ્યો રજનીચંદ્રે હાથ મુખ ધોઇ માતાને તથા વડીલબંધુઓને પ્રણામ કર્યા એક બીજાએ એક બીજાના કુશળ સમાચાર પૂછ્યા ત્યાર પછી રજનીચંદ્રે સુકુમારને પોતાની પાસે લીધો અને તેને માટે

મુંબાઇથી ખરીદ કરી આણેલા કોટ, પેન્ટલુન વગેરે વસ્ત્રો તેણે પોતાના એક ટ્રંકમાંથી બહાર કાઢ્યાં આ વસ્ત્રો સાથે રજનીચંદ્ર કેટલાંક રમકડાં પણ લાવ્યા હતા સુકુમારે એ સર્વ વસ્તુઓમાંથી પોતાના બંને હાથમાં જેટલી વસ્તુઓ લેવાય તેટલી લીધી પછીથી તેણે હરિશ્ચંદ્ર પાસે જવાની ઉતાવળ કરવા માંડી રજનીચંદ્રે સુકુમારને પોતાની પાસે બેસાડવાનો ઘણો યત્ન કર્યો, પરંતુ સુકુમારની હઠ આગળ તેનું કાંઇ વળ્યું નહિ તે રજનીચંદ્ર પાસેથી છુટીને દોડતો દોડતો હરિશ્ચંદ્ર પાસે ગયો હરિશ્ચંદ્રે તેને નવીન વસ્ત્રો પહેરાવવા માંડ્યાં

રમેશે રજનીને પૂછ્યું –' ભાઇ ! તને ક્યાં નોકરી મળી ? '

રજની–અહમ્મદનગર

રમેશ–ઘણે દૂર સુધી જવું પડશે

રજની–હા, પરંતુ એ જગ્યાની મ્હેં મ્હારી ઇચ્છાથીજ માગણી કરી હતી

રમેશ–કારણ ?

રજની–ત્યાંના હવા પાણી સારાં છે

હરિશ્ચંદ્રે સુકુમારને બુટ પહેરાવતાં પહેરાવતાં પૂછ્યું –' મ્હોટા ભાઇ ! તમે ત્યાં ક્યારે જવાના છો ? "

રજની–દીપોત્સવી પછી કેમ, ત્હારે કાંઇ કામ છે ?

હરિશ્ચંદ્ર–હું પણ તમારી સાથે આવીશ

કૃષ્ણચંદ્રે હસતાં હસતાં કહ્યું –" ત્યાં સાધુ સંન્યાસીઓ ઘણા છે ખરૂં ને ? "

હરિશ્ચંદ્ર શરમાઇ ગયો, તેથી રમેશચંદ્રે કહ્યું –" હરિયો ત્યાં જાય એમાં શું ખોટું છે ? રજની ! ત્યાં ત્હારી કાયમ જગ્યા થાય એટલે તું હરિયાને ત્હારી સાથે લઇ જજે "

કૃષ્ણચંદ્ર–પણ ત્યાં જઇને એ શું કરશે ?

રમેશચંદ્ર–રજનીની પાસે રહીને એ કાંઇક શિખશે, અને ભવિષ્યમાં એ પૈસા કમાઇ ખાશે

કૃષ્ણચંદ્ર ફરીથી હસીને કહ્યું –" તમને ડૅાક્ટરનો ધંધો ઘણો સ્હેલો જણાતો હશે ! "

રમેશચંદ્ર–સ્હેલો તો ક્યાંથી જણાય ! પરંતુ તુજ કહેને કે, આપણા ગામમાં રામશંકર ડૅાક્ટર છે તેને શું આવડે છે ? તેને તો અનુભવ પણ નથી, પરંતુ જો હરિશ્ચંદ્ર રજનીચંદ્ર પાસે થોડો સમય રહે તો તેને થોડુ ઘણું તો જ્ઞાન અવશ્ય પ્રાપ્ત થાય, અને તેમ થાય તો એ બે પૈસા કમાઇ ખાય

આ વાર્તાલાપ આટલેથીજ અટક્યો આ સમય દરમ્યાન હરિશ્ચંદ્ર સુકુમારને બુટ પહેરાવી રહ્યો હતો હરિશ્ચંદ્રની દૃષ્ટિ આ સમય હારમોનિયમ તરફ જઇ પહોંચી હતી તેણે રજનીચંદ્રને પૂછ્યું - " ભાઇ ! આ હારમોનિયમ છે કે ? "

કૃષ્ણચંદ્ર સ્મિત હાસ્ય કરી કટાક્ષ કરતા કહ્યું –' હા હારમોનિયમ છે ડૅાક્ટરી કરવા જવાનું છે, તેથી રોગીને સંભળાવી તેનો રોગ દૂર કરવાને માટે ભાઇ સાથે લઇ જનાર છે "

રજનીચંદ્ર મનમાંને મનમાં હસ્યો, હરિશ્ચંદ્ર હારમોનિયમની પાસે જઇને તેનું બરાબર અવલોકન કર્યું પછીથી તેણે કહ્યું – વાહ વાહ, હારમોનિયમ તો ઘણું સારૂં જણાય છે ને !

આ વખતે સુકુમાર તોતડા સ્વરે બોલી ઉઠ્યો – નાના કાકા ! બાજુ બગાડો ( વાજું વગાડો ) ! "

હરિશ્ચંદ્ર સુકુમારને પોતાની કમર ઉપર બેસાડ્યો, તથા હારમોનિયમને ઉંચકીને તે એક એકાંત ઓરડામાં જવાની તૈયારી કરવા લાગ્યો

આ સમયે રજનીચંદ્રે હરિશ્ચંદ્રને કહ્યું – ભાઇ ! એ તો પારકું છે સાચવીને વગાડજો '

હરિશ્ચંદ્ર–અરે હું હમણાજ પાછું લાવું છું

સરસ્વતી ઉમરા પાસે બેઠી હતી, તે હરિશ્ચંદ્રનું વર્ત્તન જોઇ બોલી ઉઠી –" સહુના કરતા એનું તોફાન વધારે છે એનું શું થશે તેની મ્હને ઘણી ચિંતા થાય છે ! "

રમેશચંદ્રનો હરિશ્ચંદ્રના ઉપર ઘણો પ્રેમ હતો તેણે માતાને કહ્યું – 'બા ! એ તો એમજ હોય, એ સૌથી ન્હાનો છે, તેથીજ આમ કરે છે મ્હોટો થશે એટલે પોતાની જાતે સમજશે રજની એક બે વખત નોકરી ઉપર જઇ આવ એટલે તેને પણ અહમ્મદ નગર મોકલી દઇશું ”

સરસ્વતી–અહમ્મદનગર આપણા ગુજરાતમા આવ્યુ કે ?

રજનીએ સ્મિત કરી ઉત્તર આપ્યો –' ના '

સરસ્વતી–ત્યારે એ કયા દેશમા આવ્યુ ? ત્યા જવાથી જાતિ ભ્રષ્ટ તો ન થવાય ને ?

રજની–અરે ! અહમ્મનગર તો આપણા હિંદુસ્તાનમા આવેલુ છે માત્ર બે ત્રણ દિવસમાજ ત્યા પહોચી શકાય છે

સરસ્વતી–પગાર શો કર્યો છે ?

રજની–હમણા તો મહિને દોઢસો રૂપિયા પરંતુ ધીમે ધીમે વધશે

સરસ્વતી–ત્હારી ઉમ્મર જોતા જતા આટલો બધો પગાર તને આપે કે ?

રજની હસી પડ્યો રમેશચંદ્રે કહ્યુ –' કેમ ન આપે ? આટલુ સંનુ ભણ્યો એ શુ નકામુ થઇ પડે કે ? ”

સરસ્વતી–ત્યારે તો આપણુ દુખ ટળ્યુ ! રજનીને આવી સારી નોકરી મળી છે, માટે કાલેને કાલે આપણે સત્યનારાયણની કથા કહેવડાવો

---

## પ્રકરણ ૭ મું.

### પતિ-પત્નીનુ મિલન.

રાત્રિના દશ વાગ્યાનો સમય થયો છે દીપોત્સવીનો આનદ-ઉત્સવ હમણા શાન્ત જણાય છે સમસ્ત ગ્રામ શાન્તિથી નિદ્રાધીન થયુ છે પ્રવાસી વિનાનો ગ્રામ્યમાર્ગ રાત્રિની શાન્તિને છાતી ઉપર ધારણ કરી મોન ભાવે વિરામ લે છે કોઇ કોઇ સમયે કૂતરાઓ

તથા શિયાળવાઓની બૂમો સંભળાય છે આંબાવાડીઆમાંથી ક્વચિત્ ક્વચિત્ કોયલ મધુર ટહુકા કરે છે, અને વિરહી અબળાઓના અભિમાનને ઉતારી નાખે છે અત્યારે રજનીચંદ્રના શયનાલયમાંથી હારમોનિયમનો મધુર સ્વર કાને પડે છે

શયનાલયમાં દીવો બળી રહ્યો છે રજનીચંદ્ર ખુરશી ઉપર બેઠો બેઠો હારમોનિયમ ઉપર આંગળિયો ફેરવતો ગાવા લાગ્યો કે –

> સોહામણી સ્વર્ગની વાટ, એક દીન સોહાવજો હોરાજ,
> રસિલી અમરાપુરી વાટ, એક દીન સોહાવજો હોરાજ
> મૃત્યુલોકના મનુષ્ય કયાં, કયાં અમરાપુરી ઘાટ,
> અઘટીત કહો એ કેમ બને, વસમી વિકટ એ વાટ
> મુગટ મણી તમે રાજ સદનના, પારીજાતક તમે નંદન વનમાં,
> રાજવંશિ દેવાશી રસીકવર, પ્રિતિ જ્યોત પ્રકટાવી પરસ્પર,
> મેળવવા અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂ સોહાવજો હોરાજ

શયનાલયમાં પડેલા એક સુંદર પલંગમાં અનિંદ્યસુંદરી સ્નેહલતા કોમળ કમલિનીની માફક સૂઇ રહી છે ! રજનીચંદ્ર હારમોનિયમ વગાડીને તેમજ ગાઇ ગાઇને થાકી ગયો, પરંતુ તેણે પત્ની તરફથી વાહવાહનો પ્રશંસાસૂચક સ્વર સાંભળ્યો નહિ આથી તેણે નિરાશ થઇ જઇને હારમોનિયમ વગાડવાનું તથા ગાવાનું બંધ કર્યું, અને પછી પલંગ પાસે જઇ પત્નીએ તેના મુખ ઉપર ઓઢેલી શાલ ખેંચી કાઢી વસંતનો પૂર્ણચંદ્ર મેઘ-મુક્ત થયો, તોપણ રજનીચંદ્રની ધૃષ્ટતા ઓછી થઇ નહિ સ્નેહલતા સ્મિત હાસ્ય કરતી કરતી ઉઠી। બેઠી થઇ ! સ્નેહલતાના સ્મિત હાસ્યમાં અતુલનીય-દૈવી-સુંદરતા હતી તેના અંગ પ્રત્યંગમાં નવયૌવન ઉભરાઇ જતું હતું

રજનીચંદ્ર સ્નેહલતાનું સૌંદર્ય જોઇને મુગ્ધ બની ગયો, પરંતુ એ સૌંદર્ય એના મર્મ પ્રદેશને ભેદી શક્યું નહિ તેણે મનમાંને મનમાં વિચાર્યું –' આટલું બધું રૂપ ! આટના બધા રૂપ સાથે એક પણ ગુણ નથી ' ગુંથવું, ભરવું, હારમોનિયમ વગાડવું, પ્રેમના પત્રો લખવા તથા સૂતા જાગતા બસ પ્રેમનાજ વિચારો કર્યા કરવા, નવલકથાઓ

પ્રથ્વી એ વગેરેને રજનીચંદ્ર મહાન્ ગુણો સમજતો હતો ભોળી સુકુમાર બાળા સ્નેહલતાનામાં આ સર્વ ગુણો(!)નો નિવાસ ક્યાંથી હોઇ શકે ?

સ્નેહલતા ઉઠીને બેઠી થઇ રજનીચંદ્રે નવવધૂના મસ્તકની વેણી ઉપર પોતાનો હસ્ત મૂક્યો સ્નેહલતાની વેણી વિખરાઇ ગઇ, અને કાળા નાગ જેવો તેનો કેશકલાપ તેની પીઠ ઉપર નૃત્ય કરવા લાગ્યા સ્મિતહાસ્ય કરી સ્નેહલતાએ કહ્યું –' મ્હને આમ સતાવોછો શા માટે '

રજનીચંદ્ર હસી પડ્યો તેણે પૂછ્યું – હું ગાઉંછું તે તું સાંભળતી કેમ નથી ?"

સ્નેહલતાએ ગુંજતા સ્વરે કહ્યું –" હું સાંભળતી નહોતી તો ન્હેં કાંઇ કાનમાં આંગળીઓ ઘાલી હતી ક ?"

રજની–તું ગાયન સમજી શકતી નથી ?

સ્નેહલતા ફરીથી હસી પડી હાસ્યની છટા આ વખતે કાંઇ વિશેષ હતી તેણે કહ્યું –' સમજી શકતી નથી તેથી તો સાંભળતી નથી

રજની–એ માટે મ્હને ઘણું દુઃખ થાય છે પ્રત્યેક મનુષ્યની વૃત્તિ રહસ્યભેદ જાણવાને સમર્થ થવી જોઇએ

સ્નેહલતા–તેથી શું થાય '

રજની–આનંદ થાય

સ્નેહલતા–આનંદ થવાનું કાંઇ કારણ '

રજની–એ કારણ હું તને કેવી રીતે સમજાવી શકું સંગીત ચર્ચા, કાવ્યચર્ચા, વિજ્ઞાનચર્ચા વગેરેથી કેટલો બધો આનંદ થાય છે તે ત્હારા જેવી ભયંકર અજ્ઞાની અબળા કેવી રીતે સમજી શકે

સ્નેહલતા–ઘરને સાફ રાખવું, કપડાં ધોવાં, રસોઇ બનાવવી ઇશ્વર ભક્તિ કરવી, ખાંડવું, દળવું તથા વડીલોની સેવા ચાકરી કરવી એ સ્ત્રીઓને માટે કેટલાં આનંદદાયક કાર્યો છે તેની આપ નામદારને ક્યાંથી ખબર હોય ? જો આપ નામદાર સ્ત્રી થયા હોત તો એ આનંદનો અનુભવ મેળવી શકત

રજની–તું ભયંકર–મૂર્ખ સ્ત્રી છે, તેથીજ આમ કહે છે



સ્નેહલતાએ રજનીચંદ્રને કહ્યું –" મને આમ સતાવોછો
શા માટે '

જુઓ ચિત્ર ૧ લું

સ્નેહલતા-તમે મહાન પંડિત છો ને તેથીજ સામાજિક આનંદ-જનક કાર્યોનો તમને અનુભવ નથી !

રજની-સ્ત્રીઓ શું મનુષ્ય નથી? સ્ત્રીઓનામાં અન્ય મનુષ્યના જેવી ઉચ્ચતર વૃત્તિ નથી ? પુરુષ તથા સ્ત્રી એકજ છે બન્નેની વૃત્તિ સમાન હોય છે, શિક્ષણ મળતાં બન્ને સમાન થાય છે

સ્નેહલતા ઉચ્ચ સ્વરે હસી પડી તેનું હાસ્ય બંધ પડયુંજ નહિ ! મહાન્ પંડિત રજનીચંદ્ર પત્નીને હાસ્ય કરતી જોઈને વિરક્ત બની ગયો ! તેને એ હાસ્ય નિરર્થક જણાયું ! સ્નેહલતાએ હસતાં હસતાં કહ્યું-' નહિ નહિ જે વૃત્તિથી વિશેષ વિલાસ સુખનો ઉદય થાય છે, તે વૃત્તિ રમણીઓમાં હોતી નથી '

વિરક્ત સ્વરે રજનીચંદ્રે પૂછ્યું-' તું વિચાર કરીને કહે જોઈએ કે એ વૃત્તિ કયી છે ? '

સ્નેહલતાનું હાસ્ય બંધ પડ્યું નહોતું હસતાં હસતાં તેણે ઉત્તર આપ્યો- મુછો '

રજનીચંદ્ર વિશેષ વિરક્ત બની ગયો તેણે કહ્યું-' જો હું સત્યજ કહું છું કે તું મહામૂર્ખ છે મુછોને શું વૃત્તિ કહી શકાય કે ? '

પ્રથમ પ્રમાણે હસતાં હસતાંજ સ્નેહલતાએ કહ્યું - તમારા શાસ્ત્ર અનુસાર તે વૃત્તિ ગણાતી નથી તોપણ સ્ત્રીઓને જ્યારે મુછ નથી ત્યારે તેમનામાં તમારા જેવી વિલાસ વાસના પણ નથી "

રજનીચંદ્ર-તારા આ વચનોનો કાંઇ અર્થ નથી બધા પુરુષો કાંઇ સુશિક્ષિત નથી

ત્યાર પછી થોડા સમય સુધી પતિપત્ની શાંત રહ્યાં કેટલા-સમયને અંતરે રજનીચંદ્રે વાત ફેરવવાના ઉદ્દેશથી કહ્યું-' દીવાળી વીતી ગયા પછી તરતજ મ્હારે અહમ્મદનગર જવું પડશે, તું શું કરીશ ? "

પ્રબળ જળપ્રવાહ જોસથી વહેતો આગળ ચાલ્યો જતો હોય અને એવામાં કાંઇ બાધ આવતાં તે એકાએક અટકી જાય તેજ પ્રમાણે રજનીચંદ્રના આ પ્રશ્નથી સ્નેહલતાનું હાસ્ય બંધ પડી ગયું તેણે

સ્થિર દૃષ્ટિથી કરૂણાપૂર્ણ નજરે સ્વામિ તરફ નજર કરીને પૂછ્યું – ' ત્યારે શું તમે એટલા બધા વહેલા જશો ? '

રજનીચંદ્ર—હા

સ્નેહલતા—પહેલાં તો તમે દરેક દીવાળી ઉપર ઘેર આવીને ઘણા સમય સુધી રહેતા હતા

રજની—તે સમયે હું અભ્યાસ કરતો હતો, તેથી જ્યાં સુધી કૉલેજ બંધ રહેતી હતી ત્યાં સુધી ઘેર રહેતો હતો હવે તો નોકરી કરવા જવાનું છે ! તું મ્હારી સાથે આવીશ ?

સ્નેહલતા—તમે મ્હને સાથે લઇ જશો તો મ્હને આવવાની શી હરકત છે ?

રજનીચંદ્ર બરાબર સંતુષ્ટ થયો નહિ તેના મનમાં એમ હતું કે આ વિદેશ જવાની વાત ઉપર વિરહની આશંકાનું મ્હોટું નાટક ભજવાશે, અનેક ગાઢ નિશ્વાસો મૂકાશે, અનેક હૃદયભેદક વચનો નીકળશે, ત્યાર પછી વિદેશ જવાને માટે ચરણોમાં પડાપડી થશે, સાથે નથી લઇ જવાનો એમ જાણશે એટલે આત્મહત્યાની વાત કાઢશે પરંતુ તેની ધારણા પ્રમાણે તો કશું થયું નહિ સ્નેહલતાએ માત્ર એટલુંજ કહ્યું કે—" સાથે લઇ જશો તો સાથે આવીશ, અને ઘેર મૂકી જશો તો ઘેર રહીશ તમને જેમ ઠીક લાગે તેમ કરો તમારા સુખમાંજ મ્હારૂં સુખ છે તેમજ કલ્યાણ છે "

રજનીચંદ્ર એ હૃદય એ પ્રેમ પિછાની શક્યો નહિ એ કાંઇ ન્હાની નદીનું સીમાયુક્ત વેગવાળું જળ નથી અનંત છે સીમા વિનાનું છે, પ્રશાંત સાગરજળ છે સામયિક ઉચ્છ્વાસથી તે હાલી ઉઠે કે તૂટી ઉઠે એવું નથી સાધારણ સૂર્યતાપથી તે તપી જાય એવું નથી સાધારણ વાયુ તોફાનથી તે કંપી ઉઠે એવું નથી સ્નેહલતા એમ સમજે છે કે, સ્વામિ દેવતા છે, તેઓ પોતે સારૂં ધારીને જે કાર્ય કરશે એમાંજ પોતાના સુખનો સમાવેશ થયેલો છે સ્વામિપ્રેમ આત્મ સુખને માટે નથી સ્વામિપ્રેમ દૈહિક—મિલનને માટે નથી સ્વામિપ્રેમ કેવળ મધુરી વાતચિતમાં નથી

પરંતુ રજનીચંદ્ર એ સમજી શક્યો નહિ તે માત્ર એટલુંજ સમજ્યો કે આવી મૂર્ખ સ્ત્રી તેના જેવા સર્વ વિદ્યા-વિશારદને માટે તદ્દન નાલાયક છે

આવા ભ્રમથી અનેકના સર્વસ્વનો નાશ થયો છે રજનીચંદ્રના સર્વસ્વનો પણ નાશ થશે કે કેમ તેની કોને ખબર !

રજનીચંદ્ર જો કદાચ પિછાની શકત, સમજી શકત તો તેને માલુમ પડી આવત કે સ્નેહલતાનું હૃદય પ્રેમાનુરાગથી પરિપૂર્ણ છે તેના આકર્ષક નેત્રોમાં વિહ્વળ કરૂણાપૂર્ણ માધુર્ય વિરાજી રહ્યું છે !

## પ્રકરણ ૮ મું.

## વૈરીનો દાસ.

આજે ધનતેરસનો દિવસ છે ભાવિક હિંદુઓ લક્ષ્મીપૂજન કરીને દેવ દર્શન કરવા જતા જણાય છે નવયુવતીઓ નવીન વસ્ત્રાલંકારોથી સુસજ્જિત થઇને કોઇ આંગણામાં તોરણો પાડે છે, કોઇ સાથીઆ પૂરે છે, તો કોઇ બાળકને કમ્મર પર બેસાડીને બીજી સાહેલીઓની સાથે વાતચિત કરે છે ન્હાના બાળકો નવીન વસ્ત્રો પહેરવાને માટે આગ્રહ કરે છે, કોઇ આનંદથી દોડે છે, કોઇ રમે છે અર્થાત્ આજે જ્યાં જોઇએ ત્યાં આનંદજ જણાય છે

સુકુમારને નવીન વસ્ત્રો પહેરાવી, હરિશ્ચંદ્ર વિષ્ણુમંદિરમાં જતો હતો. આ પ્રકાર જોઇને રમેશચંદ્રે પત્નીને કહ્યું કે-" જો છોકરો જીવતો રહેશે તો ભક્ત પુરૂષ થશે "

ચંચળે સહજ હસીને કહ્યું-" આજકાલના ઢોંગી ધુતારા ભક્ત થવા કરતા તો તદ્દન મૂર્ખ રહેવામાંજ સાર છે, એવી મ્હારી માન્યતા છે "

આ વચનોથી રમેશચંદ્રને હસવું આવ્યું તેણે કહ્યું-" કેમ ! સર્વે ભક્ત પુરૂષો કાંઇ ઓછાજ ઢોંગી ધુતારા હોય છે ? "

ચંચળ-તમે કોઇ દિવસે દેવમંદિરમાં જઇ પ્રેમલા પ્રેમલીઓની

પ્રેમલીલા નિહાળી છે ? આજકાલના મંદિરો તો પિશાચોની વાન ભૂમિ જેવા થઇ પડ્યા છે હિંદુસ્તાનમાં ભિખારડાઓની સંખ્યા વધતી જાય છે, અને તેમને જ્યારે ભોજન કરવાનું નથી મળતું ત્યારે તેઓ માલપુઆ અને દૂધપાક ખાવાની લાલચમાથી ભક્ત પુરુષ બની જઇ અનેક નારીઓના પાતિવ્રત્યનો ભંગ કરે છે

રમેશ-આવા પવિત્ર દિવસે એ પાપપૂર્ણ વાત કરીને આપણે શા માટે પાપનો સંચય કરવો ? તું કહે છે એવા પ્રકારો મુખ્યત્વે કરીને વડોદરા સુરત, મુંબઇ વગેરે મ્હોટા શહેરોના મંદિરોમાંજ બને છે ગામડાંમાંના મંદિરોમાં લેશ માત્ર પણ અનાચાર હોતો નથી

ચંચળ-ગમે તેમ હોય તેમાં આપણને શું ? હ, પરંતુ ના ભાઇના વિશ્વાસ ઉપર રહી તમે મ્હારા સુકુમારને ભૂલી જશો નહિ આ વખતે તમે જે પ્રમાણે રૂપિયા લાવ્યા છો તેમ દરેક વખતે લાવતા રહેજો આજકાલ એવો વખત છે કે ભાઇનો ભરોસો રાખવો વ્યાજબી નથી

રમેશ-મ્હારી પાસે જે કાંઇ હતું તે બધું મ્હેં તને સોંપી દીધું છે હવે મ્હારી પાસે એક પાઇ પણ નથી !

ચંચળ-કેમ, તમારે પૈસાનું શું કામ છે ?

રમેશચંદ્ર-હજી તો લૂગડાં ખરીદવાનાં છે

ચંચળ-લૂગડાં તો તમે સુરતથી લઇ આવ્યા છોને ?

રમેશ-એટલાં લુગડાંથી ચાલી શકે તેમ નથી દીપોત્સવીના વખત હોવાથી સર્વેને કપડાં આપવાં જોઇએ

ચંચળ-આપવાં જોઇએ તો હું ક્યાં ના કહું છું, પરંતુ તમે મ્હને જે રૂપિયા આપ્યા છે, તેમાંથી એક પાઇ પણ હવે હું તમને આપવાની નથી એ રૂપિયા તો મ્હારા સુકુમારની તિજોરીમાં જમા થઇ ગયા છે

રમેશ-મ્હારે બધા રૂપિયા નથી જોઇતા મ્હેં તને જે ત્રણસો રૂપિયા આપ્યા છે, તેમાંથી બસો તું ત્હારી પાસે રાખ, અને સો રૂપિયા મ્હને આપ

ચંચળ—આપણી પાસેથી એક પાઇ પણ મેળવવાની આશા રાખશો નહિ !

રમેશ—ત્યારે હું સર્વને શું જવાબ દઇશ ! હજી તો ગામના લોકોનું દેવું માથા ઉપર ખેંચાયેજ જાય છે દીવાળી આવી પહોંચી છે એટલે તેમને આપી દીધા સિવાય ચાલે તેમ નથી, વળી આવા તહેવારના દિવસોમાં ઘરમાં વાપરવાને માટે પણ થોડા ઘણા રૂપિયા જોઇએ કે નહિ ?

ચંચળ—જ્યારે એમજ હતું તો પછી મ્હને બધા રૂપિયા શા માટે આપ્યા ?

રમેશ—એ મ્હારો મોટો અપરાધ થયો છે, કેમ, નહિ ?

ચંચળ—મ્હને તમે કટાળો આપશો નહિ, હું એક પૈસો પણ તમોથી આપીશ નહિ

રમેશ—ત્યારે ખર્ચ ખુટણનું શું કરવું ?

ચંચળ—શું કરવું ? ખેતરમાં અનાજ ઉત્પન્ન થયું છે, તે વેચી નાંખો

રમેશ—ત્યારે એક વર્ષ સુધી ઘરમાં ખાશો શું ?

ચંચળ—નવી ફસલનું અનાજ આવશે તે.

રમેશ—તેને આવતા તો હજી ચાર મહિના લાગશે ચાર મહિના સુધી ઘરના માણસો શું ખાઇને જીવશે ?

ચંચળ—તમે શા માટે ઘરના સઘળા મનુષ્યોની ફિકર કરો છો ? અનાજ વેચી નાખીને દેવાના રૂપિયા આપી દ્યો વળી હવે તો તમારા ન્હાના ભાઇને મહિને દોઢસો રૂપિયાના પગારની નોકરી મળી છે, માટે તમારે શી ચિંતા છે ? સહુ સહુનું ફોડી લેશે !

ચંચળના છેવટના વચનો સાંભળી રમેશચંદ્ર દિંડમૂઢ બની ગયો તે કાંઇ કહેવા જતો હતો એટલામાં તો ચંચળ ત્યાંથી ચપળાની માફક અદ્રશ્ય થઇ ગઇ !

રમેશચંદ્રે પત્ની પાસેથી રૂપિયા કઢાવવાની ઘણી મહેનત કરી પરંતુ તેની સઘળી મહેનત વિફળ થઇ પડી.

## પ્રકરણ ૯ મું.

### વસુ વિના નર પશુ

કાનુએ આવીને સરસ્વતી પાસે તેલના પૈસાની ઉઘરાણી કરી

સરસ્વતીએ રમેશચદ્રને કહ્યુ – કાલુના તેલનો હિસાબ ચુકવી દે

રમેશચદ્રે કાલુની સાથે બેસીને તેનો હિસાબ ગણ્યો તો તેનુ દેવુ અગીઆર નવ આના તથા અઢી પૈસા નીકળ્યુ

"કાલે પૈસા મળશે" કહી રમેશચદ્રે કાલુને વિદાય કર્યો એ વિદાય થયો ન થયો એટલામા તો દૂધવાળો પોતાનો હિસાબ લઇને હાજર થયો તેને આપવાની રકમ બાવિસ રૂપિયા આઠ આના નીકળી તેને પણ બીજે દિવસે પૈસા મળશે એવુ આશ્વાસન આપીને વિદાય કર્યો કેટલાક સમયને અતરે મોદી આવી પહોચ્યો તેની ઘણી રકમ બાકી હતી તે લગભગ સો રૂપિયા માગતો હતો ત્યાર પછી ધોબી હજામ વગેરે સર્વેએ આવીને પોતાની લેણી રકમ માટે ઉઘરાણી કરી રમેશચદ્રે તે દિવસે તો સર્વને વિદાય કર્યા, તથા તેમને આવતી કાલે પૈસા આપવાનુ જણાવ્યુ

સર્વેને વિદાય કર્યા ખરા, પરતુ દીપોત્સવીનો સમય હોવાથી સહુનુ દેવુ ચુકવી દીધા સિવાય અન્ય કોઇ ઉપાય નહોતો વળી રમેશચદ્ર ઘેર આવતી વખતે જે રકમ લઇ આવ્યો હતો તે તેણે પોતાની પત્ની ચચળના હાથમા મૂકી હતી હવે તેની પાસેથી એક પાઇ પણ મળે એવી આશા નહોતી ત્યારે હવે શો ઉપાય ? ધીમે ધીમે વખત ઘણો વીતી ગયો રમેશચદ્ર ઘરમા બેઠો બેઠો પૈસા સબધીની ચિંતા કર્યા કરતો હતો, તથા વારવાર તે ચચળના ઉપર ગુસ્સે ભરાતો હતો પરતુ પાછો મોહ-મદિરાના નીશાથી તેનો ગુસ્સો ઉતરી જતો હતો

આ સમયેજ કૃષ્ણચદ્ર કાઇ કારણને લીધે રમેશચદ્ર પાસે

આવી પહોંચ્યો તેણે પોતાના મ્હોટા ભાઇનું મન ચિંતાતુર જોઇને પૂછ્યું - તમારી તબિયત સારી નથી કે શું ?"

રમેશચંદ્રે ગંભીર સ્વરે કહ્યું-' તબિયત તો સારી છે '

કૃષ્ણ-તો પછી આમ ચિંતાતુર કેમ બની ગયા છો ?

રમેશ-પૈસા માટે હું મ્હોટા વિચારમાં પડી ગયો છું મ્હારી પાસ એક પૈસો પણ નથી અને દીપોત્સવીનો પ્રસંગ હોવાથી સર્વનું દેવું ચુકાવી દીધા સિવાય છુટકો પણ નથી કાલે સર્વ માગનારાઓ ફરીથી પૈસા લેવા આવવાના છે, અને તેમને વાયદો કરી શકાય તેમ નથી

કૃષ્ણ-ત્યારે હવે શું કરીશું ભાઇ ?

રમેશ-રૂપિયા કાલેજ જોઇએ વળી દીપોત્સવીના પ્રસંગે કોઇની પાસેથી ઉછીના રૂપિયા પણ મળી શકશે નહિ

કૃષ્ણ-ત્યારે હવે કરવું શું તેના નિશ્ચય ઉપર આવોને ?

રમેશ-આપણી પાસ અનાજ કેટલું છે ?

કૃષ્ણ-વેચી નાખશો ?

રમેશ-તે સિવાય બીજો એક પણ ઉપાય નથી

કૃષ્ણ-છ માસ ચાલી શકે એટલું અનાજ વેચવાથી હાલ તરત સો રૂપિયા મળી શકે તેમ છે

રમેશ-તો તેમજ કરીએ

કૃષ્ણ-પરંતુ કાલેને કાલે કોઇ ખરીદ કરનાર મળશે કે ?

રમેશ-એ માટે હરકત નડે તેમ નથી ત્હારી ઇચ્છા હોય તો આજે સાંજેજ વેચી નાખીએ

કૃષ્ણ-તો ઘણી ઉત્તમ વાત

આ પ્રમાણે બન્ને ભાઇઓએ મળીને અનાજ વેચી નાખવાનો નિશ્ચય કર્યો પરંતુ ચંચળનો વિચાર તો નજ કર્યો !!



## પ્રકરણ ૧૦ મું.

### મંદાકિનીનો મિજાજ !

ગોકુળઅષ્ટમીના દિવસે પોતાના એક આત્મીયને ત્યાં નિમંત્રણ હોવાથી ચંચળ, સ્નેહલતા વગેરે ડપકાલત્તા પાકેરી બ્હાર નીકળ્યા છે મંદાકિનીનો નિમંત્રણ ઉપર જવાનો વિચાર નથી તેનો વિચાર શા માટે નિમંત્રણ ઉપર જવાનો નથી, તે અમે સમજી શકતા નથી સાસુએ તેને ઘણી સમજાવી ઘણી વિનતીઓ કરી–સધવા સ્ત્રીઓ અષ્ટમીના મહા પ્રસાદને નથી ખાતી તો તેમનું અમંગળ થાય છે એવો ભય દર્શાવ્યો, પરંતુ મંદાકિનીએ પોતાના નિશ્ચયનો ત્યાગ નજ કર્યો

ત્યાર પછી મ્હોટી વહુ જયંતીએ મંદાકિનીને સમજાવી સાથે લઇ જવાને માટે યથાશક્તિ યત્ન કર્યો પરંતુ તેનો સઘળો યત્ન વિફળ થઇ પડ્યો અંતે વરમા કામ કરનારી રૂક્ષ્મિણી આવી પહોંચી તે મહા મુશ્કેલીએ મંદાકિની શા માટે નિમંત્રણ પર નથી આવતી તેનું કારણ સમજી શકી મંદાકિનીએ તેને જણાવ્યું કે –' સારા સારા વસ્ત્રો તેમજ અલંકારો પહેર્યાં સિવાય મ્હારે આવવાનો વિચાર નથી "

મંદાકિનીનો આ હેતુ જ્યારે રૂક્ષ્મિણી દ્વારા જયંતાના જાણવામાં આવ્યો ત્યારે તેણે મંદાકિની પાસે આવીને કહ્યું કે – બ્હેન ! આમ તે કરીએ કે ? જેમની પાસે સારા વસ્ત્રો તેમજ સારા અલંકારો ન હોય તેઓ નિમંત્રણ ઉપર ન જાય ના ? બ્હેન ! હમ્મેશા કાંઇ આવી સ્થિતિ કાયમ રહેવાની નથી, વળી સર્વ ગૃહસ્થોને ત્યાં સારા સારા વસ્ત્રો અને અલંકારો હોતા નથી "

ક્રોધી સિંહણના જેવું સ્વરૂપ ધારણ કરી, રૂક્ષ્મિણી તરફ નજર કરી મંદાકિની બોલી ઉઠી –" તને આવું કોણે કહ્યું હતું કે, તું જેમ ફાવે તેમ સહુને કહ્યા કરે છે દિવસે દિવસે તું ઘણીજ ચબરાક થતી જણાય છે "

રૂક્મિણી મમયને વિચારી જઇ શાન્ત રહી. જયંતીએ મંદા-કિનીને પૂછ્યુ -" બ્હેન ! ત્યારે પછી તુ શા માટે નિમંત્રણ ઉપર આવતી નથી ?"

મંદાકિની-મ્હારી ઇચ્છા

જયંતી-ત્હારી ઇચ્છા ! વહુ થઇને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી શકાય ખરૂં કે ?

મંદાકિની-મ્હારે કોઇનો ઉપદેશ સાંભળવો નથી

જયંતી-હુ કાંઈ કોઇ નથી તુ હજી ન્હાની છે તને યોગ્ય ઉપદેશ આપવો એ મ્હારૂ કર્તવ્ય છે જો તુ મ્હારા ઉપદેશને નહિ સાંભળે તો હું ત્હારો તિરસ્કાર કરીશ તુ મ્હારી ન્હાની બ્હેન જેવી છે

મંદાકિની-હુ બધુ સમજુ છુ

જયંતી-સમજે છે, તો પછી આમ શા માટે કરે છે ?

મંદાકિની-શુ કરૂં છુ ?

જયંતી-મૂર્ખાઇ

મંદાકિની-મૂર્ખ છુ, તેથીજ મૂર્ખાઇ કરૂં છુ

જયંતી-મૂર્ખજ છે જા કપડા પહેર સહુ બ્હાર ઉભા રહ્યા છે, જલદી કર

મંદાકિની-મ્હે ક્યા સઉને ઉભા રહેવાનુ કહ્યુ છે ?

જયંતી-ત્હે કહ્યુ નથી, પરંતુ તેઓ તને મૂકીને કેવી રીતે જઇ શકે ?

મંદાકિની-લાત મારીને.

સ્નેહલતા મ્હોટેથી હસી પડી તેણે હસતા હસતા કહ્યુ -" અરે ચંચળ બ્હેનને તમારી ખાંધ ઉપર બેસીને જવુ છે, તેથીજ ઉભા રહ્યા છે !"

સ્નેહલતાનુ વાક્ય સાંભળી સઘળા હસી પડ્યા માત્ર મંદાકિ-નીએ વિશેષ ગુસ્સાના આવેશમા આવી જઇને કહ્યુ -" આટલો

અહંકાર તમને શોભતો નથી ! કાંઇક વિચાર કરીને હવેથી બોલજો નહિ તો પછી મ્હારા જેવી કોઇ ભુંડી નથી સમજ્યા ! ”

મંદાકિનીના આ શબ્દોથી જયંતીને ઘણું માઠું લાગ્યું

બરાબર આજ સમયે ચારે ભાઇઓ નિમંત્રણ કરેલે ઠેકાણે ભોજન કરી સુકુમારને સાથે લઇને પાછા આવી પહોંચ્યા રમેશચંદ્રે રૂક્મિણીને પૂછ્યું – સહુ ઉભા કેમ રહ્યા છો ? વખત થઇ ગયો છે, જલદી ચાલો

રૂક્મિણી–મંદાકિની વહુ આવતા નથી તેથી કાંઇ જવાં શકતું નથી

રમેશ–કેમ નથી આવતા ?

રૂક્મિણી–હું ગરીબ માણસ શું જાણું ?

કૃષ્ણચંદ્ર ઘરમાં ગયો હતો, તેથી મંદાકિની પણ બ્હારથી ઉઠીને ઘરમાં ચાલી ગઇ રમેશચંદ્ર બ્હાર આવ્યો

આ સમયે સુકુમાર હરિશ્ચંદ્રની કમ્મર ઉપર હતો જયંતીએ સુકુમારના ગુલાબી અધરોષ્ઠ ઉપર એક બે વખત ચુંબન કર્યું ત્યાર પછી તેણે મ્હોટેથી કહ્યું – કૃષ્ણચંદ્રભાઇ ! વહુને મોકલી દ્યો ”

ઘરમાંથીજ કૃષ્ણચંદ્ર ઉત્તર આપ્યો –“ ના, તે આવશે નહિ

જયંતી–રામ રામ, અષ્ટમીને દિવસે સધવા વહુ મહાપ્રસાદ લેશે નહિ ?

કૃષ્ણચંદ્ર–સધવાની વિધવા થશે તો મ્હારી મુક્તિ થશે, તથા તે સાથે તેનો પણ છુટકારો થશે

સરસ્વતી અગાઉથી નિમંત્રણ ઉપર ગઇ હતી, તેથી વહુઆ પણ નિરુપાય મંદાકિનીને ઘેર મુકી નિમંત્રણ ઉપર ચાલી ગઇ હરિશ્ચંદ્ર સુકુમારને લઇને બ્હાર ઓટલા ઉપર ગયો ત્યાં રજની રમેશ તથા હરિશ્ચંદ્ર સુકુમારને ખેલાવી આનંદ મેળવવા લાગ્યા



## પ્રકરણ ૧૧ મું.

## દુર્ભાગી દંપતી

કૃષ્ણચંદ્રે કહ્યું –"તું ગમે તેમ કહે પરંતુ તું સારૂ માણસ નથી

ક્રોધથી બેકામ બની ગયેલી મંદાકિનીએ કહ્યું –" એમ હોય તો મ્હને મ્હારા બાપને ઘેર મોકલી દ્યો એટલે તમારી સઘળી આપદા ટળી જશે "

કૃષ્ણચંદ્ર – હું ક્યા તને મોકલવાની ખટપટમા પડુ તુ ત્હારી મરજીમા આવે તેમ કર

મંદાકિની—મ્હારૂ નશીબજ ફુટેલુ છે, તેથી મ્હને સહુ બે આંખોનુ ઝેર જાણે છે હવે તો મ્હારૂ મરણ થાય તો છુટુ હે યમ ! મ્હને લઇ જાઓ

મંદાકિનીના નેત્રોમા આસુ ભરાઇ આવ્યા તેના આસુ જોવામા આવતા કૃષ્ણચંદ્રને તેના ઉપર કાંઈક દયા આવી તેણે વ્યથિત સ્વરે કહ્યું –" તુ તદ્દન મૂર્ખ છે ' '

મંદાકિની—જેનુ નશીબજ ફુટયુ છે, તે ડાહ્યું માણસ ક્યાથી ગણાય ? હું શુ કરૂ ? મ્હને કાંઇ સઝતુ નથી.

કૃષ્ણચંદ્ર—નિમંત્રણ ઉપર સહુ ગયા તો પછી તુ કેમ ન ગઇ ?

મંદાકિની—હુ શુ રૂક્મિણીથી પણ અધમ છુ ?

કૃષ્ણચંદ્ર—આમ કેમ કહે છે ?

મંદાકિની—રૂક્મિણી કરતા પણ મ્હને સારા કપડા મળ્યા નથી

કૃષ્ણચંદ્ર—તુ ભૂલે છે રૂક્મિણી કરતા ત્હારા કપડાની કીંમત વધારે આપી છે તેના વિલાયતી છે અને ત્હારા દેશી છે તેથીજ તને તેના કપડા વધારે સુંદર અને કીંમતી જણાય છે.

મંદાકિની—એ તો જાણે કે સમજી, પરંતુ સ્નેહલતાના હાથમા સોનાની બંગડીઓ હતી, ત્યારે મ્હારા હાથમા માત્ર ત્રણ ભાગેલી ચુડીઓજ !

કૃષ્ણચંદ્ર–મ્હોટા ભાઇએ કાંઇ સ્નેહલતાને બંગડીઓ ખરીદી આપી નથી, એ તો મ્હોટા ભાભીએ તેને પહેરાવી છે

મંદાકિની–શા માટે પહેરાવી છે એ તમે જાણો છો કે?

કૃષ્ણચંદ્ર–ના!

મંદાકિની–તેના સ્વામી ગુણવાન છે–તેના સ્વામીને દોટસો રૂપિયાના માસિક પગારની નોકરી મળી છે, તેથી!

કૃષ્ણચંદ્ર–એથી તો ઉલટો આપણને લાભ છે

મંદાકિની–તમે હજી સુધી કાંઇ સમજ્યા જ નહિ તેમને નોકરી મળી તેમાં આપણને શો લાભ થયો?

કૃષ્ણચંદ્ર–દરેક મહિને તે ઘર ખર્ચ ચલાવવાને માટે મ્હોટી રકમ મોકલી આપશે, આપણો સહુનો અભાવ દૂર થશે

મંદાકિની–એ તો વખત આવ્યે બધુંય જણાશે હં, પણ આ વખતે તમે પણ કાંઇ ઓછી મહેનત કરી નથી દરેક વર્ષ કરતાં આ સાલ પુષ્કળ અનાજ ઉત્પન્ન થયું છે

કૃષ્ણચંદ્ર–ખરી વાત છે મ્હેં એક દિવસે હિસાબ ગણી જોયો હતો ત્યારે સઘળું ખર્ચ બાદ કરતાં સો રૂપિયાની પ્રાપ્તિ થયેલી માલૂમ પડી હતી

મંદાકિની–પરંતુ તેમાં તમારૂં શું વળ્યું? તમે આટલી સખ્ત મહેનત ઉઠાવી તોપણ કોઇએ તમારો આભાર માન્યો છે? વળી લોહીનું પાણી કરી તમે જે અનાજ ઉત્પન્ન કર્યું હતું તે તો સઘળું વેચાઇ ગયું! તેમાંથી તમને એક પણ પૈસો મળ્યો છે કે? સહુ તેમને સ્વાધીન છે–બ્હારગામથી કેટલા પૈસા આવ્યા, કેટલા ખરચાયા, કેટલા સિલિક રહ્યા તે કોણ જાણે છે? તમને એક પૈસાની જરૂર પડે તો તે કોઇ આપે તેમ છે? ઘરના સઘળા માણસો આગળ હું અને તમે તો કાંઇ હિસાબમાંજ નથી!

કૃષ્ણચંદ્રે કાંઇક નમ્ર તેમજ ગંભીર સ્વરે કહ્યું–" હું સઘળું સમજું છું, પરંતુ સંસારના રંગ એવાજ હોય છે ઇશ્વર કૃપા હશે

તો સુયોગ મળતા બે પૈસા એકઠા કરવાનો યત્ન કરીશ ”

મહાદિની ચિંતાતુર ચિત્ત બેસી રહી–તેણે માન ધારણ કર્યુ



## પ્રકરણ ૧૨ મું.



### પતિ–વિયોગ.

“ હજી મ્હવાર થયુ નથી છતા તમે કેમ ઉઠયા ? ” પોતાના ઉદ્દામ કરૂણાપૂર્ણ નેત્રો સ્વામિના મુખની ઉપર સ્થાપન કરીને સ્નેહલતાએ કહ્યુ

રજનીચંદ્રે પૂછયુ–“ તુ કેમ ઉઠી છે વારૂ ? ”

વાયુના જોશને લીધે દીપકની જ્યોતિ કાઇક ઓછી થઇ ગઇ છે પર પખીઓનો શ્રવણે પડતો મધુર ગુંજારવ મનુષ્યોને પ્રભાત કાળ થયાની સુચના આપે છે

સ્નેહલતા આજે ઘણા કાર્યમા નિમગ્ન બની ગયેલી જણાય છે તે કયુ કામ કરે છે તેનો નિશ્ચય થઇ શકતો નથી સ્હવારની ગાડીમા રજનીચંદ્ર અહમ્મદનગર તરફ ચાલ્યો જવાનો છે ગઇ રાત્રે સંધ્યા સમયેજ તેનો સરસામાન બધાઇ ગયો છે તથાપિ હજી સુધી સ્નેહલતાનુ કામ પૂર્ણ થયુ નથી તે કયારની ઉઠી છે, તેની રજની-ચંદ્રને ખબર પણ નથી તે ઉઠીને ઘડીમા એક વસ્તુ આમ મૂકે છે, તો ઘડીમા તે જ વસ્તુ બીજી બાજુએ મૂકે છે સ્વામિના કપડાલત્તાને કેટલી વખત તેણે સાફસુફ કર્યાં છે તેની ગણના કરવા જતા ભૂલથાપ ખાવી પડે છે સ્વામિને માટે જે ભોજન કરવાની વસ્તુઓ તૈયાર કરી હતી તે વસ્તુઓને તેણે મહા મુશિબને કીડીઓનો ભોગ થઇ પડતી બચાવી છે, તે આખા ઓરડામા ફરીને આ પ્રમાણે કાર્ય કર્યા કરે છે, કારણ કે કદાચ ખડખડાટ થવાથી સ્વામિ જાગી ઉઠશે એવો તેને ભય હતો પરતુ પ્રભાતકાળ થતા ન થતામાજ રજનીચંદ્ર જાગી ઉઠયો, આથી કરીને સ્નેહલતાના મનને ઘણુ દુખ થયુ તેને

એવી આશંકા થઇ આવી કે, પોતાનીજ ખટપટના અવાજથી પતિદેવ જાગી ઉઠ્યા છે

સ્વામિના પ્રશ્નનો ઉત્તર આપતા સ્નેહલતાએ કહ્યુ —" હુ વહેલી ઉઠી છુ તેથી શુ થયુ ? મ્હારે તો કાંઇ વિદેશ જવુ નથી કે, ઉજાગરાનુ મ્હારે ગરતામા દુ:ખ ભોગવવુ પડે "

રજનીચંદ્રે શય્યાત્યાગ કરીને સ્મિત હાસ્ય કરતા કરતા પૂછ્યુ—" રસ્તે ઉજાગરો શા માટે થાય ? ઉલટી નિદ્રાજ વધી પડવાની છે મગાવ્હાલાને મુકી વિદેશે જતા એકલી અવસ્થામા નિદ્રાજ એક માત્ર અવલંબન છે

સ્નેહલતાના મનને આ શબ્દોથી ઘણુ દુ:ખ લાગ્યુ તેના નેત્રોમા જળ ભરાઇ આવ્યુ તરતજ તેણે શયનાલયમાથી બહાર નીકળી નેત્રોમાનુ અશ્રુજળ સાફ કરી નાખ્યુ

ગરમ નિશ્વાસની સાથે એક વિરહ-કવિતાની આશા રજનીચંદ્રના હૃદયમા ઉપસ્થિત થઇ ને હૃદયમાજ વિલીન થઇ ગઇ અરેરે ! તેની સ્ત્રી વળી મૂર્ખ છે !

રજનીચંદ્રે ઘડીઆળ જોઇને કહ્યુ — વખત થયો છે ગમલાને પાચ વાગે ગાડી લઇ આવવાનુ કહ્યુ છે હવે માત્ર એક જ કલાકની વાર છે ! "

માત્ર એક જ કલાકની વાર છે ! સ્નેહલતાનુ સમસ્ત હૃદય કંપી ઉઠ્યુ

રજનીચંદ્ર શયનાલયમાથી બ્હાર નીકળ્યા, અને પ્રાતઃકર્માદિ કરીને ચ્હા પાણી તથા થોડો નાસ્તો કરવા બેઠા સ્નેહલતા પતિ પાસે આવીને ખડી

ધીમે ધીમે રાત્રિનો અંધકાર દૂર થયા પૂર્વ દિશામા પ્રકાશી નીકળેલી જ્યોતિ સૂર્યનારાયણનુ આગમન થોડા સમયમા થશે એવી સૂચના કરવા લાગી પ્રભાતનો શીતળ વાયુ વહેવા લાગ્યો

એવામા સ્નેહલતા કાઇ વસ્તુ લેવાને માટે બ્હાર જતી હતી તેને એ સમયે ઠોકર વાગી, તથા તે પડી જતી બચી ગઇ આ

પ્રકાર જોઇને રજનીચંદ્રે કહ્યું -' લતા ! તું ઘણી આકુળ વ્યાકુળ જણાય છે !'

સ્નેહલતાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં તેણે નમ્ર સ્વરે કહ્યું -" તમે કેમ આટલા બધા વહેલા ચાલ્યા જવાનું નક્કી કર્યું ? પહેલાં તમે મ્હને કેટલી બધી આશા દર્શાવતા હતા ? ડૉક્ટરી પરીક્ષામાં પાસ થયા પછી દેશમાં રહીને જ તમે ધંધો કરવાનું કહેતા હતા તો પછી હવે વિદેશ શા માટે જાઓ છો ? ' આ શબ્દો સ્નેહલતા એટલા બધા ધીમેથી બોલી કે રજનીચંદ્ર બરાબર સાંભળી પણ શક્યો નહિ

ધીમે ધીમે ઘરમાંના સર્વ મનુષ્યો જાગી ઉઠયા હરિશ્ચંદ્ર જઇને ગાડીવાળાને બોલાવી લાવ્યો રજનીચંદ્ર પોતાનો સરસામાન બ્હાર ઓટલા ઉપર લઇ જઇને મૂકવા લાગ્યો સામાન મૂકી આવ્યા પછી તેણે શયનાલયમાં આવી કપડાં પહેર્યાં તથા સ્નેહલતાને પૂછ્યું કે - ત્યારે જાઉં કે ? "

સ્નેહલતાએ મહા મુશ્કેલીએ રૂદ્ધ થઇ ગયેલા અસ્પષ્ટ સ્વરે કહ્યું - ' પાછા ક્યારે પધારશો ? "

અરેરે ! રજનીચંદ્રને તેની ધારણા પ્રમાણે ઉત્તર મળ્યો નહિ ક્યાં છે, ક્યાં છે, વિરહવેદનાપૂર્ણ મર્મભેદક કવિતા ક્યાં છુપાઇ ગઇ છે ?

રજનીચંદ્રે વિરક્ત સ્વરે કહ્યું -" જ્યારે અવકાશ મળશે ત્યારે આવીશ "

અરેરે ! રજનીચંદ્ર આવો ઉત્તર આપ્યા તોપણ સ્નેહલતાએ વિરહ કવિતા સંભળાવી નહિ તેણે એક પણ લીટી ગાઇ નહિ કે - " પતિદેવ પાછા ફરજો, દાસી પર કરૂણા કરજો '

રજનીચંદ્ર તરતજ શયનાલયની બ્હાર નીકળી પડ્યો બ્હાર ઓટલા નજીક તેની માતા તથા તેનું બંધુમંડળ આવીને ઉભું રહ્યું એવામાં હરિશ્ચંદ્ર પણ ગાડીવાળાને સાથે લઇને આવી પહોંચ્યો, ત્યાં

ગાડીવાનને સૂચના મળતા જ તેણે રજનીચંદ્રનો સઘળો સરસામાન ગાડીમા મૂકી દીધો રજનીચંદ્રે પોતાના વડિલ સગાવ્હાલાને પ્રણામ કર્યાં, તથા વડિલ માણસોએ તેને શુભાશીર્વાદ આપ્યા ત્યારપછી રજનીચંદ્ર ગાડીમા બેઠો આવજો, કાગળ લખજો, શરીર સભાળજો, વગેરે અવાજો વચ્ચે ગાડીવાને ગાડી હાકી

સ્નેહલતાના દેહમાથી કોઇ બળાત્કારે તેનો પ્રાણ ખેચી લેતુ હોય એવુ તેને દુખ થયુ તે ચિંતાતુર ચિત્તે ભોય ઉપર બેઠી, અને નેત્રોમાના અશ્રુજળથી ભૂમિને ભીંજવવા લાગી

સહુ પોતપોતાના કામમા લાગી ગયા જયતી સ્નેહલતાની પાસ ગઇ તેણે જોયુ કે પૂર્ણિમાનો ચદ્ર રાહુગ્રસ્ત થયો છે, પ્રભાત-નલિની મ્લાન બની ગઇ છે, સ્નેહલતાના સ્મિત વદન ઉપર વિષાદ ગાભીર્ય આવી વસ્યુ છે, નેત્રામા અશ્રુજળ ભરાઇ ગયુ છે

જયતીએ સ્નેહલતાના મસ્તક ઉપર હાથ ફેરવતા ફેરવતા કહ્યુ — "વાહરે, તુ તો છેક જ ગાડી જણાય છે! માણસને વિદેશ ન જવુ પડે કે 'ચાલ, આપણે ઘરકામ આટોપી નાખીએ" આમ કહીને જયતી સ્નેહલતાને ઘરમા ખેચી ગઇ

પરતુ સ્નેહલતા એ દિવસે પોતાના કામમા પૂરતુ લક્ષ્ય આપી શકી નહિ તેણે ત્રણ માટલા ભાગી નાખ્યા, ભાતમા વિશેષ મીઠુ નાખી દીધુ, દૂધના લોટામા પાણી રેડી દીધુ જો આ સઘળી હકીકત ચચળવહુના જાણવામા આવી હોત તો તે "કુરૂક્ષેત્રની સ્થાપના કર્યા સિવાય રહેત નહિ, પરતુ અમારે કહેવુ જોઇએ કે મ્હોટી વહુ જયતીએ સ્નેહલતાથી એ દિવસે જે જે દોષ થયા તે સર્વ છુપાવ્યા હતા

## પહેલો ખંડ સમાપ્ત.

# ખંડ ૨ જો.



## પ્રકરણ ૧ લુ.



### માયાનું બંધન.

રજનીચંદ્રે અહમ્મદનગર જઇને પોતાની જગ્યા સંભાળી લીધી તે જો કે નવયુવક હતો તોપણ પોતાના શિષ્ટ સ્વભાવથી અને કાર્ય કરવાની ચતુરાઇથી થોડા દિવસમાં જ સહુનો પ્રિયપાત્ર તથા શ્રદ્ધાભાજન થઇ પડ્યો

છ માસ વીતી ગયા એટલા સમયમાં તો રજનીચંદ્ર ઘણી ખ્યાતિ મેળવી તેને મિત્રમંડળનો અભાવ પણ રહ્યો નહિ

આમ છતાં અશાંત પ્રેમપિપાસુ હૃદય પ્રેમને માટે રાત્રિ દિવસ ઝુરી મરતું હતું રજનીચંદ્રનો પ્રાણ એક સુશિક્ષિતા પ્રણયિનીને માટે આકુળ વ્યાકુળ બની ગયો હતો

શ્રાવણ માસ છે સ્હવારથીજ 'ટપક ટપક' કરતો વરસાદ વરસે છે આખો દિવસ વરસાદ વરસેલો હોવાથી ભૂમિ ભીંજાઇ ગઈ છે મધ્યાન્હનો સમય થયો છે આજે ભગવાન સૂર્યનારાયણ પોતાનો પ્રકાશ પૃથ્વી ઉપર પહોંચાડી શક્યા નથી વાદળાઓની પાછળ છુપાઇ રહીને તેઓ પોતાને માર્ગે આગળ વધે છે—પશ્ચિમ દિગ્વધુને આલિંગન કરવાને માટે વ્યાકુળતાથી મુસાફરી કરી રહ્યા છે વૃષ્ટિબિંદુઓથી ચારે દિશાઓ જળમય જણાય છે પ્રકૃતિ શાન્ત છે

વર્ષાઋતુના આવા મધ્યાન્હકાળે એકલા મનુષ્યનો પ્રાણ સોબતી મેળવવાને માટે વ્યાકુળ થાય છે રજનીચંદ્ર પોતાના દિવાનખાનામાં એકલો બેસી રહ્યો છે તેનો પ્રાણ ઘણો ઉદાસ જણાય છે તેના ચિંતાતુર ચિત્તમાં અનેક પ્રકારના વિચારો ઉપસ્થિત થાય છે ઘણે

દૂર આવેલું પોતાનું ગામ તેને યાદ આવે છે! એ ગામમાં આવેલા પોતાના શાંત ઘરમાંના શાંત પ્રેમની શાંત પ્રેમકથાના વિચારોએ તેને ચિંતાતુર બનાવી દીધો છે! વિદાય વખતનાં પેલાં અશ્રુપૂર્ણ નેત્રો પેલું પ્રેમપરિપૂર્ણ સુકોમળ મુખ યાદ આવે છે રજનીચંદ્રને એમ વિચાર થઇ આવે છે કે, "આવા દિવસે હું ઘેર હોત તો મ્હારૂં ચિત્ત આટલું બધું ઉદાસ ન રહેત"

બીજી ક્ષણે વળી એવો વિચાર થઈ આવ્યો કે–"ઘેર હોત તેથી શું થાત!! તે કાંઇ જાણતી નથી–સમજતી નથી તે માત્ર જાણે છે, ઘરનું કામકાજ દાસ દાસી જે કરે છે તે કરવાનુંજ તેને માલૂમ છે કાવ્યકળા તથા સંગીતકળા પ્રત્યે તેની સહજ પણ પ્રીતિ નથી તો પછી એવી મૂર્ખ પ્રેમદાના મિલનથી મારી ઉદાસિનતા કેવી રીતે દૂર થાત?"

આ સમયે ગુજરાતી સમાજ ઉપર રજનીચંદ્ર ઘણો ગુસ્સે ભરાયો તેણે વિચાર્યું કે–"ગુજરાતી સમાજમાં સ્ત્રીશિક્ષણ, યૌવન વિવાહ તથા "કોર્ટશીપ" ની પ્રથાનો પ્રચાર થાય એ માટે હું હવેથી ગુજરાતી ભાષાના સુપ્રસિદ્ધ વર્તમાનપત્રો તેમજ માસિકોમાં લેખ લખીશ" પરંતુ અરેરે! રજનીચંદ્ર સમજી શક્યો નહિ કે તેનાથી ગુજરાતી સમાજ આગળ કાંઇ થઇ શકે તેમ નથી માત્ર શાહી, કલમ, કાગળ અને થોડો વખત નકામો જશે

ત્યાર પછી રજનીચંદ્રને એવી આશંકા થઇ આવી કે, "આ હૃદયની આ અતૃપ્ત આકાંક્ષા શું હમ્મેશાં આવી રીતે જાગ્રતજ રહેશે! આ વાસના શાંત નહિજ થાય કે શું?"

ચિંતાતુર રજનીચંદ્રે પોતાની ચિંતા દૂર કરવાને માટે હાર્મોનિયમની પેટી પોતાની પાસે ખેંચી લીધી, તથા જેવો તે હારમોનિયમ બજાવવાની તૈયારીમાં હતો એવામાં તેના એક નોકરે તેની પાસે આવી સલામ કરીને કહ્યું–"કોઇ એક માણસ એક ચીઠ્ઠી લઇને આપને મળવા માટે આવ્યો છે તે બ્હાર આપની રાહ જુએ છે."

રજનીચંદ્રે પ્રશ્ન કર્યો–"કોઇ ગૃહસ્થ છે કે શું?"

નોકરે ઉત્તર આપ્યો—ના, સાહેબ! કોઈનો નોકર હોય એમ લાગે છે ”

રજનીચંદ્રે નોકરને, “ ચીઠ્ઠી અહિં લઈ આવ ” કહીને રવાના કર્યો પછીથી તેણે હારમોનિયમને પેટીમા ગોઠવી દીધુ તેને એમ લાગ્યુ કે હમણાજ કોઈ રોગીને ત્યા જવુ પડશે.

નોકરે ચીઠ્ઠી લઈ આવીને રજનીચંદ્રના હાથમા મૂકી પત્રની ઉપરનુ કવર ઘણુંજ સુંદર હતુ એક મ્હોટા સુંદર કવરની ઉપર એક બાજુએ એક વિલાયતી નગ્ન પરીનુ ચિત્ર હતુ, તથા બીજી બાજુએ રજનીચંદ્રનુ ઈંગ્રેજીમા શિરનામુ લખેલુ હતુ

રજનીચંદ્રે કવર ફોડીને પત્ર બ્હાર કાઢ્યો તીવ્ર મધુર વિલાયતી સેન્ટની સુગંધિથી પત્ર સૌગંધપૂર્ણ હતો પત્રની ઉપર મૉનોગ્રામ છાપેલો હતો, તથા નીચે મુક્તાના જેવા ગુજરાતી અક્ષરોથી પત્ર લખેલો હતો એ પત્ર આ પ્રમાણે હતો –

**“ પ્રિય ડૉક્ટર સાહેબ !**

હું આપનાથી તદ્દન અજાણી છુ, પરંતુ સંકટ સમયે શરમ રહી શકતી નથી હુ મ્હોટા સંકટમા આવી પડી છુ લગભગ સાત દિવસથી મ્હારા માતુશ્રી મુબઈથી મ્હારી પાસે આવ્યા છે હમણા તેમને સખ્ત તાવ આવે છે વારવાર બેભાન બની જાય છે આ ભયંકર પ્રસંગે જો આપની સહાયતા મળશે નહિ તો આ સંકટમાથી મુક્તિ મેળવવાનો અન્ય એક પણ ઉપાય નથી. ગાડી તથા માણસ મોકલ્યાં છે દયા કરી દાસીને ત્યા પધારવાની તસ્દી લઈ હમ્મેશાને માટે આભારી કરશો

આપનીજ

**પુષ્પાવતી બી. એ.**

મિશનરી બાલિકા વિદ્યાલયની લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ

તથા

**“ શ્રીશિક્ષણ ”—માસિક પત્રની સંપાદિકા ”**

રજનીચંદ્રે આ પત્રને બે વખત વાંચી જોયો તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું કે-" જે સ્ત્રી આવી ભાવપૂર્ણ ભાષામાં પત્ર લખી શકે છે, તે સ્ત્રીના હૃદયમાં કેટલો બધો ગંભીર પ્રેમ હશે તેની કલ્પના હું કરી શકતો નથી ! "

રજનીચંદ્ર બ્હાર જવાના વસ્ત્રો પહેરી, આવેલી ગાડીમાં જઇને બેઠા ગાડીની ઉપરનો ભાગ ઢાંકેલો હોવાથી તે વરસાદથી ભીંજાઇ ગયો નહિ



## પ્રકરણ ૨ જું.



## પ્રેમની પ્રતિમા !

અહમ્મદનગરની બ્હાર થોડે દૂર એક સુંદર બંગલામાં પુષ્પાવતી રહે છે બંગલાની આસપાસ એક સુંદર, મનોહર પુષ્પોદ્યાન આવેલો છે બાગમાં પાણીનો એક કૃત્રિમ ફુવારો જણાય છે આ ઉદ્યાનમાં થઇનેજ બંગલામાં જવાય છે ઉદ્યાનના પ્રવેશદ્વારથી બંગલાના પ્રવેશદ્વાર સુધીનો રસ્તો લાલ ઇંટોથી તૈયાર કરાવવામાં આવ્યો છે

ગાડીવાને ઉદ્યાનના પ્રવેશદ્વાર નજીક ગાડી ઉભી રાખી રજનીચંદ્રે ગાડીમાંથી નીચે ઉતરી ઉદ્યાનમાં પ્રવેશ કર્યો એક નોકર તેની આગળ ચાલતો હતો તથા રસ્તો દર્શાવતો હતો

ધીમે ધીમે રજનીચંદ્રે નોકરની પાછળ પાછળ બંગલામાં પ્રવેશ કર્યો. બંગલાના દરેક બારણાની આગળ તેમજ બારીઓ ઉપર રંગબેરંગી પડદાઓ ઝુલી રહ્યા હતા એક સુંદર દિવાનખાનામાં પ્રવેશ કરીને નોકરે કહ્યું કે-" ડૉકટર સાહેબ પધાર્યા છે "

વિના વિલંબે એક વિચિત્ર વસ્ત્રોથી વિભુષિત થયેલી ઇંદ્રની અપ્સરા જેવી સ્વરૂપવતી યુવતી દિવાનખાનામાંથી બ્હાર આવી

નાગદેવની ફણાના જેવી સૌગંધિત વેણી તેના પૃષ્ઠ પ્રદેશ ઉપર ઝુલી રહી હતી વસ્ત્રો પાશ્ચાત્ય રિવાજ પ્રમાણે પહેરેલા હતા. પગમાં

મોજા તથા લેડીઝ બુટ હતા.

હવે તેના રૂપનું થાડું વર્ણન કરવું જોઇએ, પરંતુ એ કામ કઠિન છે! એ સુંદર સ્વરૂપનું વર્ણન કરવાને માટે લેખિની અસમર્થ છે. હાવભાવ—લીલામયી સ્થિરયૌવના કે જે મ્હોટા મુનિયોની તપશ્ચર્યાને વિઘ્ન પહોંચાડી શકી છે, અથવા તો મદનને ઉત્તેજિત કરનાર બંધન વિનાના ભુવન મોહન રૂપ—કે જે રૂપથી વિશ્વનું યૌવન મુગ્ધ લુબ્ધ થઇ ગયું છે, તેની જેણે હકીકત સાંભળી છે તે મનુષ્યો આ સુંદર સ્વરૂપની કલ્પના કરી જુઓ! જો એ કલ્પના કરી શકવાને તમે શક્તિવાન ન હો તો બીજો માર્ગ ગ્રહણ કરો. અગાબર તારાઓના જેવું ઉજ્વળ હાસ્ય, વિજળીની ચંચળતા, કુસુમની સુગંધિ, વસંતનો રંગ, પાષાણ પ્રતિમાનો બાંધો તથા કાવ્યના છંદ અને અવાજને એકઠા કરીને આ સુંદર સ્વરૂપવતી યુવતીના રૂપતત્વની કલ્પના કરી જુઓ. કહેવાનો સારાંશ એ છે કે, યુવતી અદ્વિતીય, સર્વશ્રેષ્ઠ સુંદરી છે. જે કોઇ તેના સ્વરૂપનું દર્શન કરે તે તરતજ તેના ઉપર મુગ્ધ બની જાય તેમ છે. આ રૂપનું દર્શન કરીને રજનીચંદ્ર કંપી ઉઠ્યો.

આવી ઉચ્છૃંખલ યુવતીઓના રૂપાગ્નિમાં કેટલાયે પુરૂષો પતંગ બનીને બળી ગયા છે, કેટલાયે તપસ્વીઓએ તપસ્યાની આહુતિ આપી છે! રૂપનો મોહ કોઇ પણ સ્થળે સુખના કારણરૂપ થઇ પડતો નથી. રૂપ તો દુઃખનુંજ મૂળ છે. જેને રૂપ હોય છે તે દુઃખ પામે છે, તથા જે એ રૂપમાં દીવાનો બને છે તે પણ દુઃખ પામે છે.

પ્રથમ પુષ્પાવતીએજ વાત શરૂ કરી. તેનો સ્વર ભ્રમરીના કોમળ સ્વર જેવો સુમિષ્ટ છે. પુષ્પાવતીએ કહ્યું —“ આપની દયાનો પાર નથી. આવા વરસાદને દિવસે આપ દયા કરીને પધાર્યા છો, તેથી હું હમ્મેશાને માટે આપની આભારી થઇ છું. માતાજી ઘરમાં છે. આપ મ્હારી સાથે ત્યાં પધારો. અમારૂં સંકટ કૃપા કરીને દૂર કરો.”

રજનીચંદ્ર શું ઉત્તર આપવો તે એકાએક વિચારી શક્યો નહિ, તોપણ તેણે ઉત્તર આપવોજ જોઇએ એમ ધારીને કહ્યું કે—

'તમારી પણુ મ્હારા પ્રત્યે ક્યા ઓછી માયા-મમતા છે ?' આમ કહીને તે પુષ્પાવતીની પાછળ પાછળ જવા લાગ્યો

પુષ્પાવતીની આજ્ઞાથી એક નોકરે એક ઓરડાના દ્વાર ઉઘાડી નાખ્યા એ ઓરડામા એક શય્યાની ઉપર એક ઘરડી સ્ત્રી સૂઇ રહીને મુઝાયા કરતી હતી

ડૉક્ટરે એ સ્ત્રીને હાક મારી બોલાવી એ સ્ત્રીએ નેત્રો ઉઘાડી કહ્યુ -'ઘણી તૃષા લાગી છે ઘણા વખતથી પાણી જોઇએ છીએ, પરતુ મળતુ નથી થોડુ પાણી પાઓ કે 'મ્હારી પાસે કોઇ માણસ રહેતુ નથી।'

ડૉક્ટરે પુષ્પાવતીના મુખ તરફ નજર કરી ત્યાર પછી કહ્યુ - "રોગીની પાસે હમેશા એક માણસ રાખવુ જોઇએ'

પુષ્પાવતી-શુ કરૂ મહારાજ । અહિ એવુ કોઇ માણસ મળી આવતુ નથી અમારો એક રસોઇઓ છે, તે રસોઇનુ કામકાજ કરે છે, અને અવકાશના વખતે અહિ બેસીને માતાજીની સભાળ લે છે વળી માતાજીને સ્પર્શ કરતા મ્હને ભય લાગે છે માજી મુબાઇથી આવ્યા છે હમણા મુબાઇમા સખ્ત પ્લેગ ચાલે છે । આમ હોવાથી માજી કદાચ એવા ભયકર રોગનો ભોગ થઇ પડ્યા હોય, એવી શકાથી હુ તેમની સેવા ચાકરી કરતા ભય પામુ છુ તેમને સ્પર્શ સુદ્ધા કરતી નથી જે માણસ સાવચેત રહે છે, તેનો વિનાશ થતો નથી ડૉક્ટર સાહેબ । આ સબધી તમારો શો અભિપ્રાય છે ?

રજનીચદ્ર કહ્યુ -"પ્રત્યક જાતની મનુષ્યનો અભિપ્રાય તમારા જેવોજ હોય છે આ કારણને લીધેજ રોગની સેવા ચાકરી કરવાને માટે નર્સની ઉત્પત્તિ થઇ છે"

પુષ્પાવતીની માતાએ કહ્યુ -"ક્યા છે પાણી ? પાણી પાઓ ।"

એવામા રસોઇઓ પાણી લઇ આવ્યો, અને તેણેજ રોગી સ્ત્રીના મુખમા પાણી રેડ્યુ પછીથી ડૉક્ટરે રોગીના ચિકિત્સા કરી

પુષ્પાવતીએ પ્રશ્ન કર્યો -"આપને કેમ લાગે છે?"

રજનીચંદ્ર-ભય પામવાનું કાંઇ કારણ નથી. ક્રૂપેલરી ઓસ્ટૅઇટિસ છે

પુષ્પાવતી-કેટલા દિવસમાં આરામ થશે?

રજનીચંદ્ર-આઠ દશ દિવસમાં, પરંતુ સેવા ચાકરીની વ્યવસ્થા સારી રીતે થવાની જરૂર છે

પુષ્પાવતી-ડૉકટર સાહેબ! અમને કવી રીતે માણસ મળી આવે? આપની હકીકત સાંભળી મ્હારો જીવ ઘણો ગભરાય છે.

રજનીચંદ્ર-તમારે ગભરાવાનું કાંઇ કારણ નથી હું જ સઘળી વ્યવસ્થા કરી આપીશ

પુષ્પાવતી-આપના વિશ્વ-પ્રેમની અપૂર્વ કરૂણાને માટે હું આપને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું ધન્ય છે આપના નિષ્કામ કર્મની વાસનાને! પરંતુ આપને 'નર્સ' ક્યાંથી મળી આવશે?

રજનીચંદ્ર-સરકારી દવાખાનામાં કેટલીક 'નર્સ' છે. તેને રાજી કરીશું એટલે તે ખુશીથી આ કામ કરશે એ વ્યવસ્થા હું જ કરીશ મ્હારી ભલામણથી તે નિઃસ્વાર્થ ભાવે અહિં કામ કરવા આવશે એવી મ્હારી ધારણા છે

પુષ્પાવતી-આપ આદર્શ મનુષ્ય છો આજથી હું આપની પવિત્ર મૂર્તિને મ્હારા હૃદયમાં ધારણ કરી રાખીશ!

ડૉક્ટર સાહેબની છાતી ત્વરિત ગતિથી ધડકવા લાગી તેમણે કહ્યું-હું પ્રિસ્ક્રિપ્શન લખી આપું છું નોકરને દવાખાનામાં દવા લઇ આવવા માટે મોકલો

પુષ્પાવતી-દવાની કીમત શી થશે?

રજનીચંદ્ર-સરકારી દવાખાનામાં દવાની કીમત લાગતી નથી.

પુષ્પાવતી-આપના અપૂર્વ પ્રેમનો બદલો વાળી શકવાને હું અશક્ત છું, છતાં કૃપા કરીને મ્હારી સાથે પધારો. આપણે મ્હારા દિવાનખાનામાં જઇએ ત્યાં સર્વ પ્રકારની લેખન સામગ્રી છે

તરતજ પુષ્પાવતી સાથે રજનીચંદ્ર એ ઓરડામાંથી બ્હાર નીકળ્યો, તથા નોકરે એ ઓરડાના દ્વાર બંધ કરી દીધા.

# પ્રકરણ ૩ જુ.

## રમણી કે રાક્ષસી ?

" સુખે આલિંગે છે, કુમળી કળી કોઇ ભ્રમરને,
નથી એ બંધાઇ, અમુક ભ્રમરાથી નકી નકી "

કલાપી

પુષ્પાવતીનુ દિવાનખાનુ ઘણુ સુદર જણાય છે નીચેની જમીન ગાલિચાથી ઢંકાઇ રહેલી છે ગાલિચાની ઉપર એક મોરોક્કો લેધરથી મઢી લીધેલુ ટેબલ પડેલુ છે ટેબલની ચારે બાજુએ વિવિધ પ્રકારની ખુરસીઓ ગોઠવેલી છે દિવાલની આગળ કેટલાક મ્હોટા કાચના કબાટો ગોઠવેલા છે, તથા એ કબાટોમા અનેક પુસ્તકો સુવ્યવસ્થિત રીતે રાખવામા આવેલા છે તે સિવાય દિવાલની ઉપર અનેક વિલાસ વૃત્તિને ઉત્તેજ કરે એવા ચિત્રો નજરે પડે છે એક બારીના ઉપરના ભાગમા દિવાલની સાથે એક મ્હોટુ ઘડીઆળ રાખેલુ જણાય છે ટેબલની પાસેજ એક બેંચ ઉપર કેટલાક વાદ્યયંત્રો જેવા કે હારમો નિયમ, પિયાનો, વીણા વગેરે ગોઠવેલા છે. ટેબલની ઉપર પણ કેટલાક પુસ્તકો માસિકો, વર્ત્તમાનપત્રો, ખડિયો, હૉલ્ડર, કાગળ વગેરે સુવ્યવસ્થિત રીતે રાખવામા આવેલા નજરે પડે છે આખા દિવાનખાનામા અત્તરની સૌગંધ ફેલાઇ રહેલી છે

પુષ્પાવતીએ દિવાનખાનામા પ્રવેશ કરીને પોતાના કોમળ કર-પલ્લવથી એક અતિ મનોહર ખુરસીને સહજ હલાવીને કહ્યુ –" આપ બેસો વિશ્રામ લ્યો આપને ઘણુ કષ્ટ આપ્યુ છે–ક્ષમા કરજો '

રજનીચંદ્રે સ્મિત હાસ્ય કરી નમ્ર સ્વરે કહ્યુ –" તમે પણ બેસો '

[illegible] એકજ સાથે જૂદી જૂદી ખુરશીઓ ઉપર બેઠા [illegible] પછી [illegible] કહ્યુ - " [illegible] "

"હા હમણાજ લખુ છુ." કહીને વિના વિલંબે રજનીચંદ્ર પ્રિસ્ક્રિપ્શન લખી તૈયાર કરી, યોગ્ય ઉપદેશ આપીને નોકરના હાથમા મૂક્યુ નોકર તે લઇને ચાલ્યો ગયો

રજનીચંદ્રે કહ્યુ –"આપના માસિકપત્રના ગ્રાહકોની સખ્યા કેટલી છે?"

પુષ્પાવતીએ ગભીરતાથી કહ્યુ –' ઘણી થોડી. એકસોથી વધારે નહિ હોય, તેમા વળી લવાજમ ભરીને કોઇ વાચતુ નથી. એ ઉપરથી એમ સ્પષ્ટ માલુમ પડી આવે છે કે, ગુર્જર સમાજની ઉન્નતિ થવાને હજી ઘણા સમયની જરૂર છે શુ આપ પણ મ્હારા જેવો વિચાર નથી ધરાવતા? જે દેશમા શિક્ષિતા સન્નારીને હાથે પ્રસિદ્ધ થતુ માસિકપત્ર પ્રત્યેક ગૃહસ્થના ઘરમા શોભા પામતુ નથી તે દેશ અદ્યાપિ ભયકર અજ્ઞાનતાના અધકારમાજ રહ્યો છે એ જાતિની ઉન્નતિની આશા આકાશ કુસુમ સમાન છે"

રજનીચદ્રે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુ –"તમારૂ કહેવુ તદ્દન વાસ્તવિક છે"

પુષ્પાવતી–આપે કદાપિ મ્હારૂ માસિક વાચ્યુ છે?

રજનીચંદ્ર–ના, એ સાભાગ્યથી હજી હુ કમનશીબ રહ્યો છુ

પુષ્પાવતી–અહિં એક પણ નકલ નથી કે હુ આપને બતાવી શકુ છતા ચાલુ માસથી હુ આપને એક નકલ મોકલની રહીશ આ જુઓ, આ માસના અકના બીજા ફૉર્મના 'પ્રૂફ સીટસ' છે લખાણ ઘણું ચમત્કારિક છે થોડુ મૅટર ખૂટી પડયુ હતુ, તેથી ઉતાવળથી એક ગાયન લખી કાઢવુ પડયુ છે આપ આવ્યા ત્યારેજ મ્હારૂ ગાયન સદ્ભાગ્યે પૂરૂ તૈયાર થઇ ગયું હતુ; નહિ તો આપ આવ્યા હોત તોપણ હુ ઉઠી શકત નહિ મ્હને લાગે છે કે, જો કદાચ એમ બન્યુ હોત તો આપ મ્હારા અપરાધની ક્ષમા કરત કારણ કે આપ સુશિક્ષિત છો કવિનુ સમાન કેમ સાચવવુ એ આપ સારી રીતે જાણો છો કવિના ધ્યાનને ભગ કરવુ એ ભયકર અપરાધ છે, એમ આપ પણ કબુલ કરશો આ જુઓ, મ્હારૂ ગાયન

વાંચી તો જુઓ—આપને ના દર્શાવી શકું એવી એક પણ વસ્તુ હવે મ્હારી પાસે નથી

પુષ્પાવતી—આપની મ્હારા પ્રત્યેની આવી પ્રેમવૃત્તિથી હું મ્હને પોતાને મહાભાગ્યશાળી સમજું છું

પુષ્પાવતીએ પોતાના હાથમાંનો ગાયનનો કાગળ રજનીચંદ્ર આગળ ધર્યો રજનીચંદ્રે પ્રેમપૂર્વક તે પોતાના હાથમાં લીધો, તથા વાંચવા લાગ્યો. પુષ્પાવતીએ આ પ્રમાણે ગાયન લખ્યું હતું —

કોઇ કહેજો જોગીડાને જઇને હો રાજ
મધુવનમાં ઝુરે તારી બાલા જોગણ,
વિરહ અંગારે સળગે આખું નંદનવન—મધુ
એની આંખે શ્રવણને ભાદરવો ઝરે,
બાલા રસીઆના રાગે એ રોતી ફરે,
વ્હાલા અંતરમાં હોયે તો લ્હોજે લોચન—મધુ *

આ ગાયન સૂર્ય કુમારી નાટકમાંનો ઉતારો છે એમ રજનીચંદ્ર સમજી શક્યો નહિ, તેથી તે ગાયન વાંચીને ઘણો ખુશી થઇ ગયો તે પુષ્પાવતી તરફ સ્મિત મુખે ટગર ટગર જોઇ રહ્યો

પુષ્પાવતીએ પૂછ્યું —"કેમ, ગાયન કેવું છે ?"

રજનીચંદ્ર—ગુજરાતી ભાષામાં આવાં ગાયન બનતાં હશે કે કેમ એ માટે પૂર્વે મ્હને સંદેહ હતો, પરંતુ તમારૂં અપૂર્વ ગાયન જોઇ મ્હારો ભ્રમ હવે દૂર થયો છે તમારા ગાયનના ભાવે મ્હારા હૃદયને સ્પર્શ કરીને મ્હારા પ્રાણમાં એક પ્રકારના મિલનની આશા જાગ્રત કરી છે—આવી આકુળ-વાસના બાયરન અને બર્ન્સ પણ જાગ્રત કરી શકે તેમ નથી.

પુષ્પાવતી—ગાયન રચવા માટે મ્હેં જે શ્રમ લીધો છે, તે હવે સાર્થક થયો. આપને મ્હેં ઘણું કષ્ટ આપ્યું છે હું ગરીબ રમણી આપને માટે શું કરી શકું ? જો રજા આપો તો હારમોનિયમ સાથે

* સૂર્ય કુમારી.

એક બે ગાયન ગાઈ સંભળાવી આપના વ્યથિત ચિત્તને શાંત કરવાનો યથાશક્તિ યત્ન કરૂં

રજનીચંદ્ર—ખરેખર આજે મ્હારી એક સ્વર્ગીય દેવબાલાની સાથે મુલાકાત થઇ. આ મિલન આ જીવનમાં કદાપિ ભૂલીશ નહિ. દયા કરીને તમે તમારા વાક્યને પાળો.

પુષ્પાવતી હારમોનિયમ પાસે બેસી સૂર મળવવા લાગી ત્યાર પછી સૂર મળતાજ તે ગાવા લાગી કે—

તમારા શા કરૂં સન્માન,
મળ્યા મને મન ગમતા મ્હેમાન—તમારા
હૃદય ઢળી તમ ચરણે પડતું, દેવા આદરમાન તમોને

રજની પણ સાથે સાથે ગાવા લાગ્યો કે—

બાળા એ પુરવ જન્મની પીછાણ
બાગ્યદેવી તવ દર્શન પામી પ્રફુલ્લ થયા મમ પ્રાણ—તમારા. +

સુગંધી—સુવાસથી સુવાસિત થઇ રહેલા સુસજ્જિત દિવાનખાનામાં મધુર કંઠના મધુર સ્વરની લહરિયો રેલાઇ ગઇ ! પુષ્પાવતીના ગુલાબી પુષ્પના જેવા અધરોષ્ઠ મંદ મંદ કંપતા હતા મુખમંડળ ઉપર મુક્તાફળના જેવા સ્વેદબિંદુઓ શોભી રહ્યા હતા વાયુની પાસે ચુંબન કરાવતો કેશકલાપ કપોળ પ્રદેશ ઉપર તથા પીઠના ભાગ ઉપર નૃત્ય કરી રહ્યો હતો ચંપકની કળીઓ જેવી કોમળ હાથની કોમળ આંગળીઓ હારમોનિયમ ઉપર ફરી રહી હતી ફેન્સી ચોળકામાં છુપાઇ રહેલા પયોધરો ઉંચા નીચા થતા હતા રજનીચંદ્ર મોહમુગ્ધ બની જઇને દેવબાલા સમાન સ્વરૂપવતી પુષ્પાવતીનું ગાન સાંભળી રહ્યો હતો, તથા એ ગાનનું રહસ્ય તેના આંતર પ્રદેશને પ્રેમમિલનની આશાથી આકુળ વ્યાકુળ બનાવી દેતું હતું

ઘણા સમય પછી ગાન બંધ રહ્યું પ્રાણ ઉડી ગયો દેહ રહ્યો, પક્ષી ઉડી ગયું પિંજર રહ્યું, સ્વર ઉડી ગયો તેની લહરિયો કાયમ

+ સૂર્ય કુમારી.

રહી કોમળ હાથમા ઝુલી રહેલા ફેન્સી રૂમાલથી મુખ ઉપરના સ્વેદાબુઓ માફ કરીને પુષ્પાવતીએ કહ્યુ –" શુ હુ આપને ચિંતાતુર બનાવુ છુ ?"

ગાઢ નિશ્વાસ મૂકીને રજનીચંદ્રે કહ્યુ – ' મ્હારા જીવનમા આવો આનંદ હું આજે પ્રથમજ ભોગવુ છુ . હુ આશા રાખુ છુ કે આ આનંદનો અંત આવશે નહિ "

પુષ્પાવતી કંપી ઉઠી તેણે કહ્યુ –" આપ આવી અમંગળ વાતને હૃદયમા વિચારશો નહિ આપના દર્શનથી કોણ જાણે કે, એક પ્રકારનો ભાવ મ્હારા અંતરમા ઉપસ્થિત થયો છે, અને તેને પરિણામે હુ આપને ભૂલુ એ સર્વથા અસંભવિત છે ડૉક્ટર સાહેબ ! દિલમા દયા લાવીને કોઇ કોઇ સમયે આપના પવિત્ર પગલાથી આ દાસીના દિવાનખાનાને પવિત્ર કરશો ? ' આપ નહિ પધારો તો મ્હને ઘણુ દુ:ખ થશે '

રજનીચંદ્ર-જો તમને હરકત નહિ હોય, તો હુ હમ્મેશા એક વખત તમારા દર્શન કરવાને આવીશ

પુષ્પાવતી-હરકત ! એમ કેમ બોલ્યા ? ખરા પ્રેમ-મિલનમા હરકતનો પ્રશ્ન રહેતો નથી હ, પરંતુ મળ વાત તો હુ ભૂલી જાઉં છુ આપને મ્હારે શુ વિઝિટ ( મુલાકાત ) ની ફી આપવાની છે ?

રજનીચંદ્ર-વિઝિટ ! તમે વિઝિટ આપશો ! ? મ્હને તમે તમારો સ્નેહી ગણશો એટલે હુ મ્હને બધુ મળી ચુકયુ સમજીશ

પુષ્પાવતીએ સ્મિત હાસ્ય કરીને પિયાનાની સાથે ફરીથી એક ગાયન સમયને અનુસરતુ ગાયુ

કહો મારા નયન સલુણા શ્યામ
તમને શુ કહીને બોલાવુ (૨)
અનુપમ છો ઉપમા શી આપુ
દેવ હૃદય મંદિરમા સ્થાપુ
અંતરના આરામ-તમને *

---

* માલતી માધવ

ગાન પૂર્ણ થતાજ રજનીચંદ્ર પુષ્પાવતીને વારંવાર ધન્યવાદ આપી, ઉઠીને ઉભો થયો, અને તેણે વિદાય માગી

પુષ્પાવતી પણ ઉઠીને ઉભી થઈ તેણે કહ્યુ-" પુનઃ ક્યારે પધારશો ? આપના પવિત્ર પગલાથી આ દાસીના નિવાસને પાવન કરશો ? જો નિવેદન કરશો તો ગાડી મોકલીશ. ડૉક્ટર સાહેબ ! માતાજીને લીધે હું મ્હોટા સંકટમા ફસાઇ પડી છુ હુ નિરાધાર અબળાનો આધાર માત્ર આપજ છો "

રજનીચંદ્ર-તમે ગાડી મોકલવાનો શ્રમ લેશો નહિ હુ મ્હારી ગાડીમાજ આવીશ કાલે સ્હવારે હુ જરૂર આવીશ.

પુષ્પાવતી-આપની આ દાસીના ઉપર અપાર કૃપા થઇ છે ! નમ સબધી યથાયોગ્ય બંદોબસ્ત કરવા કૃપા કરશો

રજનીચંદ્ર વિદાય થયો. દિવાનખાનાની બ્હાર નીકળી દાદરના પગથીઆ ઉપરથી નીચે ઉતરતા ઉતરતા તેણે એક વખત પાછા ફરીને પુષ્પાવતીના દિવાનખાના તરફ દૃષ્ટિ ફેંકી તો તેને માલુમ પડયુ કે અલ્પ સમય પૂર્વે જે પ્રેમની પ્રતિમા પુષ્પાવતી તેની સાથે અપૂર્વ આનંદથી વાર્તાલાપ કરતી હતી તેજ તેના દિવાનખાનાના મુખ્ય દ્વારમા ચિંતાતુર ચિત્તે ઉભી રહી છે !

રજનીચંદ્રના પગ બંધાઈ ગયા તેણે વિચાર્યું કે આવા અમૃત-મય પ્રમાદનો ભોક્તા મનુષ્ય થશે કે દેવતા ? એવામાં બાગમા આવેલા એક દેવદારના વૃક્ષ ઉપરથી એક કાગડાનો કઠોર સ્વર તેને કાને પડયો રજનીચંદ્ર માત્ર ડૉક્ટરી જાણતો હતો. તે કાગડાનુ ચરિત્ર જાણતો નહોતો, જાણતો હોત તો સમજી શકત કે કાગડો કર્કશ કંઠે તેને એવી સૂચના કરે છે કે-" યુવક ! એ અમૃતધારા નથી, એ હળાહળ વિષ છે ! એક પ્રકારની છળના છે ! યુવકોના ચિત્તમા વિચિત્ર વેદના ઉત્પન્ન કરી તેમનુ સમસ્ત જીવન દુઃખપૂર્ણ કરનાર વિષ-ધારા છે ! "

## પ્રકરણ ૪ થું

### સ્નેહ કે સ્વાર્થ.

ઘણા દિવસથી પુષ્પાવતીની માતા આરોગ્ય થઇ છે હમ્મેશાના અવરજવરથી રજનીચદ્ર પોતાનો સમસ્ત પ્રાણ પુષ્પાવતીના ચરણોમા અર્પણ કરી બેઠો છે હવે તેનુ સમસ્ત હૃદય પ્રેમજ્વાળાથી પરિપૂર્ણ થઇ ગયુ છે

આ સળગતી જ્વાળાને રજનીચદ્રે સ્વેચ્છાથી પોતાની પાસ બોલાવી છે જ્યા સુધી તે પુષ્પાવતી પાસે જઇ શકતો નથી ત્યા સુધી શાતિ મેળવી શકતો નથી ત્યા જાય છે ત્યારે વળી પાછી તેની જ્વાળા વધી જાય છે આ જ્વાળાને શાત કરવાનો એક પણ ઉપાય નથી કે શુ ?

ઉપાય હતો. સ્નેહલતા જે શાત પ્રેમ–પ્રવાહથી પતિને પવિત્ર કરવાનો યત્ન કરતી હતી તે રજનીચદ્ર સમજી શક્યો નહિ તેનો પાશ્ચાત્ય શિક્ષણ પામી ચુકેલો પ્રાણ પવિત્ર ગગાના નિર્મળ જળથી શીતળ થયો નહિ શિક્ષણના મોહથી ગગાજળને તુચ્છ ગણી ન ટેમ્સ જીવન ભોગવવાને માટે–વિલાયતી વિલાસ ભોગવવાને માટે આતુર બન્યો પ્રાચ્ય–પ્રેમના ઉપર પદાઘાત કરીને પાશ્ચાત્ય–પ્રેમને માટે ત આતુર બન્યો, પરતુ એ પ્રેમની સ્વાધીનતા, એ પ્રેમની વિશ્વ વ્યાપકતા, ક્ષુદ્ર દેશીય પ્રાણમા ધારણ કરવાનુ સ્થાન કયા છે ? જ્યા સયમ નથી ત્યા શાતિ હોઇ શકે ખરી કે ?

એક દિવસે સ્હવારે ચ્હા પી રહ્યા પછી એક વર્તમાનપત્રને લઇ રજનીચદ્ર તે વાચવાની તૈયારીમા હતો એવામા નોકરે આવીને ત્રણ પત્રો તેના ટેબલ ઉપર મૂક્યા

એક સરકારી પત્ર હતો એ પત્ર વાચીને તેણે બીજો ખોલ્યો બીજો પત્ર પુષ્પાવતીએ લખેલો હતો. તેણે લખ્યુ હતુ કે–" આ

પત્ર વાચતાની સાથેજ મ્હને કૃપા કરીને મળી જશો, ઘણું જરૂરી કામ છે કદાચ સંધ્યા સમયે આવશો તો હુ નહિ મળી શકુ મ્હારે અહમ્મદનગરનો ત્યાગ કરી મુંબાઇ જવાનુ છે "

ત્રીજો પત્ર ત્રણે દૂર આવેલા છાણી ગામથી સ્નેહલતાએ લખ્યો હતો રજનીચંદ્રે પત્નીનો પત્ર પણ વાચી જોયો એ પત્ર મ્હોટા મ્હોટા અક્ષરોએ લખેલો હતો સ્નેહલતા બિચારી વિશેષ ભણેલી ન્હોતી તેથી તેણે ઘણી સાદી તેમજ સરળ ભાષામા પોતાનો પત્ર લખ્યો હતો તે આ પ્રમાણે હતો –

" પ્રાણાધિક પતિની સેવામાં.

જણાવવાનુ કે, તમે હવે પત્ર કેમ નથી લખતા ? મ્હે ઉપરા ઉપરી ત્રણ ચાર પત્રો લખ્યા, પરતુ એક પણ કાગળનો ઉત્તર મ્હને મળ્યો નથી તમે મ્હને છેકજ ભૂલી ગયા છો ? મ્હને તો ભૂલી ગયા, પરંતુ તમારા માતાજીને કેમ કરીને ભૂલી ગયા ? તમારા ભાઇઓ વગેરેને કેમ ભૂલી ગયા ? તમે મોટા પગારદાર થયા ખરા, પરતુ અહિં અમે ભૂખે મરી જઇએ છીએ તમે શા માટે બધો પગાર ખરચી નાખો છો ? વળી જેઓ નોકરી કરતા હશે, તે શુ ઘેર નહિ આવતા હોય કે ? મણિલાલના કાકા કૃષ્ણપ્રસાદના ભાઇ એ સર્વે તમારી માફક નોકરી કરે છે, છતા ઘેર આવે છે આતરે આતરે ઘેર કાગળ પત્ર પણ લખે છે દિવસ જાય છે, હુ વિચાર્યા કરૂછુ કે, કાલે પત્ર આવશે. જ્યારે ટપાલી આવવાનો હોય છે, ત્યારે આતુરતાથી તેની રાહ જોઇને બેસી રહુ છુ પરતુ જયારે તે આવે છે અને પત્ર આપ્યા સિવાય ચાલી જાય છે, ત્યારે મ્હને તેના ઉપર એટલો બધો ગુસ્સો ભરાય છે કે હુ તેને શુ કરૂ ? ઉત્તર જરૂર લખજો. તમને મ્હારા સમ છે, તમે મ્હારૂ મુએ મ્હોડુ જુઓ

ધાર્યા પ્રમાણે વરસાદ નહિ પડવાથી જોઇએ એટલુ અનાજ ઉત્પન્ન થયુ નથી તમારા મ્હોટા ભાઈ રમેશચન્દ્રથી પણ રૂપિયાની મગવડ થાય તેમ નથી. ઘરના માણસો ઘણા દુ ખી થાય છે

સુકુમાર સારો છે હરિશ્ચંદ્રભાઇનો વિવાહ નથી કરતા તે હજ

સારૂ દેખાતુ નથી, પરતુ રૂપિયા ક્યા છે ? જેમને બે મૂઠી અનાજ મળી શકતુ નથી તેઓ વિવાહ કેવી રીતે કરી શકે ? મદાકિની વહુ ઘણો કલહ કરે છે માતાજી સારા છે ઘેર ક્યારે આવશો ?

લી૰ આપની દાસી

સ્નેહલતા ”

પત્ર વાચી રહેતાની સાથેજ રજનીચદ્રના પ્રાણમા એક પ્રકારનો અધકાર છવાઇ ગયો ! ગામડાનુ પેલુ મગળહાસ્યપૂર્ણ મુખ તેને યાદ આવ્યુ ! તેને ગામડાના નિસ્તબ્ધ નિવાસના વિચારો આવવા લાગ્યા માતૃસ્નેહ, ભ્રાતૃપ્રેમ, ભાભીઓનો સ્નેહ તથા બાળક સુકુમારનુ નિર્દોષ મુખ તેને યાદ આવવા લાગ્યુ મનમા એવો વિચાર થઇ આવ્યો કે–‘ તેઓ સર્વે દ્રવ્યના અભાવથી દુખી થાય છે, અને હુ તેમને એક પણ પૈસો નહિ મોકલતા મ્હારી મધળી પેદાશ વિલાસ ભ્રમનમા ગુમાવી દઉંછુ ’

રજનીચદ્ર પાસે બસો રૂપિયા સિલક હતા, તેથી એ મધળી રકમ તેણે તેજ દિવસે ઘેર મોકલી આપવાનો વિચાર કર્યો

ત્યાર પછી પુષ્પાવતીને મળવા જવાને માટે તે તૈયાર થયો નોકરે ગાડી તૈયાર કરી રજનીચદ્ર ઇગ્રેજી એટિકેટના વસ્ત્રોથી વિભુષિત થઇ ગાડીમા જઇને બેઠો, અને કોચમેનને પુષ્પાવતીના નિવાસ સ્થાન તરફ ગાડી લઇ જવાની આજ્ઞા કરી

પુષ્પાવતી સુદર વસ્ત્રાલકારોમા સજ્જ થઇને પોતાના દિવાનખાનામા બેઠી બેઠી વીણા વગાડી રહી હતી રજનીચદ્રે તેના દિવાનખાનામા પ્રવેશ કર્યો એટલે તેણે વિણા નીચે મુકી દઇ સ્મિત હાસ્ય કરી કહ્યુ –“ તમારા વિના જીવને ચેન પડતુ નહોતુ તેથી આ વિણા વગાડી ચિત્તની ચિતા દૂર કરવાનો યત્ન કરતી હતી ”

રજનીચદ્ર–ચિંતાને દૂર કરવાને માટે સગીતવિદ્યા જેવી બીજી કોઇ ઉત્તમ વિદ્યા નથી. વળી હુ જાણુ છુ કે, મ્હારા સિવાય તમને ગમતુ નથી અને તમારા સિવાય મ્હને ગમતુ નથી. તમે પત્ર ન

બોલાવ્યો હોત તોપણ હું અવશ્ય આવત !

પુષ્પાવતી—ડૉક્ટર સાહેબ ! હું તમારી કોણ છું ? હું તો એક ગરીબ, સામાન્ય રમણી છું મ્હારા બોલાવવાથી તમે શા માટે આવો ? મ્હારામા એવા તે શા ગુણો છે, કે જેના પ્રભાવથી આપના જેવા સુવિખ્યાત ડૉક્ટર સાહેબ મ્હારા બોલાવવાની સાથેજ મ્હારે ત્યા પધારે ?

રજનીચદ્ર—પુષ્પાવતી ! હુ તમારે ત્યા શા માટે આવુ છુ તે હુ જાતે પણ સમજી શકતો નથી, પરતુ જે માટે એક ગ્રહ બીજા ગ્રહની તરફ દોડી જાય છે, જે માટે અગ્નિની તરફ અગ્નિ ખેચાય છે તે માટેજ હુ અહિ આવતો હોઉ એમ મ્હને લાગે છે

પુષ્પાવતી—સમજી આપનુ એમ કહેવુ છે કે, આપણી બન્નેની વૃત્તિઓ સમાન છે, પરતુ વાસ્તવિક રીતે તેમ નથી મ્હારામા ને તમારામા આસ્માન જમીનનુ અતર છે હુ સમજી શકતી નથી કે, મ્હારા ક્યા ગુણ ઉપર મુગ્ધ બની જઇને તમે મ્હારી તરફ આટલી-બધી દયા દર્શાવો છો ? વળી ડૉક્ટર સાહેબ ! મ્હને એવો ભય રહ્યા કરે છે કે, કદાચ કોઇ સમયે તમે આ દાસીને ભૂલી જાઓ તો ! ? હુ તમને કરગરીને કહુ છુ કે દાસીને કદાપિ ભૂલી જશો નહિ—નારી વધ કરશો નહિ !

પુષ્પાવતીએ પોતાના નેત્રો ઉપર રૂમાલ દાબ્યા રજનીચદ્રે વ્યાકુળ બની જઇને કહ્યુ —' પુષ્પાવતી ! આ શુ કરો છો ? તમારા જેવા જ્ઞાની, સુશિક્ષિતા રમણીએ રૂદન કરવુ યોગ્ય છે કે ? હુ શુ તમને ભુલી શકીશ ?

પુષ્પાવતીએ નેત્રો ઉપર દાબેલા રૂમાલને ટેબલ ઉપર મૂકીને કહ્યુ —" અદ્વિતીય નિરાકાર બ્રહ્મ સેમજ કરો, પરતુ હુ એ માટે રૂદન કરતી નથી—એ માટે આ દાસી પોતાના નેત્રોમાથી આસુઓ વરસાવતી નથી "

રજનીચદ્ર—તો પછી તમે શા માટે રૂદન કરો છો ? હુ શુ તમારી વેદનાને જાણી શકીશ નહિ ?

પુષ્પાવતી-શા માટે નહિ જાણી શકો ? તમને નહિ કહેવા જેવુ કાઇજ નથી. મ્હારે આજે રાત્રે મુબઇ જવાનુ છે ત્યા લગભગ દશ દિવસ રહેવુ પડશે આ દશ દિવસ હુ તમારા દર્શન કરી શકીશ નહિ.

રજનીચદ્ર-હુ પણ આ દશ દિવસ તમારા દર્શન કર્યા સિવાય કેવી રીતે રહી શકીશ ?

પુષ્પાવતી-પરતુ શુ કરવુ ડૉક્ટર સાહેબ ! જે પ્રસગ અટકાવી શકાય તેમ નથી, તેના ચક્ર નીચે ચગદાઇ મર્યા સિવાય કાઇ છુટકો છે ?

રજનીચદ્ર-ત્યારે તમે આજેજ જશો ?

પુષ્પાવતી હા આજેજ, પરતુ હુ તમને વિનતી કરૂ છુ . હુ જઉ તે પહેલા એક કલાકે આવીને તમે મ્હને મળી જજો

રજનીચદ્ર-અવશ્ય આવીશ

પુષ્પાવતી-બીજી એક વાત કહેવાની છે-એકાએક જવાની તૈયારી કરવી પડે છે તેથીજ આ વાત તમને કહેવી પડ છે જો આપની પાસે રૂપિયા હોય તો મ્હને પાચસો રૂપિયા ઉછીના આપજો હુ મુબઇથી આવતાની સાથેજ આપને પાછા આપીશ

રજનીચદ્ર-પાચસો રૂપિયા-આજેજ જોઇએ છીએ ?

પુષ્પાવતી-હા, સધ્યાકાળ પહેલાજ ;કારણ કે સધ્યાકાળ પૂર્વેજ જવાની બધી તૈયારી કરી રાખવાની છે રાત્રે દશ વાગ્યાની ગાડીમા જવાનુ છે જ્યારે સધ્યાકાળે આપ આ દાસીની પાસ આવો ત્યારે નિરાતે વાર્તાલાપ કરવાનો વખત મળે એ માટે સધ્યાકાળ પહેલા આ વ્યવસ્થા થઇ જાય તો ઘણુ સારૂ

રજનીચદ્રની પાસે સિલકમા બસો રૂપિયાથી વધારે રકમ નહોતી-પરતુ પુષ્પાવતીની પ્રાર્થનાનો અસ્વીકાર કરતા તેનો પ્રાણ કપી ઉઠ્યો તેણે પાચ વાગ્યાની અદર પાચસો રૂપિયા પહોચાડવાનુ કબુલ કર્યુ

પુષ્પાવતીએ રજનીચદ્રને અનેક ધન્યવાદ આપ્યા રજનીચદ્રને

દવાખાનામા જવાનો વખત થયેલો હોવાથી તે વિદાયગીરી લઇ ચાલ્યો ગયો, વળી પાચ વાગ્યાની અંદર તેને ત્રણુસો રૂપિયા મેળવવાના હતા વિદેશમા ઉછીની રકમ મેળવવાનો તેનો આ પ્રથમ યત્ન હતો તે ત્વરાથી દવાખાનામા જઇ પહોચ્યો

દવાખાનામા ગયા પછી રજનીચંદ્રે વૃદ્ધ કંપાઉન્ડર પન્નાલાલને એકાન્તમા પોતાની પાસે બોલાવીને કહ્યુ –" જુઓ, મહાશય ! એકાએક મ્હને પાચસો રૂપિયાની જરૂર પડી છે આજના પાચ વાગ્યા પહેલા રૂપિયા જોઇએ મ્હારી પાસે માત્ર બસો રૂપિયા છે, તો બાકીના ત્રણુસો રૂપિયા ક્યાથી ઉછીના મેળવવા તે જણાવી શકશો ?"

પન્નાલાલે થોડા સમય સુધી વિચાર કરીને કહ્યુ –' આપ રામગોપાળ શેઠને ઓળખો છો ?"

રજનીચંદ્ર–હા, ઓળખુ છુ હુ તેમને ત્યા ત્રણુ ચાર વખત ચિકિત્સાને માટે જઇ આવ્યો છુ

પન્નાલાલ–તેઓ વ્યાજ લઇને નાણા ધીરે છે મ્હને લાગે છે કે તેઓ આપને પણ ધીરશે

રજનીચંદ્ર–આપ હમણાજ તેમની પાસે જાઓ

પન્નાલાલ ચાલ્યા ગયા રજનીચંદ્ર દવાખાનાની ઑફીસ રૂમમા બેસી રોગીઓ તપાસવા લાગ્યો, તથા મનમાને મનમા એવુ વિચારવા લાગ્યો કે પન્નાલાલ આવીને નિષ્ફળતા ન દર્શાવે

ઘણા સમય પછી પન્નાલાલ પાછા આવ્યા રજનીચંદ્રે પૂછ્યુ –' આપ બધુ નક્કી કરી આવ્યા છો કે ?"

પન્નાલાલ–તેઓ આપવાને માટે કબુલ છે, પરંતુ બે પ્રકારની હરકત છે

રજનીચંદ્ર–શી શી ?

પન્નાલાલ–એક તો વ્યાજ કાઇક વધારે છે

રજનીચંદ્ર–કેટલુ ?

પન્નાલાલ–રામગોપાળ શેઠે એમ જણાવ્યુ કે " સો રૂપિયાનુ હુ માસિક ત્રણુ રૂપિયા વ્યાજ લઇને ઉછીના રૂપિયા આપુ છુ, પરંતુ

દાક્તર સાહેબ પાસેથી માત્ર બે રૂપિયા વ્યાજ લઇશ. '

ગજનીચંદ્ર—બીજી શી હરકત છે ?

પન્નાલાલ—આપે તેમની પેઢીમાં જઇને રીતસર લખાણ લખી આપીને રૂપિયા લેવા જોઇએ

રજનીચંદ્ર—ઘણુ જરૂરી "કારણ હોવાથી આ બન્ને શરતોને કબૂલ રાખીને રૂપિયા લીધા સિવાય છુટકો નથી. તેમણે મ્હને કેટલા વાગે બોલાવ્યો છે ?

પન્નાલાલ—આપને જ્યારે ફુરસદ હોય ત્યારે સ્હવારમાં બાર વાગ્યા સુધી પેઢી ખુલ્લી રહે છે

ગજનીચંદ્ર—હમણાં દશ વાગેજ આપણે રૂપિયા લઇ આવીશુ તમે પણ મ્હારી સાથે આવજો

" જેવી આજ્ઞા " કહીને પન્નાલાલ રોગીઓને માટે ઔષધ તૈયાર કરવા માટે ગયા, તથા ગજનીચંદ્ર પણ પોતાના કાર્યમાં રોકાયો

દશ વાગ્યાનો સમય થયો એક ગાડી મગાવી, તેમાં વૃદ્ધ કંપાઉન્ડર પન્નાલાલને બેસાડીને ગજનીચંદ્ર પણ બેઠો અલ્પ સમયમાંજ પન્નાલાલ અને ગજનીચંદ્ર રામગોપાળ શેઠની પેઢીમાં જઇ પહોચ્યા

રામગોપાળ શેઠે ગજનીચંદ્રને યોગ્ય સન્માન આપ્યુ ત્યાર પછી ગજનીચંદ્ર પાસે હાથચીઠ્ઠી લખાવી લઇને તેમણે તેને ત્રણસો રૂપિયા આપ્યા રૂપિયા લઇને ગજનીચંદ્ર ઘેર આવી પહોચ્યો

ભોજન કરી લઇને ગજનીચંદ્રે પાચસો રૂપિયાની નોટો ખિસ્સામાં મૂકી. એક વખત તેનો જીવ કંપી ઉઠયો આટલા બધા રૂપિયા પોતે કોને અને શા માટે આપવા જાય છે ?] ઘેર તો માતા, સ્ત્રી, ભાભીઓ તેમજ ભાઇઓ દ્રવ્યના અભાવથી દુખી થાય છે કદાચ બાળક સુકુમારને દૂધ પણ નહિ મળી શકતુ હોય તો પછી તેમને રૂપિયા નહિ મોકલતા હુ કોને રૂપિયા આપવા જાઉં છુ ' શા માટે હુ આની અપરિચિત સ્ત્રીને આટલી મ્હોટી રકમ આપવાને તૈયાર થયો છુ ' શા માટે પુષ્પાવતીને રૂપિયા આપવા ' એ કોણ છે ? તેની સાથે મારે સો સબધ છે ' આવા અનેક વિચારો મધ્યાન્હના શાન્ત સમયે

રજનીચંદ્રના મનમાં ઉપસ્થિત થયા ! આવા વિચારો પણ દેવતાના આશીર્વાદ સિવાય મોહમુગ્ધ મનુષ્યના મનમાં ઉપસ્થિત થતા નથી પરંતુ આવા આશીર્વાદો પ્રાપ્ત કરી અયોગ્ય કર્ત્તવ્ય દૂર કરી શકવાની શક્તિ ભાગ્યેજ કોઇ મનુષ્યમાં હોય છે દેવતાના આશીર્વાદની સાથે સાથેજ દાનવની નિષ્ઠુર છળના મનુષ્યને છેતરવાનો યત્ન કરે છે એ છળનામાં સવળું તણાઇ જાય છે ! દાનવની છળનાનોજ વિજય થાય છે

રજનીચંદ્રનું પણ તેમજ થયું પુષ્પાવતીના પ્રણય આગળ તે પોતાના સગા વ્હાલા તથા પોતાની પ્રેમમયી પત્નીને ભૂલી ગયો. તેને કર્ત્તવ્ય અકર્ત્તવ્યનું જ્ઞાન રહ્યું નહિ તે ખિસ્સામાં રૂપિયા મૂકી, ગાડીમાં બેસીને પુષ્પાવતી તરફ ચાલી નીકળ્યો.



## પ્રકરણ ૫ મું.



### પાંચસોનું પાણી

"આપ પધાર્યા છો કે ? હું આ એકાંત અવસ્થામાં માત્ર આપનાજ વિચારો કર્યા કરતી હતી." મર્મભેદક કટાક્ષ બાણથી રજનીચંદ્રના હૃદયને ભેદી નાખી પુષ્પાવતીએ કહ્યું.

રજનીચંદ્રે મહામુશિબતે એ અસહ્ય કટાક્ષબાણની વેદનાને સહન કરી કહ્યું –"તમે જ્યારે આવવાનું ફરમાવ્યું હતું ત્યારે પછી હું આવ્યા સિવાય રહું ખરો કે ! "

પુષ્પાવતી–ડૉક્ટર સાહેબ ! શું તમે મ્હને ચ્હાઓ છો ?

રજનીચંદ્ર–પ્રેમને કેવી રીતે દર્શાવવા તે હું જાણતો નથી જો જાણતો હોત તો કહી શકત કે, પુષ્પાવતી ! હું તમારા ઉપર કેટલો બધો પ્રેમ રાખું છું

પુષ્પાવતી–અરેરે ! હું અભાગિની છું, તેથીજ તમારા અપૂર્વ પ્રેમનો લાભ લઇ શકતી નથી ડૉક્ટર સાહેબ ! તમે મ્હને અવિશ્વાસિની ધારો છો ?

રજનીચંદ્ર–પુષ્પા ! આમ કેમ બોલે છે ?

પુષ્પાવતી–જ્યાં પ્રેમનો બદલો વાળી શકાતો નથી, ત્યાં અવિશ્વાસ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે, એમ મહાન્ પ્રેમિક શેક્સપિયર કહી ગયો છે

રજનીચંદ્ર–નહિ નહિ પુષ્પા ! હું ત્હારા શાન્ત પ્રેમનો બદલો ત્હારા નેત્રોમાંજ જોઇ શકું છું

પુષ્પાવતી–હું સમજી, ડૉક્ટર સાહેબ ! તમે ખરા પ્રેમિક છો તમારા જેવા પ્રેમિક આ મૃત્યુલોકમાં દુર્લભ હોય છે !

રજનીચંદ્ર–પુષ્પા ! રૂપિયા લે.

પુષ્પાવતી–રૂપિયા ? ડૉક્ટર સાહેબ ! આવા આનન્દના સમયે પાર્થિવ દ્રવ્યની વાત કાઢી મ્હારા સ્વર્ગીય પ્રેમના ધ્યાનનું ભંગ શા માટે કરો છો ? હું તમારા પ્રાણાધિક પ્રેમના સ્વર્ગીય સ્વપ્નમાં નિમગ્ન હતી, તમે શા માટે મ્હારા સુખ–સ્વપ્નને ઉડાવી દીધું ? તુચ્છ રૂપિયા જો લાવ્યા હો તો આ ટેબલ ઉપર મૂકો

રજનીચંદ્રે દશ દશ રૂપિયાની પચાસ નોટોનું બંડલ પુષ્પાવતીની આગળ ટેબલ ઉપર મૂક્યું

કેટલોક વખત આનંદપૂર્વક નોટોના બંડલ તરફ કટાક્ષ ફેંકી પુષ્પાવતીએ પૂછ્યું,–"પાંચસો છે કે ?"

રજનીચંદ્ર–હા, તમારા કહેવા પ્રમાણે પાંચસો રૂપિયા લાવ્યો છું

પુષ્પાવતી–હવે એ નકામી વાતને જવા દ્યો આવા આ વિયોગ પ્રસંગનું એક ગાન ગાઇએ

હારમોનિયમનો મધુર સ્વર ગુંજારવ કરી રહ્યો અમૃતની સાથે અમૃત મળ્યું હારમોનિયમની સાથે પુષ્પાવતીનો સ્વર મળ્યો

ઘણા સમય સુધી સંગીત ચાલ્યું સંગીત સાંભળી, પ્રેમનો આસ્વાદ લઇ, રાત્રે આઠ વાગે રજનીચંદ્ર પોતાના નિવાસ સ્થાન તરફ પાછો ફર્યો

જ્યારે રજનીચંદ્ર ઘેર આવ્યો ત્યારે તેનું ચિત્ત ઘણું અસ્થિર હતું. તેના હૃદયમાં એક પ્રકારનું દારૂણ દુઃખ થયા કરતું હતું સમસ્ત

શરીર તેને શક્તિ વિનાનું જણાતું હતુ.

ઘેર આવીને તે એક વર્તમાન પત્ર વાચવા લાગ્યો, પરંતુ પત્ર વાચવું તેને ગમ્યુ નહિ. પછી તે એક નવલકથા લઇને વાચવા લાગ્યો, પરંતુ તેમા પણ તે લક્ષ આપી શક્યો નહિ પછીથી તેણે સ્નેહલતાના પત્રનો ઉત્તર લખ્યો. તેમા લખ્યુ કે –

"ત્હારો પત્ર મળ્યો છે, પરંતુ કામ એટલુ બધુ છે કે બિલકુલ વખત મળતો નથી. પત્ર લખવાનોજ સમય ક્યા મળે છે ? તુ પૈસા મોકલવાનુ જણાવે છે, પરંતુ આટલી નજીવી આવકમા મ્હારા જેવા એક ગૃહસ્થનુ જ ખરચ બરાબર ચાલી શકતુ નથી તો પછી હું તમને કયા રીતે રૂપિયા મોકલી શકુ ? ત્હે અનેક માણસોના ઉદાહરણો દર્શાવી મ્હને ઘેર આવવાને માટે લખ્યુ છે, પરંતુ મ્હારી નોકરી કેટલી બધી જોખમ ભરેલી છે, તેનો તને ખ્યાલ સુદ્ધા નથી કેટલા માણસોના જીવન મરણનો ભાર મ્હારા શિર ઉપર છે તે તુ ક્યાંથી જાણી શકે ? છતા અવકાશ મળ્યે ઘેર આવી જવા ભૂલીશ નહિ "

આ પત્ર રજનીચંદ્રે તે જ દિવસે રવાના કરી દીધો



## પ્રકરણ ૬ ઠું.



### કુરૂક્ષેત્રની સ્થાપના.

યથા સમયે એ પત્ર સ્નેહલતાને મળ્યો એ પત્ર વાચીને સ્નેહલતા સંતોષ પામી શકી નહિ તે તત્તજ પતિને પત્ર લખવાને બેઠી તેના મનમા ઘણી હકીકત લખવાના વિચારો થઇ આવ્યા હતા, પરંતુ લખતી વખતે તેને એ સર્વ હકીકત યાદ આવી નહિ. તેણે જે લખવા માડ્યુ તેમા પણ ભૂલો થવા લાગી મહા મુશ્કેલીથી ઘણો સમય ગુમાવ્યા પછી તે એક પત્ર લખી શકી તેમા તેણે લખ્યુ કે –

" પરમપૂજ્ય પતિદેવની સેવામાં.

દાસીની વિનતિ કે, આપે પ્રત્યુત્તર લખવાની કૃપા કરી એજ મ્હારે માટે ઘણુ આનંદની વાત છે જ્યારે મ્હારા પત્રનો ઉત્તર મળતો નથી ત્યારે મ્હને કેટલુ બધુ દુ:ખ થાય છે, તે માત્ર મ્હારોજ જીવ જાણે છે દાસી ઉપર દયા લાવીને મહિને મહિને જરૂર પત્ર લખતા રહેજો તમે લખો છો કે અમને તમે કાંઈ મોકલી શકો તેમ નથી, દોઢસો રૂપિયાના માસિક પગારમા તમારા જેવા ગૃહસ્થનુ ખરચ પણ ચાલી શકતુ નથી, પરતુ હુ તમને પુછુ છુ કે, જે ગૃહસ્થને પોતાના એકલાના ખર્ચ માટે મહિને દોઢસો રૂપિયા જોઇએ તેમના ઘરસંસારમા ઓછામા ઓછા કેટલા રૂપિયા જોઇએ ? જે ગૃહસ્થ પુરૂષના ઘરના માણસો ભૂખે મરી જાય તે ગૃહસ્થે મહિને દોઢસો રૂપિયા માત્ર પોતાનાજ ખરચમા વાપરી દેવા એવુ કયા શાસ્ત્રમા લખ્યુ છે ? જો તમે ઘર ખરચ માટે મહિને પચીસ રૂપિયા મોકલશો તોપણ સહુને ઘણો આનંદ થશે. જ્યારે નોકરી ઉપરથી રજા ન મળી શકતી હોય, તેમજ ઘેર કાંઇ રકમ પણ મોકલી શકાતી ન હોય તો પછી એવી નોકરી કરોછો શા માટે ? અહિં આપણા ગામના દાક્તરને પણ મહિને પચાસ રૂપિયા મળે છે આટલી કમાણીમાથી તેઓ પોતાના સસારનુ ખર્ચ નિભાવતા મહિને દશ વીસ રૂપિયા બચાવે છે, તો પછી તમારા જેવા એકલા પુરૂષનુ ખરચ ત્રીસ રૂપિયામા ન ચાલી શકે કે ? અને જો ન ચાલી શકે તો પછી પરદેશમા નોકરી કરવાની કાંઇ જરૂર નથી. અમને ઘણુ દુ:ખ પડે છે, તેથીજ તમને આટલુ લખવુ પડ્યુ છે, માટે જો વધારે ઓછુ લખાયુ હોય તો માફ કરજો

લી૦ તમારી દાસી.

સ્નેહલતાના પ્રણામ "

પત્ર લખી તેને કવરમા બીડી સ્નેહલતા ઉઠવા જતી હતી એવામા ત્યા મંદાકિની આવી ચઢી તેણે મૃદુહાસ્ય કરીને કહ્યું - " વાહરે ! હમણા તો પત્ર આવ્યો અને એટલામા તો તેનો ઉત્તર

સુદ્ધા ભુલ્યો ! કદાચ અહમ્મદનગરથી કોઇ ઘરેણું ઘડાવી મંગાવવાનું માપ મોકલ્યું હશે ! ?"

સ્નેહલતા હસી પડી, પરંતુ તેનું હાસ્ય પૂર્વ પ્રમાણે અમળ નહોતું હમણાનું તેનું હાસ્ય કૃષ્ણપક્ષના ચાંદનીની માફક ક્ષીણ થઇ ગયું તેણે હસીને કહ્યું –" હા એક નવીન ઘરેણું ઘડાવવાનું છે તેનું માપ મોકલી આપું છું "

મંદાકિની–તે વળી કેવું ?

સ્નેહલતા–સુવર્ણનું દાતરડું એ તૈયાર થઇ આવ્યેથી આપણે બન્ને આપણા ખેતરોમા જઇને મજુરી કરીશું

સળગતા અગ્નિમા ઘી નાખવાથી અગ્નિ જેમ પ્રચંડતાથી સળગી ઉઠે છે તેમ સ્નેહલતાના ઉત્તરથી મંદાકિની સળગી ઉઠી લાલચોળ આંખો કરીને તેણે કહ્યું –" વાહરે ! આટલો બધો દિમાક શાના ઉપર કરે છે ? અમારો તું આવો તિરસ્કાર કરે છે ? આ ત્હારૂં અભિમાન ધૂળમાં મળી જશે ધૂળમા, સમજી ? "

સ્નેહલતા ગભરાઇ ગઇ તે સમજી શકી નહિ કે એકાએક તેના મુખમાંથી શો ઉત્તર નીકળી પડ્યો હતો ! એક દાતરડાનું નામ લેવાથી આવો ભયંકર કલહ–કુરૂક્ષેત્રનું યુદ્ધ ઉપસ્થિત થશે એવી જો તેને કલ્પના સુદ્ધા આવી હોત તો તે આમ બોલત નહિ. તેણે મંદાકિના તરફ જોઇ કહ્યું –" બહેન ! મ્હેં એવું તે શું કહ્યું કે જેથી તમે આટલા બધા ગુસ્સે ભરાઓ છો ? "

મંદાકિનીએ વિશેષ મ્હોટેથી કહ્યું –" હાસ્તોને, ત્હારો વર વિદ્વાન છે, ડાક્તર છે મ્હારો વર મૂર્ખ છે, અજ્ઞાની છે, ખેતરમા મજુરી કરે છે, પરંતુ અમે શું કાંઇ કોઇનું ખાઇએ છીએ ? તું મને દાતરડું લઇને મજુરી કરવા જવાનું કહે છે એ કાંઇ મ્હારૂં જેવું તેવું અપમાન થયેલું તને જણાય છે ? ત્હેં મ્હારૂં તથા મ્હારા વરનું ભયંકર અપમાન કર્યું છે ! "

સ્નેહલતા મંદાકિનીના પગે પડી ગદ્ગદ કંઠે તેને કહેવા લાગી:–

" મંદાકિના બ્હેન ! કોઇ પણ પ્રકારના હેતુથી મ્હેં તમને એક શબ્દ સુદ્ધા કહ્યો નથી. તમારા પતિ મ્હારા વડિલ જેવા છે, હું કદાપિ તેમનું અપમાન કરૂં ખરી કે ' હું તમારે પગે પડું છું, મ્હને માફ કરો. "

" આટલા મિજાજ અને આટલું અભિમાન રાખો છોને, તે એક દિવસે પૂરા પસ્તાશો ! " બને તેટલા ઉંચા સ્વરે આ વાક્યો બોલીને મંદાકિની સ્નેહલતાની ઓરડીમાંથી બ્હાર નીકળી. તેના ભયંકર અવાજથી, અને પગના ખખડાટથી ઘરમાનાં ઘણા ખરા માણુસો એકઠા થઇ ગયા. કૃષ્ણચંદ્ર પણ કોઇ ઠેકાણુથી બરાબર આજ સમયે આવી પહોચ્યો. સહુથી પ્રથમ જયંતીએ પૂછ્યું – " મંદાકિની ! શું થયું છે ? "

મંદાકિના–થવાનું શું છે ! હું મજુર છું સહુ મ્હારૂં અપમાન કર્યા કરે છે કર્મચંડાળ કાળ પણ મ્હને લઇ જતો નથી આટલા બધા માણુસો મરી જાય છે અને હું કેમ નથી મરી જતી ?

જયંતી–થયું છે શું તે તો કહે ? તું તો બસ એકદમ કુરૂક્ષેત્રની સૃષ્ટિ કરી દે છે !

મંદાકિની–મ્હારા ભાગ્યનોજ દોષ છે, હું કંકાસિયણ છું, મ્હારો વર ખેડુત છે, મજુર છે, તેથીજ સહુ મ્હારૂં અપમાન કરે છે !

જયંતી–પરંતુ કોણે તને એમ કહ્યું ?

મંદાકિની–સહુ કહે છે

જયંતી–હમણા કોણે કહ્યું ?

મંદાકિની–જે કહી શકતું હોય તેણે. જેનો ધણી મહિને દોઢસો રૂપિયોના સાહેબગીરી કરતો હોય તેણે જેનો પગ અભિમાનથી જમીન પર અડતો નથી તેણે.

જયંતી–સ્નેહલતાએ ?

મંદાકિની–તે નહિ તો બીજું કોણ ?

જયંતી–તેણે શું કહ્યું ?

મંદાકિની–ના ના, કાંઇ કહ્યું નથી–કાંઇ કહ્યું નથી. સઘળો દોષ મ્હારો પોતાનોજ છે.

જયંતી–તો પછી આમ કલહ કેમ કરે છે ?

કૃષ્ણચંદ્ર–શું થયું ? બોલતા બોલતા જીભ કેમ અટકી ગઈ ? !

મંદાકિની–બીજું શું થવાનું હતું ? સ્નેહલતાને મ્હેં પૂછ્યું કે અહમ્મદનગરથી આવેના કાગળનો ઉત્તર આટલો બધો વહેલો કેમ લખ્યો ? તેના ઉત્તરમા એ મિજાજની પુતળીએ કહ્યું કે, સોનાનું દાતરડું મોકનાવી આપવાને લખું છું મ્હેં પૂછ્યું કે, દાતરડું શા માટે મંગાવ્યું ? તેણે ઉત્તર આપ્યો કે, એ દાતરડાથી ખેતરમાં જઇને, મજુરી કરાશે શું હું કાંઇ ન્હાની હતી કે, નના વાગ્બાણનું રહસ્ય ન સમજી શકું ? મ્હારા વર ખેતરમા જાય છે, અનાજની કાપણી કરે છે, તેથીજ તેણે અમને મજુર કહી અમારૂં અપમાન કર્યું છે !

કૃષ્ણચંદ્ર એકાએક ઘણો ક્રોધે ભરાયો ક્રોધથી કંપતા સ્વરે તેણે કહ્યું –“ આટલું બધું અભિમાન ! ન્હાના મ્હોડે આટલા મ્હોટા વચનો હું ખેતરમા મજુરી કરૂં છું, તેથી મ્હારે માટેજ સોનાનું દાતરડું મોકલવાનું લખ્યું છે ! આ પ્રકારથી કોણ ક્રોધે ભરાયા સિવાય રહે ? હજી સુધી ધણીનો એક પૈસો તો ઘરમા આવ્યો નથી અને આટલો બધો દિમાક ! ”

મંદાકિની આ વખતે રડવા લાગી રડતા રડતા ઉચ્ચ સ્વરે તેણે કહ્યું –અમે મજુરી કરી કરીને ઘરખર્ચ નિભાવીએ ત્યારે અમારૂં જ આવુ અપમાન ? હે પ્રભુ ! હવે તો આ દુખ—આ અપમાન સહન નથી થતું ! ”

કૃષ્ણચંદ્રે જયંતીને કહ્યું –“ સાભળો ભાભી ! તમે સ્નેહલતા વહુને કહી દેજો કે તેમને ખેતીની મજુરીને માટે માન ન હોય તો ભલે તેઓ તેમની કમાણીના પૈસામાથી અમારૂં પોષણ ન કરે, પરંતુ જો ફરીથી આવું અપમાન કરશે તો તેનું પરિણામ ઘણું ખોટું આવશે હું કાંઇ કોઇના બાપનો ગુલામ નથી. ”

જયંતી–ભાઇ ! તમે પણ પૂરી ખાત્રી કર્યા સિવાય શા માટે

આમ ક્રોધે ભરાઓ છો ? સ્નેહલતા તમારૂ અપમાન કરે એમ તમને લાગે છે ?

કૃષ્ણચદ્ર-ત્યારે શુ, સઘળો દોષ એકજ માણસનો છે ? તમારા આવા પક્ષપાતથીજ આપણો ઘરસંસાર વિશેષ દુખી થતો જાય છે ભાભી ! એક હાથે કદાપિ તાળી પડતી નથી, એ શુ તમે જાણતા નથી ?

જયતી-ભાઇ ! હુ પક્ષપાત કરતી નથી મદાકિની વહુ ગજનુ ગજ કરી બેસે છે

કૃષ્ણચદ્ર-તો પછી, બધાય મળીને એને મારી નાખો

આ વખતે મદાકિનીએ પોતાના રૂદનસ્વરથી સમસ્ત ઘરને તથા ગગનમડળને ગજવી મૂક્યુ, અને તે સાથે તેણે પોતાના ભાગ્યની નિંદા, ઇશ્વરની અવકૃપા, ઘરના સઘળા માણસોની નિષ્ઠુરતા વગેરે વિષયો ઉપર ઉપરના વાક્યોથી ભયકર કોલાહલ કરી મૂક્યો

કૃષ્ણચદ્રે કહ્યું-"તુ હમણાં ઘરમા આવ હવે હુ આ દેખાવ જોઇ શકતો નથી આ વખતે રમેશચદ્રભાઇને ઘેર આવવા દે એટલે હુ સર્વ પ્રકારની વ્યવસ્થા કરી નાખીશ "

મદાકિનીએ રૂદન સ્વરને ધીમો કરી નાખી પોતાના ઓરડામા પ્રવેશ કર્યો કૃષ્ણચદ્ર પણ તેની સાથે સાથે ગયો ઓરડામા ગયા પછી મદાકિનીએ કહ્યુ-"આજે તમે તમારા કાને સાભળ્યુ ' તમે દરેક બાબતમા મ્હને દોષ દેતા હતાને ?"

કૃષ્ણચદ્ર-હવે મ્હારી ખાત્રી થઇ ચુકી હુ ભયકર મકટમા ફસાઇ પડ્યો છુ ! શુ કરૂ ? મ્હને કાઇ સુઝતુ નથી

મદાકિની-આવુ અપમાન કોણ સહન કરી શકે ? શુ આપણે કાઇ કોઇના બાપના બે પૈસા ખાધા છે ' કોઇના ધણીની કમાણી-માથી કાઇ લીધુ છે ?

બીજી તરફ સરસ્વતીના ઓરડામા આ કલહની સમાલોચના શરૂ થઇ ગઇ હતી. જયતીએ સાસુને કહ્યું-"બા ! તમે કૃષ્ણચદ્ર ભાઇને કેમ કાઇ કહ્યુ નહિ ?"

સરસ્વતી—શું કહું, બેટા ! હવે મ્હારે કહેવા કથવાનું કાંઇ રહ્યું નથી. હવે તો હું સ્વર્ગમાં ચાલી જાઉં એટલે છૂટું આવા પ્રકારો જોઇ જોઇને મ્હારી વાચા બંધ થઇ ગઇ છે !

જયંતી—કોઇ પણ પ્રકારની ખાત્રી કર્યા સિવાય ગરીબ બિચારી સ્નેહલતાને સંબોધીને જેમ ફાવે તેમ બોલવું એ શું યોગ્ય છે કે ? સ્નેહલતાના સદ્ગુણોથી તેઓ હજી સુધી અજાણ્યા છે કે ?

સરસ્વતીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ એટલે સૌ આ કલહ સંબંધી પોતપોતાના મનમાં એક પ્રકારનો નિર્ણય કરીને પોતપોતાને ઠામે ચાલ્યા ગયા.

આ સમયે સ્નેહલતા પોતાની ઓરડીમાં બેઠી બેઠી રૂદન કર્યા કરતી હતી મંદાકિનીએ તેની સાથે કલહ કર્યો, તેને ગાળો દીધી એ માટે તે રડતી નહોતી, પરંતુ તે ગુન્હેગાર ઠરેલી હોવાથી રડતી હતી તે બિચારી કોની પાસે જઇ શાન્તિ મેળવી શકે ?



## પ્રકરણ ૭ મું.

### વિવાહની વાત.

કાળની ગતિ અટકતી નથી જીવન, મરણ, સુખ તેમજ દુઃખ તરફ તે લક્ષ્ય આપતો નથી તે તો મહાકાળમાં મળી જવાને આગળ ધસ્યેજ જાય છે અત્યાર સુધીમાં દર્શાવેલા પ્રકારે બની ગયાને એક વર્ષ તેમજ કેટલાક માસ થઇ ગયા છે રમેશચંદ્ર પણ ઘેર આવ્યો છે, તથા પોતાની સાથે મ્હોટી રકમ લેતો આવ્યો છે

સંધ્યા સમય થઇ ગયા પછી પતિ પત્ની ઘરમાં બેઠાં બેઠાં વાતચિત કરતા હતા બાળક સુકુમાર તેમની બન્નેની વચ્ચે દોડાદોડી કરીને બન્નેના આનંદમાં વૃદ્ધિ કરતો હતો.

ચંચળે કહ્યું—" તમારૂં શરીર તો સારૂં છેને ? "

રમેશ—હા, હમણા તો શરીર સારૂં રહે છે.

ચચળે પૂછ્યુ-" આ વર્ષની કમાણી કેવી છે ?"

રમેશ-ઠીક છે પરતુ આ વર્ષે અનાજ ધાર્યા પ્રમાણે ઉત્પન્ન નહિ થવાથી સહજ નુકશાન થયુ છે

ચચળ-પરતુ તમે અહિ કેટલા રૂપિયા લાવ્યા છો ?

રમેશ-દર વર્ષે જેટના લાવુછુ, તેટલાજ આ વર્ષે લાવ્યો છુ

ચચળ-પરતુ કહેતા કેમ નથી કે કેટલા લાવ્યા છો ?

રમેશ-છસો

ચચળ-મ્હારા સુકુમાર માટે કેટલા રૂપિયા રાખી મૂકવાના છે ‘

રમેશ-તુ જેટલા કહે તેટલા-મ્હારા કરતા ત્હારી બુદ્ધિ ક્યા ઓછી છે ‘ ત્હારી સલાહ પ્રમાણ કરવાથી આ થોડા વર્ષમાજ દોઢ હજાર રૂપિયા એકઠા થઇ ગયા છે

ચચળ-પચાસ રૂપયા ઘરમા ખર્ચ માટે આપો, તથા બાકીના રૂપિયા સુકુમારને માટે રાખી મૂકવા મ્હને આપો

રમેશ-પચાસ રૂપિયામા શુ થશે ‘ અનાજ થયુ નથી તેથી તે ખરીદવુ પડશે દેવુ પણ ઘણુ થઇ ગયુ છે વળી હવે મ્હને એક વર્ષ સુધી પૈસા મળી શકવાના નથી

ચચળ-તેમા હુ શુ કરૂ ‘ છોકરાની તો ચિતા રાખવીજ જોઇએને ‘

રમેશ-બસો રૂપિયા ઘરખર્ચ માટે આપી બાકીના ચારસો તુ સુકુમાર માટે રાખ

ચચળ-બસો રૂપિયા ! એટલા બધા શુ કરવા છે ? સુકુમારની ચિંતા કોઇનેય નથી. તમારા સસારની દશા તો આવી છે અને કદાચ ન કરે નારાયણ અને કાંઇ સારૂ ખોટુ થાય તો પછી મ્હારે તેમજ મ્હારા સુકુમારને ક્યા જઇને ઉભા રહેવુ ?

રમેશ-એ સૌ હુ સમજુ છુ, પરતુ બીજી તરફ સસાર પણ ચલાવવો જોઇએને ?

ચચળ-તમારે એકલાએજ સસાર ઓછો ચલાવવાનો છે ‘ તમારા ન્હાના ભાઇને તમારા કરતાં પણ વધારે-મહિને દોઢસો

રૂપિયાનો પગાર મળે છે, તેઓ સંસાર ચલાવવાને કેટલા રૂપિયા આપે છે ?

રમેશ-હું ધારૂં છું કે તેનું ચરિત્ર સારૂં નથી. ત્રણ ચાર પત્રો લખ્યા છે, પરંતુ ઉત્તર મળતો નથી. બે ચાર મહિને ધ્યાનમાં આવે છે તો પત્ર લખે છે વળી પત્રનું લખાણ વાંચતાંજ તેનું ચિત્ત અસ્થિર રહેતું હોય એમ માલૂમ પડી આવે છે ! કેટલી મ્હોટી આશા રાખી હતી કે તેને સારો પગાર મળશે, અને સંસારની ઘણી ઉન્નતિ થશે, પરંતુ અરેરે ! સઘળું વૃથા થઇ પડ્યું !

ચંચળ-સૌ કાંઇ તમારા જેવા ભોળા હોતા નથી ! શા માટે તેઓ રૂપિયા આપે ? રૂપિયા એકઠા કરીને વહુજીને માટે ઘરેણાં ઘડાવે છે.

રમેશ-( હસીને ) હા ખરી વાત છે, સ્નેહલતા વહુના શરીર ઉપર ઘરેણાં સમાતાં પણ નથી !

ચંચળ-અરે ! હજી ના ઘરેણાં ઘડાવાની શરૂઆત કરી છે સ્નેહલતા વહુ જ્યારે અહમ્મદનગર જશે ત્યારે એ ઘરેણાં પહેરશે !

રમેશ-મ્હને ત્હારૂં કહેવું ખરૂં લાગતું નથી. મ્હને તો એમ લાગે છે કે રજનીચંદ્ર ખરાબ સોબતમાં પડી પોતાની સઘળી કમાઇનો દુરૂપયોગ કરે છે

આ સમયે રૂક્મિણીએ ત્યાં આગળ આવીને કહ્યું -" રમેશચંદ્ર-ભાઇ ! કોઇ ત્રણ ગૃહસ્થ આવ્યા છે "

રમેશ-ક્યાં છે ?

રૂક્મિણી-બ્હાર પરસાળમાં બેઠા છે ભીખો તેમને બેસાડીને હુક્કો ભરવા ગયો છે રાત્રે તેઓ અહિંજ રહેવાના છે

રમેશ-ક્યાંથી આવ્યા છે, એ ત્હેં પૂછ્યું છે કે ?

રૂક્મિણી-નાવસીથી આવ્યા છે ભીખાએ તેમને પૂછ્યું હતું એટલે મ્હેં સાંભળ્યું હતું

રમેશચંદ્ર ઉઠીને પરસાળમાં ગયો.

પરસાળમાં એક ગ્યાસલેટનો દીવો સળગતો હતો એક શેતરંજી ઉપર આવેલા ત્રણ ગૃહસ્થો બેઠા હતા, તથા એ ત્રણ પૈકીના એક

રામકૃષ્ણ હુક્કો પીતા હતા. રમેશચંદ્રે પરસાળમાં પ્રવેશ કર્યો એટલે એકજણે કહ્યું –" પધારો રમેશચંદ્ર! કેમ શરીર તો સારૂં છેને?"

રમેશચંદ્રે સ્મિત હાસ્ય કરીને કહ્યું –" આજે તમારા પગલા અમારે ત્યાં થયા છે, એ ઘણા આનંદની વાત છે કેમ રામકૃષ્ણ! હમણાં નાવલીના શા નવીન સમાચાર છે?"

રામકૃષ્ણ–નાવલીના નવીન સમાચારમાં કાંઈ નથી હું, પણ તમે આ બે સજ્જનોને ઓળખતા નહિ હો! તેઓ પણ નાવલીનાજ રહેવાસી છે તેમાં (એક ગૃહસ્થ તરફ આગળી કરીને) આ ગૃહસ્થનું નામ હેમચંદ્ર છે તથા (બીજા ગૃહસ્થ તરફ આગળી કરીને) આ ગૃહસ્થનું નામ શરચ્ચંદ્ર છે નાવલી ગામમાં તેઓ બન્ને ઘણા સુપ્રતિષ્ઠિત છે વળી હેમચંદ્ર મહાશયને એક ગુણવતી કુંવારિકા ભત્રિજી છે એ સાક્ષાત પરી જેવી છે છોકરીના પિતા હયાત નથી,, એટલીજ માત્ર ઉણપ છે તમારા ન્હાના ભાઈની સાથે એ છોકરીનો વિવાહ થાય તો તેમાં તમારો શો મત છે?

રમેશચંદ્ર–ઘણા આનંદની વાત હું મ્હારા ન્હાના ભાઈનો વિવાહ કરવાનીજ ખટપટમાં છું હમણા તમે હાથ પગ ધોઈ વિશ્રામ લ્યો. જમ્યા પછીથી નિરાંતે વાતચિત કરીશું

આમ કહીને રમેશચંદ્ર આવનાર ગૃહસ્થોને માટે ભોજન વગેરેની વ્યવસ્થા કરાવવા રસોડામાં ગયો

—ooooo—

## પ્રકરણ ૮ મું.

### હું પરણવાનોજ નથી!

" દાના હોકર દીવાના બનના હો તો જોર કર,
તેલી કે બઈલ સા ચક્કર ખાના હો તો જોર કર,
ઘર ઘર ધક્કે ખા ખા કર મરના હો તો જોર કર,
કચ્ચે કચ્ચેસે ખેલ ખિલવાના હો તો જોર કર,
સર પર હમ્માલીકા બોઝ ઉઠાના હો તો જોર કર, "

રમેશચદ્ર રસોડામા જઇ પહોચ્યો ત્યારે જયતી રસોઇ બનાવતી હતી, સ્નેહલતા શાક સુધારતી હતી અને સરસ્વતી ઉમરા ઉપર બેસીને વહુઓની સાથે વાતચિત કરી રહી હતી

રમેશચદ્રે કહ્યુ-" ત્રણ ગૃહસ્થો મ્હેમાન આવ્યા છે તેમને માટે રસોઇની વ્યવસ્થા કરવાની છે "

સરસ્વતી-કયે ગામથી આવ્યા છે? શા માટે આવ્યા છે?

રમેશચદ્ર-નાવલીથી આવ્યા છે હરિશ્ચદ્રની સાથે વિવાહ સબંધ નક્કી કરવાને આવ્યા છે

આ સમયે જયતીએ શાક વધારી રહીને પૂછ્યુ -" છોકરી કેટલી ઉમ્મરની છે? દેખાવમા કેવી છે?

રમેશચદ્ર-હજી સુધી મ્હે કાઇ પૂછ્યુ નથી. તોપણ મ્હોટી ઉમ્મરની છે એમ હુ જાણી શક્યો છુ આજકાલ છોકરીની ઉમર મ્હોટી થાય છે, અને જ્યારે તેને ઘરમા રાખતા આપણા લોકો ગભરાય છે, ત્યારેજ તેઓ જલદીથી વિવાહ કરી નાખવાની ખટપટ કરે છે સૌ પોતપોતાની પુત્રીને સુદરતાનો અદ્વતીય નમુનો સમજે છે

જયતી-એક બે મહનામા વિવાહ કરી નાખો. હરિશ્ચદ્રભાઇનો વિવાહ હજી સુધી નથી કર્યો એ મારૂ દેખાતુ નથી!

રમેશ-જો કે નાવલીમા રહેતા આપણા જ્ઞાતિબધુઓની આર્થિક સ્થિતિ જોઇએ તેવી સારી નથી તોપણ તેમની આબરૂ ઘણી છે

સરસ્વતી-હવે મ્હારાથી તો કાઇ કહી શકાતુજ નથી આજકાલના છોકરાઓ ઉપરથા મ્હારો વિશ્વાસ ઉઠી ગયો છે મ્હને મ્હોટી આશા હતી કે મ્હારો રજની નોકરી કરીને આપણા સસારને સુખી કરશે-પોતાના બધુઓને મદદ કરશે પરતુ મ્હારી આશા ધૂળમા મળી ગઇ છે મ્હારૂ સુખ-સ્વપ્ન હવામા ઉડી ગયુ છે.

રમેશ-માતાજી! દિવસો કાઢવાનુ કામજ જ્યારે કઠિન થઇ પડયુ છે, ત્યારે પછી વિવાહ કેવી રીતે કરવો? પાચસો છસો રૂપિયા ઓછામા ઓછા જોઇએ, એટલી મ્હોટી રકમ હમણા ક્યાથી મેળવવી?

માતા એક ગાઢ નિશ્વાસ મૂકીને શાંત રહી. જયંતીએ કહ્યું–"કેમ ભાઇ ! એટલા બધા રૂપિયા કેવી રીતે જોઇએ ? એ લોકો કાંઇ આપશે નહિ ?"

રમેશ-પ્રથમ તો ઘરેણાં ખરીદવાં જોઇએ ત્યાર પછી જ્ઞાતિ ભોજન વગેરેની વ્યવસ્થા કરવી જોઇએ પહેરામણીમાં તે એવું શું મળી જવાનું છે ?

જયંતી-ગમે તેમ પણ વિવાહ તો કરવોજ જોઇએ

રમેશ-હું યત્ન કરવામાં પાછી પ્હાની નહિ કરૂં, પરંતુ તમે ક્યાં નથી જાણતાં કે જન્મ, મૃત્યુ તેમજ વિવાહમાં ઇશ્વરનો હાથ હોય છે !

જયંતી-તોપણુ તમે દેવાની દરકાર કરશો નહિ.

રમેશ-તો પછી દેવું આપશે કોણુ ?

જયંતી-તમારા સિવાય બીજું કોણ આપનાર છે ?

રમેશચંદ્ર ચાલ્યો ગયો

કેટલા સમય પછી એજ ઠેકાણે હરિશ્ચંદ્ર આવી પહોંચ્યો તેણે જયંતીને કહ્યું–" ભાભી ! મ્હને ભૂખ લાગી છે, કાંઇ ખાવાનું આપશો ?"

જયંતીએ હસીને કહ્યું–" ભાઇ ! તમારો તો વિવાહ થવાનો છે "

હરિશ્ચંદ્ર-ઠીક ત્યારે તો, હવે મ્હારી ભૂખ તરસ ઉડી ગઇ છે, હું જઇને સૂઇ જાઉં છું !

જયંતી-ભાઇ ! હું ખરૂંજ કહું છું કે, વિવાહ કરવાને માણસો આવેલા છે

હરિશ્ચંદ્ર-રમેશચંદ્રભાઇએ શું કહ્યું ?

જયંતી-વિવાહ નક્કી કરવાનું

હરિશ્ચંદ્ર-મ્હોટા ભાભી ! મ્હેં વારવાર તમને કહ્યું છે, તેમજ આજે પણ ફરીથી કહું છું કે હું પરણવાનો નથી માટે કદાપિ એ સંબંધી ખટપટ કરશો નહિ !

જયંતી-અરે ! સંસારમાં રહીને પરણ્યા સિવાય તે ચાલે કે ?

હરિશ્ચંદ્ર-હું ખરૂંજ કહું છું ભાભી ! કે હું પરણીશ નહિ !

જયતી-જેઓ ધર્મ કરે છે, તેઓ પરણતા નથી કે ?

હરિશ્ચંદ્ર-ધર્મ કર્મને માટે હું ના પાડતો નથી, પરંતુ હું પરણીને નવવધુને શું ખાવા આપું ‘ હું શું ધંધા કરી જાણું છું ? અધુમડગમા રહી આનંદથી ખાઇપીને ઇશ્વરનુ નામ લઇ ફર્યા કરવામાંજ મ્હને સુખ જણાય છે વિના કારણ માથા ઉપર એક પ્રકારનું દુ:ખ એચી લાવવાની શી જરૂર છે ?

જયંતી-હવે તમારી મૂર્ખાઇ મૂકી દ્યો ખબરદાર ! જો તેમની પાસે જઇને કાંઇ બોલ્યા તો !

હરિશ્ચંદ્ર-હમણાં તો હું ભૂખના દુ:ખથી મરી જાઉં છું મ્હને કાંઇ ખાવાનું આપો, વિવાહની વાતથી કાંઇ મ્હારૂં પેટ તૃપ્ત થવાનું નથી.

જયતીએ હરિશ્ચંદ્રને ખાવાનુ આપ્યું હરિશ્ચંદ્ર શાન્તિથી ભોજન કરવા લાગ્યો



## પ્રકરણ ૯ મુ.



### હાય પૈસા ! હાય પૈસા !

“ હવસકા દામ હય, ઇમાનકા આખર હય પયસા,
રગે સબ્બો ખિઝ્રકે વાસ્તે તલવાર હય પયસા
ખુશામદ હય, ગરજ હય, દુશ્મની હય, પ્યાર હય પયસા !
ખુદાકોભી ભૂલાદે, વોહ ખુદાઇ પ્યાર હય પયસા !
ઇસીસે સબ બખેરે હય, ઇસીસે શોર હય, શર હય,
જિસે કહેતા હય જર આલમ, વહી હર ગમરેહ ઘર હય ! ”

એકાંત મળતાંજ ચંચળે પતિને પુછ્યું-“ તમારા ન્હાના ભાઇનો વિવાહ થવાનો છે કે શું ? ”

રમેશ-બે ત્રણ માણસો તો આવ્યા છે.

ચંચળ-તેઓ કેટલી પહેરામણી આપવાનું જણાવે છે ?

રમેશ-વિશેષ કાંઇ આપી શકે તેમ નથી. છોકરીના બાપ જીવતા

નથી, તેના મામા તેનો વિવાહ કરે છે. તેના મામાની સ્થિતિ પણ સાધારણ પ્રકારની છે.

ચંચળ—ત્યારે તો તમારેજ સઘળુ ખરચ કરવુ પડશે?

રમેશ—હા.

ચંચળ—રૂપિયા ક્યા છે?

રમેશ—એનીજ પંચાત છે, પરંતુ હરિશ્ચંદ્રનો વિવાહ હવે મુલતવી રાખી શકાય તેમ નથી, વિવાહ કરવોજ જોઇએ વળી ઘર ઘણુ સારૂ છે, એવા ઘરની સાથે સબંધ બાંધવાથી આપણી પ્રતિષ્ઠામા પણ વધારો થાય તેમ છે

ચંચળ—પરંતુ સૌનુ મૂળ પૈસો ક્યા છે? તમે નથી જાણતા? "વસુ વિનાના નર પશુ, વસુ વિના કાપડીઓ ના ફાડે એક તસુ"

રમેશ—એમા શો શક, પરંતુ તુ એક કામ કર

ચંચળ—મ્હારાથી તમારૂ કામ કરી શકાશે નહિ મ્હને તમે કાઇ પણ કરવાનુ કહેશો નહિ.

રમેશ—બીજુ કાઇ કામ નથી

ચંચળ—ત્યારે શુ કામ છે?

રમેશ—આ વખતે હુ જે રૂપિયા લાવ્યો છુ તેનો તુ લોભ કરીશ નહિ એટલી રકમમાથી સંસાર ખર્ચ સરળતાથી ચાલશે, તેમજ હરિશ્ચંદ્રનો વિવાહ પણ થઇ જશે.

ચંચળ—તમારૂં માથુ પણ પાછુ ફરી ગયેલુ જણાય છે હુ તમારી ધારણા કદાપિ સફળ થવા દેનારી નથી એમાથી પચાસ રૂપિયા ઉપરાંત એક પણ પૈસો આપવાની નથી. છેવટે શુ મ્હારા સુકુમારને રસ્તે રખડતો કરવાનો વિચાર છે?

રમેશ—ચૈત્ર માસમા જે આવક થશે, તે સઘળી હુ ત્હારે સ્વાધીન કરીશ

ચંચળ—નહિ નહિ, હવે નકામા મ્હારી સાથે વિશેષ વિવાદ કરશો નહિ.

રમેશ-ત્યારે શુ હું પેલા આવેલા ગૃહસ્થોને નકારમા ઉત્તર આપી દઉં ?

ચચળ-જેવી તમારી મરજી

રમેશચદ્ર ચિંતાતુર ચિત્તે પરસાળમા ગયો રામકૃષ્ણે તેને પુછ્યુ-"કેમ રમેશચદ્ર ! શો વિચાર નક્કી કર્યો ? આ કાર્ય કરવામા તમે સમ્મત છો કે નહિ ? "

રમેશ-જો કે મ્હારો વિચાર તો છે, પરતુ વૈશાખ માસ પહેલા હું કાઇ કરી શકુ તેમ નથી

રામકૃષ્ણ-એમ તો કેવી રીતે બને ? છોકરી ઉમ્મર લાયક થઇ છે આ મહિનામાજ ઠેકાણે બેસાડ્યા સિવાય ચાલે તેમ નથી હમણા નક્કી કરવામા તમને શી અડચણ છે ?

રમેશ-કેટલીક ખાનગી અડચણો છે

આવનાર ગૃહસ્થો નિરાશ બની ગયા તેઓ ભાવે અભાવે થોડુ ભોજન કરીને શય્યામા સૂતા અને રમેશચદ્ર પત્ની પાસે ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૦ મું.

### સ્નેહલતાની ઉદારતા

ગામમા એક કાબુલી ગરમ વસ્ત્રો વેચવાને આવ્યો છે બનુસ, બ્લૅંકેટ, શાલ વગેરે શિયાળામા ઓઢવાના વસ્ત્રો તે વેચે છે પાચ સાત દિવસથી તેણે છાણી ગામના બજારમા એક માણસના ઓટલા ઉપર દુકાન માડી છે ગામલોકો પોતાની શક્તિ અનુસાર પૈસા ખરચી જરૂરી વસ્ત્રો લઇ આવે છે

હરિશ્ચદ્ર પાસે શિયાળામા ઓઢવા જેવુ એક પણ વસ્ત્ર નહોતુ તે ચૌદ રૂપિયાની એક બ્લૅંકેટ લઇને ઘેર આવ્યો. માતાને બ્લૅંકેટ દેખાડીને તેણે કહ્યું -"મ્હારી પાસે ઓઢવાનુ એક પણ કપડું નહિ હોવાથી મા હું આ લઇ આવ્યો છુ."

સરસ્વતી—પરંતુ રૂપિયા ?

હરિશ્ચંદ્ર—મ્હોટાભાઇ ક્યાં છે ?

સરસ્વતી—બ્હાર ગયા છે

હરિશ્ચંદ્ર કૃષ્ણચંદ્રભાઇ ક્યાં છે ?

સરસ્વતી—ઘરમાંજ હશે.

હરિશ્ચંદ્ર—તું એક વખત બોલાવને.

સરસ્વતી—શા માટે ? રૂપિયા આપવા ? એ ક્યાંથી રૂપિયા આપશે ?

હરિશ્ચંદ્ર તું એક વખત બોલાવ તો ખરી

સરસ્વતીએ કૃષ્ણચંદ્રને બોલાવ્યો. તરતજ કૃષ્ણચંદ્ર ત્યાં આગળ આવી ચઢ્યો. સરસ્વતીએ કહ્યું–' હરિયો આ કપડું લઇ આવ્યો છે મ્હને તો લાગે છે કે એ છેતરાઇ આવ્યો હશે. ભાઇ ! તને આ કપડું કેટલી કીંમતનું લાગે છે !

હરિશ્ચંદ્ર—હા, કહો જોઇએ ભાઇ, કે તમને આની કેટલી કીંમત લાગે છે ?

કૃષ્ણચંદ્ર—લગભગ વીસ રૂપિયા.

હરિશ્ચંદ્રે હસીને કહ્યું–" ત્યારે તો હું છેતરાયો નથી મ્હેં ચૌદ રૂપિયા ઠરાવ્યા છે "

કૃષ્ણચંદ્ર—પરંતુ રૂપિયાનું શું કર્યું ?

કૃષ્ણચંદ્ર વિશેષ કાંઇ પણ બોલ્યા સિવાય ચાલ્યો ગયો

એવામાં ચંચળવહુને ત્યાં આગળથી જતી જોઇને સાસુજીએ તેને બોલાવી, તથા કહ્યું–" વહુ ! ત્હારા ન્હાના દિયરે આ કપડું આણ્યું છે, તે જો તું કહે તો રાખે "

ચંચળ—હું ક્યાં ના પાડું છું, બા !

સરસ્વતી—એ તો ખરી વાત છે હરિયાની ઉપર ત્હારો ઘણો પ્રેમ છે તેથી તું નારાજ ન થતી હોય તો જ હરિયો આ કપડું રાખવાને ચ્હાય છે વળી હરિયા પાસે એક પણ રૂપિયો નથી. રૂપિયા વિના તે કેવી રીતે રાખી શકે ?

ચચળ—મ્હારી પાસે પણુ એક પાઇ નથી. તમારા પુત્ર ઘેર આવશે અને જો તેમની પાસે રૂપિયા હશે તો આપશે.

હરિશ્ચદ્રે અતિ નમ્ર સ્વરે કહ્યુ –"ભાભી ! હુ તમારે પગે પડુ છુ માત્ર ચૌદ રૂપિયા આખો મીંચીને આપી દ્યો. હુ ટાઢે હેરાન થાઉ છુ મ્હને ગરીબને ટાઢના વખતમા ગરમ વસ્ત્રનુ દાન કરશો તો તમે સ્વર્ગ મેળવી શકશો "

ચચળ—ભાઇ ! તમને ગરીબ કોણુ કહે છે ? મ્હારી પાસે રૂપિયા નથી, જો હોત તો અવશ્ય આપત.

હરિશ્ચદ્ર—કોઇના હાથમા તો ઓછાજ રૂપિયા હોય છે ? પેટીમા હોય છે. ચાદ રૂ. ત્યાની માયાને મૂકી દ્યો, ભાભી !

ચચળ—એક વખત તો મ્હે કહ્યુ કે, મ્હારી પાસે રૂપિયા નથી, છતા શા માટે મ્હારો જીવ ખાઓ છો ?

આ સમયે ત્યા આગળ રમેશચદ્ર આવી પહોચ્યો. ચચળવહુ ત્યાથી ચાલી ગઇ રમેશચદ્રે બ્લૅંકેટને જોઇ તપાસીને કહ્યુ –"સસ્તી તો છે, પરતુ રૂપિયાની ગોઠવણુ કર્યા પહેલા શા માટે લાવ્યો ? હવે પાછી આપીએ એ પણુ અયોગ્ય કહેવાય, પરતુ કરવુ શુ ? મ્હારી પાસે કાઇજ નથી."

રમેશચદ્ર પોતાના ઓરડામા ચાલ્યો ગયો. તેણે પત્ની પાસેથી ચૌદ રૂપિયા મેળવવાનો વિચાર કર્યો હતો, પરતુ તેણે જે યત્ન કર્યો તે સઘળો નિષ્ફળ થઇ પડયો

હરિશ્ચદ્રે નિરાશાપૂર્ણ સ્વરે માતાને પૂછ્યુ –"બા ! ત્યારે હુ આ કપડુ પાછુ આપી આવુ કે ?"

પહેરેલા વસ્ત્રના પાલવથી અશ્રુજળ સાફ કરીને સરસ્વતીએ કહ્યુ –"ભાઇ ! હુ તને કેવી રીતે કહુ કે તુ પાછુ આપી આવ હુ ત્હારી માતા છુ, છતાં ત્હારી એક પણુ ઇચ્છાને પૂરી કરી શકતી નથી એ માટે મ્હને ઘણુ દુખ થાય છે "

એવામા સ્નેહલતા એકાએક સાસુ પાસે આવી પહોચી તેણે સાસુ તથા દિયરની વાતચિત સાસુના ઓરડાની બ્હારથી સાભળી હતી.

તે સાંભળતા તેને ઘણી લાગણી થઇ આવી હતી

આ સમયે હરિશ્ચદ્રે બ્લૅંકેટને બે ચાર વખત આમ તેમ ફેરવી નિરાશાપૂર્ણ દૃષ્ટિથી તેને જોઇને કહ્યુ "હે વસ્ત્ર! તુ મ્હારે માટે યોગ્ય નથી. આ ગરીબના શરીરનુ તું રક્ષણ કરી શકે તેમ નથી જા, જેની પાસે પૈસા હોય તેમા ચ શનુ રક્ષણ કર"

ત્યાર પછી બ્લૅંકેટને લઇને હરિશ્ચદ્ર ત્યાંથી ચાલ્યો ગયો એટલે સ્નેહલતાએ સાસુને કહ્યુ -" બા! ન્હાના ભાઇને પાછા બોલાવો

સરસ્વતીએ સ્નેહલતાની તરફ નજર કરીને પૂછ્યુ -" કેમ, શુ કામ છે?"

સ્નેહલતા–પહેલા તેમને બોલાવો તો ખરા, નહિ તો કદાચ ચાલ્યા જશે

સરસ્વતીએ હરિશ્ચદ્રને બૂમ મારી. હરિશ્ચદ્રે માતાની પાસે પાછા આવીને પૂછ્યુ -" કેમ, શુ છે બા?"

સ્નેહલતાના હાથમા બે સોનાની બગડીઓ હતી તે બન્ને બગડીઓમાથી એક બગડી હાથમાથી કાઢી સાસુની પાસે મૂકી તે ઘરમા ચાલી ગઇ આ પ્રકાર જોઇને હરિશ્ચદ્રે પૂછ્યુ -" મા! હુ આ બગડીને શુ કરૂ? મ્હારા હાથમા પહેરૂ?!"

સરસ્વતી–આ બગડી ચદુલાલ શેઠને ત્યા મૂકીને તેના ઉપર ચૌદ રૂપિયા લેજે, અને આ કપડાની કીમત ભરી દઇ તુ કપડુ ખરીદી લેજે

આટલા શબ્દો કહેતા કહેતામા તો સરસ્વતીના નેત્રોમાથી આસુ ઉભરાઇ જવા લાગ્યા. હરિશ્ચદ્ર કોઇ પણ રીતે માતાના કહ્યા પ્રમાણે કરવાને કબૂલ થયો નહિ તે બ્લૅંકેટ પાછી આપવાને માટે ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૧ મું.



### સમજફેર.

આખો માઘ માસ ઘેર રહ્યા પછી ફાગણ માસમા રમેશચદ્ર નોકરી ઉપર જવાની ખટપટ કરવા લાગ્યો જે દિવસે તે ઘેરથી જવાનો હતો તેને આગલે દિવસે જ્યારે તે માતા તથા કૃષ્ણચદ્રને બોલાવીને સાસારિક કાર્યનો બંદોબસ્ત કરતો હતો તે સમયે કૃષ્ણચદ્રે કહ્યુ –"હવે વિના કારણ ભીખાને રાખવાની જરૂર નથી વૃષ્ટિના અભાવથી હવે જોઇએ એવુ ધાન્ય ઉત્પન્ન થતુ નથી."

રમેશ–તો પછી ભીખા વગેરેને રજા આપી દ્યો

સરસ્વતી–ભીખો આપણો જુનામા જુનો ચાકર છે, તેને રજા કેવી રીતે આપી શકાય ?

રમેશ–જ્યારે જોઇએ એવુ ઉત્પન્ન થતુ નથી તો પછી ભીખાને રાખી શુ કરવુ ? એક માણસનુ ખાધા ખરચ તેમજ તેનું પગાર ખરચ વેઠવા જેવો હમણા આપણો વખત નથી ખેતીના ધધાને હવે માડીવાળવાનોજ મ્હારો વિચાર છે

સરસ્વતી–કૃષ્ણ ! ખેતી બધ થશે તો પછી તુ શુ કરીશ ?

કૃષ્ણ–વિદેશમા જઇને નોકરી મેળવવાનો યત્ન કરીશ વળી મ્હારાં સાસુજીએ ઘરમાથી વહુને તેડાવી છે, તેથી હમણા તેને પિયરમા જવા દઇશુ

રમેશ–શા માટે ? તું ત્હારે વિદેશમા જવુ હોય તો ભલે જા, પરંતુ મદકિનીવહુને શા માટે પિયર મોકલી દેવી ?

કૃષ્ણ–જ્યારે ઘરમા કોઇને એકબીજાની સાથે બનતું નથી ત્યારે પછી તે કેવી રીતે અહિં રહી શકશે ?

રમેશ–પરતુ તુ વિચાર કરી જોને કે એમા કોનો દોષ છે ?

કૃષ્ણ-દોષ ગમે તેનો હોય, પરતુ મ્હારૂ એમ કહેવુ છે કે, તે પિયર જાય એમાજ તેને તેમજ ઘરના માણુસોને સુખ છે

રમેશ-તું ઘેરથી વિદેશ તરફ જવાનો વિચાર ક્યારે રાખે છે ?

કૃષ્ણ-આ માસની તેરમી તારીખે મ્હારા સાસુ ગાડી તથા માણસ મોકલવાના છે તેથી ચૌદમી તારીખે હુ ઘરમાથી પિયર મોકલી દઇને આ માસની આખર તારીખના અરસામા હુ બ્હાર ગામ ઉપડી જઇશ

રમેશ-જો ભાઇ ! મ્હારો મત તો એવો છે કે, હમણા મદાકિનીવહુને પિયર મોકલવી યોગ્ય નથી

કૃષ્ણચદ્ર-ભાગ્યમા સુખ નિર્માણ નથી થયુ હોતુ તો કોઇ પણ ઠેકાણેથી સુખ મળતુ નથી, એ હુ જાણુ છુ, પરતુ કરવુ શુ ? અહિ જ્યારે કોઇની સાથે પણ તેને બનતું નથી ત્યારે પછી તેને અહિ શી રીતે રાખવી

રમેશ-જ્યા સુધી માતાજી હયાત છે, ત્યા સુધી ઘરસંસારની વિશેષ ચિતા રાખવાની મ્હને જરૂર જણાતી નથી.

કૃષ્ણચદ્ર-પરતુ માતાજી ઘરસસાર તરફ વિશેષ લક્ષ્ય આપતા હોય એમ મ્હને લાગતુ નથી

રમેશચંદ્રે પાસે બેઠેલી માતાના મુખ તરફ દૃષ્ટિ કરી એટલે તેણે ઉચ્ચુ-"શુ કરૂ ભાઇ ! હવે હુ મ્હારી આ પાકી ઉમ્મરમા આવી ખટપટ તરફ લક્ષ્ય આપી શકતી નથી વળી મદાકિનીવહુ ક્યા મ્હારી વાત કે શિખામણ સાભળે છે ?

કૃષ્ણચદ્ર-બા ! તમને તો બધો દોષ એનોજ જણાય છે ! જો તમે તેના ઉપર વિશેષ માયા રાખતા હો અને તેના તરફ પ્રેમ દર્શાવતા હો તો આટલુ બધુ થાય ખરૂ કે ?

સરસ્વતી-ભાઇ ! હુ કોઇની પણ તરફ પક્ષપાત કરતી નથી. જેવી રીતે બીજી બધી વહુઓના પ્રત્યે હુ પ્રેમ રાખુ છુ તેવીજ રીતે મદાકિની વહુ પ્રત્યે પણ રાખું છુ. બીજુ વધારે શુ કરવુ તે હુ જાણુતી નથી ! મ્હારી આગળ સહુ સમાન છે.

કૃષ્ણચદ્ર-ના બા ! મ્હે પ્રત્યેક કાર્યમા લક્ષ્ય આપીને જોયુ છે

કે તમે સહુને સમાન દૃષ્ટિથી જોતા નથી

સરસ્વતી-ભાઇ ! તુ ભૂલે છે તને ચાર પાચ છોકરા થવા દે એટલે તુ જાણી શકીશ કે સહુ સમાન છે સર્વ આગળીઓની વ્યથા સરખીજ હોય છે ભાઇ ! તુ વિના કારણુ શા માટે મ્હારે માથે દોષ મૂકે છે ?

કૃષ્ણચદ્ર-મા ! હુ તમને દોષ દેતો નથી હું મ્હારા ભાગ્યનેજ દોષ દઉં છુ ! જીવનમા હજી સુધી મ્હને શાન્તિનો અનુભવ મળ્યો નથી. હવે શાન્તિનો અનુભવ મેળવવાને માટે હુ બીજો માર્ગ ગ્રહણુ કરવાની ઇચ્છા રાખુ છુ

સરસ્વતી-પરમાત્માએ સૌને હાથ પગ આપ્યા છે સૌ પોત-પોતાનુ સારૂં ખોટુ સમજી શકે છે તને જેમા શાન્તિ જણાય તે માર્ગ તુ ગ્રહણુ કરી લે !

સરસ્વતી સમજી ગઇ કે, જે ભાવથી તેણે આ વચનો ઉચ્ચારવાનુ વિચાર્યું હતુ તે ભાવથી આ વચનો ઉચ્ચારાયા નહિ તેનાથી જે ભાવથી આ વચનો ઉચ્ચારાયા તે ઉપરથી કૃષ્ણચદ્ર એમ સમજ્યો કે માતા તેને વિદાય આપે છે ! તેના મનમા ઘણુ અભિમાન થઇ આવ્યુ રમેશચદ્ર સમજી ગયો કે માતાએ પોતાના શબ્દો બોલવામા ભૂલથાપ ખાધી છે

પરતુ સરસ્વતીએ આ ઉપરથી કોઇ પણુ પ્રકારનો ખોટો વિચાર વિચાર્યો નહિ. જો એમ વિચાર્યું હોત તો તે પોતાના વચનોનુ રહસ્ય ફરીથી પુત્રને સમજાવત રમેશચદ્ર પણુ શાન્તિ ધારણુ કરીને બેસી રહ્યો જો તે કાઇ બોલવા જાત તો કૃષ્ણચદ્રનો સશય વિશેષ દૃઢ થાત. કૃષ્ણચદ્રે પણુ આ વાતને ફરીથી કાઢી નહિ. તેણે એવો દૃઢ નિશ્ચય કર્યો કે, માતા પુત્રે એકબીજાની સલાહથીજ પોતાને વિદાય દીધી છે ! જો કૃષ્ણચદ્રે આ વાત ઉપર વિશેષ ચર્ચા ફરીથી ચલાવી હોત તો વાદવિવાદને અંતે ખરી હકીકત જાહેર થઇ જાત કૃષ્ણચદ્ર અભિમાનથી બેહોશ બની ગયો

આ પ્રકાર બની ગયા પછી બીજે દિવસે રમેશચંદ્ર નોકરી ઉપર ચાલ્યો ગયો.

યથા સમયે કૃષ્ણચંદ્રને સાસરેથી ગાડી આવતાંજ મંદાકિનીવહુ પિયર ચાલી ગઇ ત્યાર પછી ભાગ્યની પરીક્ષા કરવાને માટે કૃષ્ણચંદ્ર ઘેરથી કોઇ પણ પ્રકારનો નિશ્ચય કર્યા સિવાય વિદેશમા ચાલી નીકળ્યો

## પ્રકરણ ૧૨ મું.

### કુસંગ દુઃખનું મૂળ છે

વૈશાખ માસ વીતી જવા આવ્યો તથાપિ રમેશચંદ્ર ઘેર આવ્યો નહિ તથા એક પૈસો પણ ઘેર મોકલી શક્યો નહિ. નવ્વાબ રંગરાગમા, મદ્યપાનમા તેમજ વિષય-વાસનાને તૃપ્ત કરવામા પોતાના પૈસાનું પાણી કરતો હતો ઘણા સમયથી આવો પ્રકાર ચાલતો હોવાથી તેની ત્રિજોરીનુ તળિયુ ખલાસ થઇ જવા આવ્યુ હતું આમ હોવાથી રમેશચંદ્રને હમણા કેટલાક માસથી બિલકુલ પગાર મળ્યો નથી, ખેતી બંધ કરી દીધેલી હોવાથી આ વરસે ખેતીની આવક પણ થઇ નથી કૃષ્ણચંદ્ર ઘેરથી ચાલ્યો ગયો છે આથી સંસારના દુઃખની સીમા રહી નથી

સરસ્વતીએ આ વિટંબના સંબંધી એક પત્ર લખી આપીને રમેશચંદ્ર પાસે એક માણસને મોકલ્યો તે માણસ પત્રનો ઉત્તર લઇ પાછો આવી પહોચ્યો. હરિશ્ચંદ્રે એ પત્ર માતાને વાચી સંભળાવ્યો

રમેશચંદ્રે લખ્યુ છે કે –" નવ્વાબ સાહેબની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થઇ ગયેલી હોવાથી મ્હને કટલાક માસથી એક પાઇ પણ પગાર તરીકે મળી નથી, અને તેથી હુ તમને કાંઇ મોકલી શકતો નથી દેવુ કરીને ઘર ખરચ ચલાવજો. જો કદાચ ઇશ્વર સારા દિવસ આપશે તો દેવુ ચુકવી દઇશ "

સરસ્વતીએ માથા ઉપર હાથ મૂકીને એક ગાઢ નિશ્વાસ મૂક્યો।

સ્ત્રીજાતને કોણ ઉછીના રૂપિયા આપે ? વળી ઘરમાં આઠ આના પણ સિલકે નથી ! રમેશચંદ્ર તરફની આવક બિલકુલ બંધ થઇ ગઇ બીજી તરફ ઘર ખરચ ઘણું ઓછું કરી નાખવામાં આવ્યું તોપણ ચાળીસ પચાસ રૂપિયા સિવાય એટલી રકમથી કાંઇ ચાલી શકતું નથી !

રૂક્મિણી પૂજો વાળીને જતી હતી તેને બોલાવીને સરસ્વતીએ કહ્યું –"ચંચળવહુને બોલાવ જોઉં"

રૂક્મિણી ચંચળને બોલાવી લાવી સરસ્વતીએ રમેશચંદ્રનો પત્ર ફરીથી ચંચળને વાંચી સંભળાવવા માટે હરિશ્ચંદ્રને કહ્યું હરિશ્ચંદ્રે પત્ર ફરીથી વાંચી સંભળાવ્યો ચંચળે કહ્યું –"તેમાં હું શું કરું, તે કહો ? જેમ ઠીક લાગે તેમ કરો જુઓ માજી ! આ સમયે રજનીચંદ્રભાઇ થોડી થોડી મદદ કરતા હોત તો આપણી આવી દશા થાત કે ? એક માણસ શું કરે, કહો જોઇએ ? વળી તેઓ હમણાં સંકટમાં પડેલા છે, નહિ તો અત્યાર સુધી તેઓજ ઘર ખરચ ચલાવતા આવ્યા છે અને ચલાવત "

સરસ્વતીએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું –"ખરી વાત છે બેટા ! હું સૌ જાણું છું મ્હેં મ્હારા મનમાં પહેલાં એમ વિચાર્યું હતું કે, મ્હારો રજની કમાતો થશે એટલે આપણાં સઘળાં દુઃખ દૂર થશે, પરંતુ મ્હારી આશા નિષ્ફળ થઇ પડી. મ્હારો વિચાર ધૂળમાં મળી ગયો ! હવે શો ઉપાય છે, તે કહે જોઇએ, બેટા !"

ચંચળ—માજી ! મ્હારામાં તે કાંઇ તમારા કરતાં વિશેષ બુદ્ધિ છે , હું તમને ઉપાય બતાવું ?

સરસ્વતી—ત્હારા સિવાય હવે બીજો કોઇ માર્ગ નથી—સૌ બપનાં દુઃખથી રીબાઇ રીબાઇ મરી જશે

ચંચળ—પરંતુ તમારા દીકરાએ મ્હને બસો ચારસો રૂપિયા આપ્યા છે કે હું તમને આપું ?

સરસ્વતી—સ્નેહલતાવહુની બંગડીઓ મૂકીને ચાળીસ રૂપિયા લાવ્યા હતા તેમાંથી ગયા મહિનાનું ખર્ચ તો કાઢ્યું, પરંતુ હવે શું કરવું ?

ચચળ-તમે શું કહેવા માગો છો ?

સરસ્વતી-તુ એક ઘરેણુ આપ

ચચળ-મ્હારૂ ઘરેણુ ! હુ કેટલા બધા સોનાથી મઢાઇ રહેલી છુ કે હુ તમને ઘરેણુ આપુ ? બે ચુડીઓ, કડુ તેમજ એક કઠહાર સિવાય મ્હારી પાસે કાંઇ નથી. હુ મરી જઇશ તોય આ બન્નેમાથી તો એક પણ ઘરેણુ આપવાની નથી.

સરસ્વતી-સ્નેહલતા હજી ન્હાની છે, તોપણુ તે આપણા ઘરનુ દુ ખ જોઇ શકતી નથી. તેણે વગર માગ્યેજ પોતાની બગડીઓ આપી છે

ચચળ-તે શા માટે ન આપે ! તેને મ્હોટો ભરોસો છે કે તેના પતિને મહિને દોઢસો રૂપિયાનો પગાર મળે છે

સરસ્વતી-પરતુ બેટા ! એ આવક સાથે સ્નેહલતાને શો સબધ છે ? હજી સુધી રજનીએ તેને એક રૂપાનો આકડો સુદ્ધા આપ્યો છે કે ! ?

ચચળ-નહિ આપ્યો હોય તો ભવિષ્યમા આપશે ધીમે ધીમ રજનીચદ્રની ઉન્નતિ થશે-તેમનો પગાર વધશે એટલે સ્નેહલતા વહુ સુખી થશે

હરિશ્ચદ્ર હમ્મેશા આનદી રહેતો હતો તેણે હસતા હસતા ચચળ વહુને કહ્યુ -" ભાભી માહેબ ! આટલુ બધુ વિવેચન કરવાની કાંઇ જરૂર નથી. જો ઘરેણુ આપવુ હોય તો આપો અને ન આપો તો ઘરમા જઇને રામાયણનો પાઠ કર્યા કરો "

આ શબ્દોથી ચચળ ક્રોધે ભરાયેલી નાગણીની માફક છછેડાઇ ગઇ તેણે લાલચોળ નેત્રો કરી ઉચ્ચ સ્વરે કહ્યુ -" મ્હારૂ આવુ અપમાન ! આવો તિરસ્કાર ! શુ આ ઘરમા હુ કાંઇ નથી ! હવ હુ આ ઘરમા રહેવાની નથી. સુકુમારને સાથે લઇ હમણાજ હુ મ્હારે પિયર ચાલી જઇશ. એક મુઠી અનાજ તો જ્યા જઇશ ત્યા મળશે હુ શુ ઘરસસારનું કાંઇ કામ કરતી નથી ? રામાયણ વાચીનેજ બેસી રહુ છુ ! ઘેર છોકરો છે તે મ્હને એક મૂઠી અનાજ તો આપશે "

છોકરા " નો અર્થ તેનો એક પચીસ વર્ષનો ભાણેજ રામપ્રસાદ હતો. જેના સ્વામિની આવક ઉપર 'સંસારના સઘળા માણસો જીવન ધારણ કરી રહ્યા છે, તેના પર આટલો ક્રોધ—આટલું અભિમાન ? !

સરસ્વતીએ નમ્રતાથી કહ્યું –" વહુબેટા ! હરિયો તો ગાંડો છે. એ તો ત્હારા સુકુમાર જેવો છે એની વાત ઉપર આટલો બધો ગુસ્સો કરાય કે ? "

આટલું બન્યા છતાં હરિશ્ચંદ્ર તો જાણે કાંઇ બન્યુંજ નથી એમ જાણતો હતો તેણે પૂર્વ પ્રમાણે હસતાં હસતાં કહ્યું –" રામાયણ ના વાચવું હોય તો મહાભારત વાંચો "

ચંચળે વિશેષ ક્રોધાવેશમાં આવી જઇને કહ્યું –" મ્હારી મશ્કરી ! હું ત્હારી મશ્કરીને યોગ્ય છું કે, હરિયા ! ?

હરિશ્ચંદ્રે હસતાં હસતાં કહ્યું –" બસ, તમે મ્હારી સાથે વિશેષ વાતચિત કરશો નહિ, નહિ તો હું યમ જેવો છું તે જાણો છો ને ? "

લાલચોળ મ્હો કરી નાખીને ચંચળ બોલી ઉઠી –" તું યમ છે તો મ્હારા સુકુમારને મારી નાખજે "

સ્વચ્છ નિર્મળ આયનાની આસપાસ ધુમાડો લગતાં આયનો જેવી રીતે મલિન તેમજ નિસ્તેજ બની જાય છે તે જ પ્રમાણે " મ્હારા સુકુમારને મારી નાખજે " એ શબ્દો સાંભળતાંજ હરિશ્ચંદ્રનું મુખ મલિન તેમજ નિસ્તેજ બની ગયું તેના નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં તેણે ધ્રુજતા સ્વરે કહ્યું –" મ્હેં સુકુમારને શું કહ્યું છે ? ભાભી ' તમે મ્હને શા માટે આમ કહ્યું ? "

ચંચળ—ના ના, હવે માયા દેખાડવાની કાંઇ જરૂર નથી હજી એક વખત પણ અનાજ ખવડાવ્યું નથી અને આટલું બોલાય છે, તો પછી કદાચ એક વખત ખવડાવે તો શું ન કહે ? માથા ઉપર એક વાળ પણ રહેવા ન દે

સરસ્વતી—વહુ ' એ ક્યાં એવું કશું બોલ્યો છે ' વિના કારણ શા માટે આટલું બોલે છે !

ચંચળ—ના બોલ્યો હોય તો હજી હવે બોલાવો હું તો વિના

કારણ કંકાસ કરું છું કેમ ? હું સમજી છું કે હમણાં થોડા મહિનાથી તેઓ ઘેર રૂપિયા મોકલી શક્યા નથી તેથી તમે સૌ મ્હારી તથા મ્હારા સુકુમારની ઉપર ક્રોધે ભરાયા છો, અને અમે તમારા અળખામણા થઇ પડ્યા છીએ હવે હું તમારા ભેગી રહેવાની નથી જ્યાં જઇશ ત્યાં મ્હને વધારે નહિ તો માત્ર એક વખત તો મુઠી અનાજ મળશેજ

સરસ્વતી—ત્યારે હું હરિશ્ચંદ્રને જૂદો કરૂં ?

ચંચળ—ના શું કરવા ! હું જાતેજ તમારાથી જૂદી થઇશ



## પ્રકરણ ૧૩ મું.



### બહુના ચરિત્ર માટે હરિશ્ચંદ્રની આશંકા

ચંચળવહુ ત્યાં આગળ વધારે વખત ઉભી રહી નહિ વિવિધ પ્રકારના વાક્યોથી તે આ કલહનો ઉપસંહાર કરતી કરતી પોતાના સૂવાના ઓરડામાં ચાલી ગઇ હરિશ્ચંદ્ર એક પૈસો પણ પેદા નહિ કરતાં માત્ર એકજ માણસના લોહીનું પાણી કરી બેઠો બેઠો ખાય છે, અને સૌને પોતાની ઇચ્છામાં આવે એવાં વચનો કહી સંભળાવે છે એટલોજ ચંચળવહુના ઉપસંહારનો સારાંશ હતો.

હરિશ્ચંદ્રે ચંચળવહુના ઉપસંહારના વચનો સાંભળ્યાં તેણે આંસુ ભરેલી આંખોએ માતા તરફ નજર કરીને કહ્યું—" કોણ જાણે કે મ્હને સ્હવારે ઉઠતાની સાથે કોનું મ્હો જોવામાં આવ્યું છે ! મ્હને લાગે છે કે, સંસારની આ સઘળી ખટપટમાં રહેવા કરતાં એકાંત સ્થાનમાં જઇ રહી ત્યાં પ્રાણાયામ તથા ઇશ્વરભક્તિ કરવામાંજ પરમ સુખ તેમજ શાન્તિ સમાયેલાં છે "

રૂક્મિણી ત્યાં ઉભી રહીને ચંચળવહુના અર્થ વિનાના કલહથી ઘણી ક્રોધે ભરાઇ હતી, તથા કમાણી કરવાને અશક્ત રહેલા હરિશ્ચંદ્રના થતા તિરસ્કારથી દુઃખી થતી હતી. હરિશ્ચંદ્રના છેવટના વચનો

આભળી તેણે કહ્યુ –" ન્હાના ભાઇ ! જ્યારે તમને પ્રાણાયામ કરતા આવડે છે, ત્યારે પછી તેમ કરીને જો બે રૂપિયા કમાઇ શકતા હો તો કમાઓને ! ? પારકાની કમાણી ખાઇએ તો આવુ સાભળવુ પડે ને ! વળી સૌ કાઇ એકજ પ્રકારનો ધધો યા તો નોકરી કરતા નથી. પ્રાણાયામ કરવાને ક્યા દેશમા જવુ પડે છે ? "

" યમને ઘેર ! " આમ કહીને હરિશ્ચદ્ર ઉઠી ઉભો થયો સરસ્વતીએ એક ગાઢ નિશ્વાસ મૂકયો

હરિશ્ચદ્ર જ્યારે પરસાળમાથી બ્હાર નીકળતો હતો ત્યારે " હુ ન્હાના કાકા પાસે જઇશ " એમ કહીને સુકુમાર તેની માતા પાસેથી છુટી આવ્યો હરિશ્ચદ્ર આવા દુ ખના સમયે પણ સઘળા દુ ખને દૂર કરનાર સુકુમારને જોતાજ બન્ને હાથ પહોળા કરી તેને ઉચકી લેવા જતો હતો, પરતુ તેમ થયુ નહિ ચ ચળવહુએ આવી ચઢીને સુકુમારને ક્રોધથી કમ્મર પર ઉંચકી લઇ ઘરમા જવા માડયુ " હુ જઇશ, હુ જઇશ " એમ કહેતો કહેતો સુકુમાર ચ ચળની કમ્મર પર કુદાકુદ કરવા લાગ્યો આથી ચીડીને એ પુષ્પના જેવા કોમળ બાળકના કોમળ ગાલ ઉપર ચ ચળે એક થ પડ મારીને કહ્યુ –" હવે લાડ લડાવવાની જરૂર નથી. જો એ મરવાનો હશે તો મ્હારાજ ખોળામા મરશે " આમ કહી સુકુમારને લઇને ચ ચળ ઘરમા ચાલી ગઇ સુકુમારને સખ્ત થ પડ વાગેલી હોવાથી તેણે પોતાના રૂદનધ્વનિથી સમસ્ત ઘરને ગજવી મકયુ હરિશ્ચદ્ર સુકુમારની પાછા ફરવાની આશાથી જ્યા ઉભો હતો ત્યાજ ચિંતાતુર ચિત્તે પત્થરના પુતળાની પ્રમાણે સ્થિર ઉભો રહ્યો, પરતુ ચ ચળવહુએ પુત્રનુ રક્ષણ કરવાને માટે જ્યારે ઘરનુ દ્વાર ઝડપથી બધ કરી દીધુ ત્યારે હરિશ્ચદ્ર ઘણુ દુ ખ પામીને વ્યથિત ચિત્તે માતાની પાસે ચાલ્યો ગયો !

સ્નેહલતા દૂર ઉભી રહીને સઘળો પ્રકાર જોયા કરતી હતી. જ્યારે ચચળવહુ, હરિશ્ચદ્ર તથા રૂક્મિણી ત્યાથી ચાલ્યા ગયાં, તથા સરસ્વતી વસ્ત્રના પાલવથી આખોના આસુ સાફ કરી ચિંતાતુર ચિત્તે બેસી રહી ત્યારે તે તેમની પાસે ગઇ અને નમ્ર સ્વરે તેણે કહ્યું:–

"ચિંતા કરવાથી શુ થવાનું છે, બા ! ચાલો આપણે ઘરમા જઇએ, માઠુ લગાડશો નહિ."

સરસ્વતી-કોના ઉપર માઠુ લગાડવાનુ છે, બેટા ! ભાગ્યમાં જે દુ ખ ભોગવવાનું હશે તે ભોગવ્યા સિવાય કાઇ છૂટકો થવાનો છે ? છતા આ હતભાગી છોકરાનો વિચાર કરતા મ્હારૂ માથુ ફરી જાય છે તેની શી દશા થશે એ હુ વિચારી શકતી નથી !

પુન સરસ્વતીના નેત્રોમાથી અશ્રુધારા વહેવા લાગી ! સ્નેહલતાએ પોતાના વસ્ત્રના પાલવથી સાસુનુ ચક્ષુજળ સાફ કરી નાખીને કહ્યુ -" માતાજી ! શાન્ત થાઓ તમારા જેવા વડિલ તેમજ સમજુ માણસે ધૈર્યનો ત્યાગ કરવો જોઇએ નહિ "

એવામા હરિશ્ચદ્ર ચિંતાતુર મુખે ત્યા આવી ચઢયો હૃદયમા સખ્ત વેદના થતા મનુષ્ય જે પ્રમાણે અસ્થિર બની જાય છે, ત પ્રમાણે હરિશ્ચદ્ર અસ્થિરતાથી-હૃદયની અસહ્ય વેદનાથી નીચે બેસી પડયો સ્નેહલતા થોડે દૂર ખસીને બેઠી

માતાએ પુત્રની વ્યાકુળ સ્થિતિ જોઇ પૂછ્યુ -" હરિયા ! તને શુ થયુ છે ? "

અસ્પષ્ટ સ્વરે હરિશ્ચદ્રે ઉત્તર આપ્યો -" કાઇ થયુ નથી હવે હુ આ ઘરમા રહેવાનો નથી ! "

સરસ્વતી-કેમ વળી એકાએક શુ થયુ ? ત્હારે ક્યા જવુ છે ?

હરિશ્ચદ્ર ન્હાના બાળકની માફક રડી પડયો તેના જીવનમા ભયકર વેદનાપૂર્ણ રૂદન આ પ્રથમજ હતુ રૂદન કરતા કરતા તેણે કહ્યુ -" ચ ચળભાભીએ મ્હારા હૃદયમાથી મ્હારા હૃદયાબ્ધિક સુકુમારને કાઢી લીધો છે ! "

સરસ્વતી-જેનો છોકરો હોય તે લઇ લે, તેમા તુ શુ કરે ?

હરિશ્ચદ્ર-સુકુમાર મ્હારા જીવ બરાબર છે તેના સહવાસ સિવાય મ્હારાથી આ ઘરમા રહી શકાશે નહિ.

સરસ્વતી પણ રડી પડી રડતા રડતા તેણે કહ્યુ -" મ્હને દુ ખ પડવામા હવે કાઇ બાકી રહ્યુ નથી માટે તું પણ જતો રહીને

મ્હને વિશેષ દુ:ખી કરીશ નહિ. જ્યા સુધી હુ જીવતી છુ ત્યા સુધી તુ મ્હારી આખ આગળથી દૂર થઇશ નહિ. ત્યાર પછી તને ત્હારૂ ભાગ્ય જ્યાં લઇ જાય ત્યા જજે "

હરિશ્ચદ્રે કેટલાક સમય સુધી શાન્ત બેસી રહીને કાઇક વિચાર કર્યો ત્યાર પછી એક ગાઢ નિશ્વાસ મૂકીને તેણે કહ્યુ –" ખાધા પીધા વિના હુ તમારી આગળ કેવી રીતે રહી શકુ ? ચચળભાભી હવે મ્હને ખાવાનુ આપશે નહિ તેઓ મ્હારા ભાઇને લઇને જૂદા થશે પછી આપણે શુ કરીશુ ?"

સરસ્વતી–શુ કરવાનુ બાકી રહ્યુ છે ?

હરિશ્ચદ્ર–રજનીચદ્રભાઇ શુ કરે છે તે સમજાતું નથી. સૌનું એમ કહેવુ છે કે, રજનીચદ્રભાઇના હમણાના જીવનમા કોઇ પણ પ્રકારનુ ગુપ્ત રહસ્ય સમાયેલુ છે, તેને પરિણામેજ તેઓ ઘરને તેમજ સગાવ્હાલાને ભૂલી ગયા છે મ્હારી હવે તમને એક વિનતિ છે.

સરસ્વતી–શી ?

હરિશ્ચદ્ર–કાલે સ્હવારેજ હું અહમ્મદનગર જઇશ. ત્યા જઈ તેમની સ્થિતિનુ દર્શન કરી આવીશ, તથા કાઇ લઇ આવી શકીશ પણ ખરો

સરસ્વતી–હા, ત્હારી વાત કાંઈ ખોટી નથી, પરતુ તું જઇશ કેવી રીતે ? ટીકીટનુ તેમજ રસ્તાનુ ખર્ચ પણ નથી.

જયતી એક પાડોશીને ત્યા ગઇ હતી તે ઘેર આવી એટલે રૂક્મિણીએ તેને સઘળી હકીકત કહી સભળાવી. સઘળી હકીકત સાભળી રહેતાની સાથેજ તે સાસુ પાસે આવી પહોચી.

હરિશ્ચદ્ર દ્રવ્યના અભાવથી અહમ્મનગર જઇ શકે તેમ નથી; પરતુ જો કોઇ પણ ઉપાયે તે ત્યા જઇ શકે તો આ ઘરસસારનું દુ:ખ ઘણે અશે દૂર થાય તેમ છે એમ જાણવામા આવતાંજ જયંતીએ કહ્યુ –" મ્હારી પાસે એક સોનાનો કાનનો કાપ છે તેને વેચી નાંખીને તેમાથી કેટલીક રકમ આપણી ખોરાકી માટે રહેવા દઈ

બાકીના ગ્રહમ થઇ હરિશ્ચંદ્રભાઇને અહમ્મદનગર જવા દ્યો એમ કરવાથી અવશ્ય આપણુ દુઃખ દૂર થશે."

સૌને આ વાત ગમી. જયતી પોતાની પેટી ઉઘાડી કાપ લઈ આવી. ત્યાર પછી હરિશ્ચંદ્ર એ કાપને વેચી નાખવાને માટે બજારમા ગયો

---

## પ્રકરણ ૧૪ મું.

### હરિશ્ચંદ્રનું અહમ્મદનગર તરફ પ્રયાણ.

સ્હવારની અગીયાર વાગ્યાની ટ્રેનમા બાજવા સ્ટેશનેથી હરિશ્ચંદ્રે અહમ્મદનગર જવાનો નિશ્ચય કર્યો

નવ વાગતામા તો જયતીએ રસોઇ તૈયાર કરી નાખી હરિશ્ચંદ્રે સ્નાન કરી લીધુ, પરતુ તે ભોજન કરવા બેસી શક્યો નહિ તેના નેત્રો આતુરતાથી સુકુમારને શોધવા લાગ્યા સુકુમાર તેની પાસે બેસીને જ્યા સુધી જમતો નહિ, ત્યા સુધી તેને જમવાનુ ગમતુ નહિ વળી વિશેષમા તે પોતાના કંઠહાર સુકુમારને મૂકીને આજે વિદેશ જવાનો છે તેથી કેટલાક દિવસ સુધી હવે સુકુમારનુ મુખ જોવામા આવશે નહિ ગઇ કાલથી તે સુકુમારને પોતાની પાસે લઇ શક્યો નથી. અત્યાર સુધી સુકુમાર લીધા સિવાય તે કેવી રીતે રહી શકે?

જયતીએ કહ્યુ —ભાઇ! ગાડીને હવે ઝાઝા વખતનો વિલબ નથી. હજી એક ગાઉ ચાલીને જવાનુ છે, માટે જમવા બેસી જાઓ"

હરિશ્ચંદ્ર વિચારમા પડી ગયો તેણે સુકુમારની ઘણી રાહ જોઇ પરતુ તે ન જ આવ્યો; ટ્રેનનો વખત થઇ જવા આવ્યો તેથી અતે નિરૂપાયે તે ભોજન કરવા એકલો બેઠો!

એકાએક તેને કાને સુકુમારનો અવાજ સભળાયો. સુકુમાર બોલે છે કે—"હું ન્હાના કાકા સાથે ખાઇશ"

ચંચળ સુકુમારને લઇ કોઇ સ્થળે ગઈ હતી તે આ સમયે ઘેર

આવી. સુકુમાર ન્હાના કાકાની સાથે જમવાનો આગ્રહ કરવા લાગ્યો તે માતાની કમ્મર પર કુદાકુદ કરવા લાગ્યો પરંતુ ચંચળે તેને ન જ છોડ્યો

સુકુમારનો પ્રથમ સ્વર સાંભળીનેજ હરિશ્ચંદ્રે તેની તરફ નજર કરી હતી, તેણે વિચાર્યું હતું કે સુકુમાર દુરાગ્રહથી માતાનો પરાજય કરી પોતાની પાસે આવશે, પરંતુ જ્યારે તેની માતા કોઇ પણ પ્રકારે તેનાથી પરાજિત ન થઇ ત્યારે હરિશ્ચંદ્રે કહ્યું—"ચંચળભાભી ! સુકુમારને જમવા આવવા દ્યો, તેના સિવાય હું જમી શકતો નથી "

ચંચળવહુએ કાંઇ ઉત્તર આપ્યો નહિ તેનું ક્રોધગ્રસ્ત મુખ મંડળ જોઇને હરિશ્ચંદ્ર ચમકી ઉઠ્યો ચંચળવહુ દુરાગ્રહી બાળક સુકુમારને માર મારીને બળાત્કારે ઘરમાં લઇ ગઇ આ પ્રકારથી હરિશ્ચંદ્ર ઘણો ગુસ્સે ભરાયો, તેથી તેણે ઉદાસ દૃષ્ટિથી જયંતીના મુખ તરફ જોયું હરિશ્ચંદ્રની કાતરદૃષ્ટિથી જયંતીના હૃદયમાં દારૂણ દુઃખ થયું

જયંતીએ કહ્યું—"તું ફરીએ ભાઇ, ચંચળવહુનું મન ઘણું કઠોર છે તમે હમણાં તો ઇશ્વરનું નામ લઇ, ભોજન કરી જે કામે જવાનું છે તે તરફ જવાની તૈયારી કરો ઘેર આવ્યા પછી સુકુમારને રમાડજો "

હરિશ્ચંદ્ર કાંઇ પણ બોલ્યો નહિ તેણે ભાવે અભાવે નજીવું ખાધું ત્યાર પછી વસ્ત્રો પહેરીને તેણે માતાને પ્રણામ કર્યાં પછી સઘળી વહુઓને પ્રણામ કરી તે આતુરતાથી ચંચળવહુના ઓરડા તરફ જોઇ રહ્યો જતી વખતે જો માત્ર એકજ વખત સુકુમારનું દર્શન

હોત તો તેનો વ્યથિત આત્મા કાંઇક અંશે શાન્ત થાત, પરંતુ ચંચળવહુએ સુકુમારને પોતાના ઓરડામાંથી બ્હાર નીકળવા દીધો નહિ.

એક ગાઉ દૂર સ્ટેશન આવેલું હોવાથી નિરૂપાયે હરિશ્ચંદ્ર ઘેરથી ચાલી નીકળ્યો રસ્તે જતા જતા તે વારંવાર પાછો ફરીને ઘર તરફ નજર કરવા લાગ્યો તેના આત્મા જાણે કે એવા ભણકારા વાગવા લાગ્યા કે—"ન્હાના કાકા ! ઉભા રહો, હું આવું છું " આમ કહેતો કહેતો સુકુમાર તેની પાછળ દોડ્યો આવે છે ! પરંતુ પાછો

ફરી જુએ છે, તો કોઇ જણાતું નથી માત્ર વૃક્ષોના પાદડાનો ખખડાટ સભળાય છે

હરિશ્ચદ્ર જ્યારે સ્ટેશને ગયો ત્યારે ગાડી આવી પહોચી હતી જલદીથી ટીકીટ ખરીદી તે ગાડીમા ચઢી બેઠો ગાડીમા બેઠા પછી તે બારીમાથી બહાર મુખ કાઢી રસ્તા તરફ જોવા લાગ્યો. તેના મનમાં એમ લાગ્યુ કે—" કદાચ ચ ચળભાભીએ દયા લાવીને સુકુમારને છોડી દીધો હશે, તે એકલો રસ્તે દોડ્યો આવતો હશે ! કદાચ તેને રસ્તે ઠોકર વાગશે તો ! હે પરમાત્મા ! તમે મ્હારા કઠહાર પ્રાણાધિક સુકુમારનુ સરક્ષણ કરજો "

હરિશ્ચદ્રના નેત્રોમાથી આસુની ધારાઓ સરી પડવા લાગી આ સમયે રેલ્વે ટ્રેન ઉપડી

## બીજો ખંડ સમાપ્ત.

# મિલન-મંદિર.



ખંડ ત્રીજો.

નિષ્કામ સ્નેહ.

# ખંડ ૩ જો.

## પ્રકરણ ૧ લું.

### મન્દાકિનીની બિમારી.

ભરૂચ જીલ્લામા વિલાયત નામનુ ન્હાનુ ગામ છે સમગ્ત ગામમા સન્ધ્યા સમયનો અન્ધકાર ફેલાઇ ગયો હતો પશ્ચિમ આકાશના સન્ધ્યા સમયના ઉજ્વળ તારકો પોતાના પ્રકાશથી આ અન્ધકારને દૂર કરવાનો વ્યર્થ શ્રમ કરતા હતા તેવે સમયે એક ફાટેલી છત્રીને બગલમા રાખી જમણા હાથમા એક ન્હાની પોટલી ઉચકી લઇને કૃષ્ણચન્દ્રે ત્વરાથી વિલાયતમા પ્રવેશ કર્યો તેનુ મુખ સુકાઇ ગયુ હતુ સર્વાંગ ઉપર સ્વેદાણુઓ ઉપસી આવ્યા હતા સમસ્ત શરીર થાકી ગયુ હતુ

વિલાયતમા કૃષ્ણચન્દ્રનું સાસરૂ હતુ ગામના મધ્યભાગમા જીવન-મોહનનુ મકાન આવેલુ હતુ પત્ની, બે પુત્ર તથા ત્રણ કન્યાઓને આ સસારમા મૂકી જીવનમોહન ઘણા દિવસથી પરલોકવાસી થયા હતા

જીવનમોહનની ન્હાની પુત્રી મન્દાકિનીની સાથે કૃષ્ણચન્દ્રનો વિવાહ થયો હતો ગામમા પ્રવેશ કરતાની સાથેજ કૃષ્ણચન્દ્રને એક ઓળખીતો ખેડૂત સામો મળ્યો તે પોતાના બન્ને બળદોને ચરાવીને ખેતરમાથી ઘર તરફ આવતો હતો કૃષ્ણચન્દ્રને જોતાજ તેણે આનન્દ પામીને પૂછ્યુ —"જમાઇરાજ ! ક્યાથી પધાર્યા ? ઘેર સૌ આનંદમા છે ને ?"

કૃષ્ણચન્દ્રે સખ્ત થાક લાગેલો હોવાથી એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુ —' હું ઘેરથી આવતો નથી લગભગ બે મહિનાથી હું ઘેરથી નીકળ્યો છું અનેક સ્થળોએ ફરી ફરીને અંતે અહિં આવી પહોચ્યો છુ અહિં તો સૌ આનન્દમાં છે ને ?"

ખેડૂત–હા, સૌ આનન્દમા છે, માત્ર અમારા મન્દાકિની બ્હેનનું

શરીર સારૂં નથી, એમ સાંભળ્યું છે

આ ખેડૂત કૃષ્ણચંદ્રના શ્વસુરના મકાન પાસેજ રહેતો હતો. તે જીવનમોહનને કાકા કહીને, તેમની પત્નીને કાકી કહીને, તેમજ પુત્ર કન્યાઓને ભાઈ બહેન કહીને બોલાવતો હતો

ખેડૂતનો ઉત્તર સાંભળી કૃષ્ણચંદ્રની છાતી કંપી ઉઠી તેણે પ્રશ્ન કર્યો -" શું થયું છે ? "

ખેડૂત-તેમને હમણાં સખ્ત તાવ આવે છે

કૃષ્ણ-કેટલા દિવસથી આવે છે ?

ખેડૂત-લગભગ બાર તેર દિવસથી. કાળિદાસ દાક્તરની દવા ચાલે છે

કૃષ્ણ-હજી તાવ બિલકુલ નરમ પડ્યો નથી ?

ખેડૂત-આજે બપોરે મ્હારા સાંભળવામાં આવ્યું હતું કે આજે કાંઈક ઠીક છે તમે ફિકર કરશો નહિ. પરમાત્મા સૌ સારૂંજ કરશે

ધારો કે એક ઘરમાં અગ્નિ સળગાવાથી આખું ઘર ' ધું ધું ' અવાજ કરતું સળગી રહ્યું છે તે ઘરમાં સૂઈ રહેલું માણસ એક તરફ થોડો અગ્નિ જોઈ તે તરફ નિશ્ચિંત થવા જાય છે, પણ એવે સમયે ત્યાં પણ ભયંકર અગ્નિ સળગી ઉઠે છે, તેથી એ અગ્નિમાં ફસાઈ પડેલા માણસની જેવી સ્થિતિ થાય છે તેવીજ સ્થિતિ કૃષ્ણચંદ્રની થઈ !

ઘેરથી બહાર નીકળ્યા પછી બે માસ સુધી તે ઘણાં સ્થળોએ ફર્યો હતો. ઘણા લોકની તેણે ખુશામત કરી હતી, છતાં તે એક સાધારણ ચાકરી પણ મેળવી શક્યો નહોતો ! માસિક માત્ર દશ રૂપિયાનો પગાર આપીને પણ કોઈએ તેના સળગતા આત્માને શાન્ત કરવાની ઇચ્છા દર્શાવી નહોતી !

નિરાશાના ગાઢ નિશ્વાસો મૂકતો મૂકતો તે સાસરે આવતો હતો. સકળ શ્રમ વ્યર્થ થઈ પડવાથી પોતાના આત્માને જે દુઃખ થયું હતું. તે દુઃખ સાસરે જવાથી દૂર થશે-આત્માને શાન્તિ મળશે એમ તેણે વિચાર્યું હતું, પરંતુ રસ્તે જે સમાચાર તેને મળ્યા તે ઉપરથી એ સમજી શક્યો કે તેનું જીવન માત્ર દુઃખ ભોગવવાને માટેજ નિર્માણ

ચયું છે ! તેના ભાગ્યમા સહજ પણ સુખશાન્તિ નથી !

મોહાધ યુવક ! આ અશાન્તિનો ભયકર અગ્નિ તુ જાતેજ ત્હારી પોતાની પાસે ખેચી લાવે છે ! ત્હે ત્હારા ભાઇઓની સાથે મળી જઇને જો ત્હારી પોતાની સ્ત્રીને યોગ્ય શિક્ષણ આપી ગુણિયલ બનાવી આદર્શ આર્યપત્ની બનાવવાનો યત્ન કર્યો હોત તો ત્હારે માટે સ્વર્ગસુખ આ સસારમા નિર્માણ થયેલુ હતુ એમ કરવાથી ત્હારે આવા અશાતિના અગ્નિમા રાત્રિ દિવસ બળી મરવુ પડત નહિ—આવી રીતે નિરાધાર સ્થિતિમાં એક દિશાએથી બીજી દિશાએ ભટકીને દુખી થવુ પડત નહિ

કૃષ્ણચદ્ર ધડકતી છાતીએ અને ચિંતાતુર મુખે સાસરે જઇ પહોચ્યો બારણા આગળ જોડા કાઢી, હાથમાની છત્રીને એક ખીટીએ ભેરવી તેણે કહ્યુ —" હરિચરણ છે કે ? "

હરિચરણ કૃષ્ણચદ્રનો મ્હોટો સાળો થતો હતો. સબધમા જેમ તે મ્હોટો હતો તેમ ઉમ્મરમાં પણ હરિચરણ કરતા મ્હોટો હતો

હરિચરણ ઘેર નહોતો રસોડામાથી એક રમણીએ પૂછ્યુ —" કોણ છે ? હરિચરણભાઇ ઘેર નથી, દાક્તરને બોલાવી લાવવાને ગયા છે "

" હુ કૃષ્ણચદ્ર છુ " કૃષ્ણચદ્ર ઉભો રહ્યો હતો, તે આમ કહીને જ્યા ઉભો હતો ત્યાજ બેસી પડ્યો

જેણે રસોડામાથી ઉત્તર આપ્યો હતો એ કૃષ્ણચદ્રની વચેટ સાળી થતી હતી તેનુ નામ યશોદા હતુ

તેણે ઉત્સુકતાથી કહ્યુ—" કોણ કૃષ્ણચદ્ર ! તમેજ આવ્યા છો ? આવો, ભલે આવ્યા મ્હારા મદા બહેનની તબિયત ઘણી બિમાર છે "

કૃષ્ણચદ્રે નિરાશાથી દુખપૂર્ણ સ્વરે કહ્યુ —" હા હુજ આવ્યો છુ, જો ન આવ્યો હોત તો આટલુ દુખ ભોગવવાનુ વળી બાકી રહી જાત ! "

યશોદાએ કૃષ્ણચદ્રના છેવટના વાક્યને લક્ષ્યમા લીધુ નહિ તેણે

એક આસન લાવીને પાથર્યું, તથા પોતાના ભાઇની ન્હાની છોકરી લીલીને એક લોટો પાણી ભરી લાવવાનું કહ્યું

કૃષ્ણચંદ્રે પૂછ્યું-" બા ક્યાં છે ? "

યશોદા-ઓરડામાં મંદા બહેન પાસે. "

કૃષ્ણ-તબિયત ઘણીજ બિમાર છે '

યશોદા-હા, આજે ઘણી બિમાર છે આખો દિવસ લવારો કર્યા કરે છે-આંખો લાલચોળ થઇ ગઇ છે વૈદે નાડી જોઇને એમ કહ્યું છે કે, નાડી પણ બરાબર ચાલતી નથી રાત્રે બે વાગ્યે તાવ કાંઇક ઉતરે છે, પરંતુ એ વખતે તેના જીવનની ઘણી ચિંતા રહે છે આથી કરીનેજ ન્હાના મ્હોટા ભાઇ ડાક્તર સાહેબને બોલાવી લાવવા ગયા છે

કૃષ્ણચંદ્રે ઘણું દુઃખ પામીને પોતાના મન સાથે વિચાર્યું - ન્હેને સકળ પ્રકારના દુઃખમાંથી મુક્ત કરવાને માટેજ મંદા સ્વર્ગમાં જશે ! જેની પાસે સિલકમાં એક પણ પૈસો નથી તેમજ જે સમસ્ત વિશ્વમાંથી એક પણ પૈસો પ્રાપ્ત કરવાનું સ્થાન શોધી શકતો નથી તેને માટે આવું મૃત્યુ મંગળમય છે ! આમ વિચારતાંજ કૃષ્ણચંદ્રના બન્ને નેત્રોમાં જળ ભરાઇ આવ્યું યશોદાથી ગુપ્ત રીતે તેણે પોતાનું ચક્ષુજળ સાફ કરી કહ્યું -' ચાલો, એક વખત આપણે તેને જોઇ આવીએ "

યશોદા કૃષ્ણચંદ્રને સાથે લઇને ઓરડામાં જ્યાં આગળ મંદાકિની રોગશય્યા ઉપર વ્યાકુળતાથી પડી રહીને લવારો કર્યા કરતી હતી ત્યાં ગઇ

ઘરમાં જમીન ઉપર પથારી કરવામાં આવલી હતી તેની ઉપર બેભાન સ્થિતિમાં સુઇ રહીને મંદાકિની લવારો કર્યા કરતી હતી ઉશિકાથી થોડે દૂર એક દીપક મંદ જ્યોતિથી બળી રહ્યો હતો મંદાકિનીની માતા પુત્રીની રોગશય્યા પાસે બેસી રહી હતી-સમસ્ત ગૃહમાં મર્મભેદક ભયંકર શાન્તિ જણાતી હતી. પાડોસમાં રહેતી

યશોદાએ કહ્યું –" બા ! કૃષ્ણચંદ્ર આવ્યા છે "

આ વાક્ય સાંભળી માથા ઉપરનું કપડું સહજ આગળ ખેંચી કૃષ્ણચંદ્રની સાસુ રડી ઉઠી રડતા રડતા તેણે કહ્યું –" મ્હારી છોકરીને મ્હેં એવા જમાઇના હાથમા સોંપી છે કે, તે એક પણ દિવસ સુખે રહી નથી. જમાઇએ હજી સુધી તેને એક રૂપાનો આકડો સુદ્ધા આપ્યા નથી સંસારના દુઃખથી–સાસુ વહુઓના ત્રાસથી મ્હારી પુત્રીની આવી ભયંકર સ્થિતિ થઇ ગઇ છે ! "

શિવગંગા મ્હોટી ઉમ્મરની આધેડ સ્ત્રી હતી તેણે કહ્યું –બ્હેન ! અનેક ઠેકાણે ફરતા ફરતા જમાઇ અહિં આવ્યા છે હજી સુધી તેમના મુખ ઉપરના પસીનાના બિંદુઓ સુદ્ધા સુકાયા નથી, હજી તેમણે હાથ પગ ધોયા નથી–આ તરફ આપણી મંદા મરવા પડી છે અને આવા પ્રસંગે તું ઘરેણાની વાત કાઢે છે ને ઠીક નહિ જો કે ભય રાખવાનું કાંઇ કારણ નથી આપણી મંદાને થોડા દિવસમાજ આરામ થઇ જશે "

કૃષ્ણચંદ્રને નાડી તપાસતા આવડતું હતું તેણે સાસુના કઠોર વાગ્બાણ પ્રત્યે લક્ષ્ય નહિ આપતા પત્નીનો હાથ પોતાના હાથમા લઇ નાડી તપાસવા માંડી થોડા સમય સુધી નાડી તપાસીને તેણે કહ્યું –" આજે કોઈ પણ પ્રકારનો ભય રાખવાનું કારણ નથી નાડી ઠીક ચાલે છે જો દવા દારૂની ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવશે તો જલદીથી આરામ થઇ જશે માથા ઉપર લોહી ચઢી ગયું છે તેથી જ આવી રીતે બેભાન બની જઇને બક્યા કરે છે '

શિવગંગાએ કહ્યું –' હું પણ ત્રણ ચાર દિવસથી એમ જ કહ્યા કરું છું અહિંનો કાળિદાસ હજામ દવા કરે છે તેથી જ જલદીથી તબિયત સુધરતી નથી પોતે હજામ તરીકે વિશેષ પ્રખ્યાત થાય તો વૈદ્યનો ધંધો ભાગી પડે એ હેતુથી તેણે પોતાનું નામ કાળિયાને બદલે કાળિદાસ જાહેર કર્યુ છે જો શહેરમાંથી કોઇ સારા ડાક્તરને બોલાવીને તેની દવા ચાલુ કરી હોત તો અત્યારે તો ક્યારનોય આરામ થઇ ગયો હોત ! "

મંદાકિનીની માતાએ ભ્રુકુટી ચડાવીને કહ્યું —" એ બધુ શ્રીમંતોને પાલવે. મ્હારો હરિચરણ એકલો કેટલું ખર્ચ વેઠી શકે ? રોજ રોજ એવા મ્હોટા દાક્તરોની ફી કેવી રીતે ભરી શકાય ? ' કાળિદાસને તો જે આપીએ છીએ તેમાં તે સંતોષ માને છે હવે જમાઈ આવ્યા છે તેમની મરજી હશે તો તેઓ કોઈ સારા દાક્તરની દવા ચાલુ કરશે ' "

શિવગંગાએ કહ્યું —" તેઓ તો ડરશોજને એમનો કાંઈ 'ફ્રટમાં થવાનો છે ? કૃષ્ણચંદ્ર ! જાઓ, હાથ પગ ધોઈ થોડો સમય વિશ્રાંતિ લ્યો. ભય રાખવાનું કાંઈ કારણ નથી હોય, ફહ છે થોડા વખત દુઃખ પણ ભોગવવું પડે હમ્મેશા ભાગ્યમા કાંઈ ઓછું જ સુખ ભોગવવાનું લખેલું હોય છે ? "



## પ્રકરણ ૨ જું.



### કૃષ્ણચંદ્રની હૃદય-વ્યવસ્થા.

મોડી રાત્રે હરિચરણ દાક્તરને સાથે લઈને ઘેર આવી પહોંચ્યો કૃષ્ણચંદ્રને જોઈ તેણે પૂછ્યું —" ક્યાંથી આવો છો ? "

કૃષ્ણચંદ્ર—ઘણા સ્થળોએ ફરી કરીને અહિં આવ્યો છું કેમ તમારી પ્રકૃતિ તો સારી છે ને ?

હરિચરણ—હા, પ્રકૃતિ તો ઠીકઠીક છે, પરંતુ તમે શા માટે ઘેરથી બ્હાર નીકળી પડ્યા હતા ? પરદેશમાં કાંઈ કામ હશે '

કૃષ્ણચંદ્ર—નોકરી મેળવવાને નીકળ્યો હતો

હરિચરણ—નોકરી મળી ?

કૃષ્ણચંદ્ર—ના.

હરિચરણે પોતાની સાથે આવનાર ડૉકટરની કૃષ્ણચંદ્રની સાથે ઓળખાણ કરાવી આ ડૉક્ટર કાળિદાસ હજામજ હતો તેણે કહ્યું — " કેમ મહાશય ! તમે રોગીની તપાસ કરી કે ? "

કૃષ્ણચંદ્ર—હા, કરી છે તોપણ મ્હને દવાદારૂના કામમાં વિશેષ

સમજ પડતી નથી, માટે તપાસ કરો.

કાળિદાસ ડૉક્ટર જાતે હજામ હતો નિશાળમાં તેણે માત્ર બીજી ચોપડી સુધીનોજ અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી દેશમાં એકાએક મૅલેરિયાનો તાવ ફેલાતાં તેણે કેટલાક રોગીઓને કિવનાઇન ખવડાવી સાજા કર્યા હતા ત્યારથીજ તેણે ડૉક્ટરની પદવી મેળવી હતી. ( લોકો પાસેથી કે પોતાની જાતે એ તો પરમાત્મા જાણે ! ) હમણાં હમણાં તેનો લોકોને ત્યાં ઘણો સારો પગપેસારો થયો હતો તે શહેર-માંથી બે ચાર પ્રકારનું ઔષધ ખરીદી લાવી રોગીને આપતો હતો અને ધીમે ધીમે તે આ પ્રમાણે ડૉક્ટર બની ગયો હતો ! પરંતુ દુઃખની વાત એ હતી કે, તે રોગની પરીક્ષા કરી શકતો નહિ તેમજ ઔષધની પસંદગી પણ કરી શકતો નહિ. એટલુંજ નહિ પરંતુ ક્વચિત્ જો કોઇ ઔષધના નામનો ઉચ્ચાર કરવો પડતો તોપણ તેની જીભ અટકી જતી હતી

કાળિદાસ ડૉક્ટરે હરિચરણની સાથે રૉફમાંને રૉફમાંજ મંદાકિની વહુના ઓરડામાં પ્રવેશ કર્યો ત્યાં જઇ તેનો હાથ પકડી મ્હોડા પર હાથ ફેરવી નેત્રો નિહાળી તે વિચાર કરતો ઉભો રહ્યો

ગુન્હેગારની માફક કૃષ્ણચંદ્ર પણ તેની પાછળ પાછળ ગયા હતો તેણે નમ્ર સ્વરે પૂછ્યું –' દાક્તર સાહેબ ! કેમ, શું લાગે છે ' "

મુખ ઉપર અસાધારણ ગાંભીર્ય લાવવાનો યત્ન કરતાં કરતાં કાળિદાસે કહ્યું –' કૃમી રોગ છે "

કૃષ્ણચંદ્રના દુઃખની સીમા નહોતી તોપણ દાક્તરનો ઉત્તર સાંભળી તેને હસવું આવ્યું, પણ તેણે મહામુશિબતે પોતાના હાસ્યને અટકાવી રાખીને કહ્યું –' નાડીની સ્થિતિ કેમ છે ? "

કાળિદાસ–પેટમાં બિગાડ થતાં જેવી નાડીની મંદ સ્થિતિ થઇ જાય છે, તેવી મંદ સ્થિતિ છે

કૃષ્ણચંદ્ર–હું એમ પૂછતો નથી. હું એમ પૂછું છું કે, બચી શકશે કે નહિ ?

કાળિદાસ—હું કાંઇ ભવિષ્યવેત્તા છું કે, તમારા પ્રશ્નનો ઉત્તર આપી શકું?

કૃષ્ણચંદ્ર—કેટલાકનું એમ કહેવું છે કે, આ તાવ ઉતરી જતાની સાથેજ નાડી છૂટી જશે તમને શું લાગે છે?

કાળિદાસ—ના ના, એવું કાંઇ બનારો નથી

કૃષ્ણચંદ્ર—પરંતુ થાય, અને નાડી છૂટી જાય તેમ જણાય તો કયું ઔષધ આપવું?

કાળિદાસ—કેમ, બ્રાન્ડીનો નંબર, ડાઉમેક્ષ, સ્પિરિટ કૉલેરા વગેરે—આનું મિક્ષ્ચર રોગીને માટે ઘણું ફાયદો કરતા છે જો કોઇ રોગી મરવાની તૈયારી પર હોય છે, અને તેને આ મિક્ષ્ચર આપવામાં આવે છે તો તે પણ થોડા સમય સુધી વાતચિત કરી શકે છે

કૃષ્ણચંદ્ર રજનીકાંતના ડૉકટરી અભ્યાસના પુસ્તકો લઇને કેટલીક વખત વાચતો હતો જો કે ઔષધોના નામના કાળિદાસથી બરાબર ઉચ્ચારો થઇ શક્યા નહિ તોપણ તે એટલું તો સમજી ગયો કે એ ઔષધ હમણાની સ્થિતિ પ્રમાણે કાંઇ છેક ખોટું નથી તેણે કહ્યું—"જો બની શકે તો એ ઔષધ આપો"

એક રૂમાલમાં ન્હાની ન્હાની ચાર શીશીઓ બાંધેલી હતી રૂમાલ છોડી શીશીઓ બ્હાર કાઢી કાળિદાસે કહ્યું—"એક સ્વચ્છ શીશી અને થોડું પાણી આપો"

તરતજ માગ્યા પ્રમાણે શીશી તેમજ પાણી આપવામાં આવ્યું કાળિદાસે લેબલ વિનાની દવાની શીશીઓમાંથી કોઇમાંથી એક બિંદુ તો કોઇમાંથી બે બિંદુ નવી શીશીમાં રેડયા અને પછીથી તેમાં થોડું પાણી મેળવ્યું શીશીને બે ત્રણ વખત હલાવીને તેણે કહ્યું—"આ દવા ત્રણ ત્રણ કલાકને અંતરે આપજો છ વખતને માટે છે"

દવાની સ્થિતિ જોઇને કૃષ્ણચંદ્રનું મન વિગલિત થયું તે સમજી ગયો કે આવી કુચિકિત્સાથીજ મંદાકિનીને આરામ થતો નથી! પરંતુ તે એક પણ શબ્દ બોલી શક્યો નહિ. તે ઘરમાંથી ઉઠી પરસાળમાં જઇને બેઠો

કાળિદાસ પોતાનું કામ પૂરું કરી એક માણસ તથા ફાનસ સાથે પોતાના નિવાસ સ્થાન તરફ ચાલ્યો ગયો.

કૃષ્ણચંદ્રે હાથ મ્હો ધોઈ ફરીથી એક વખત પત્ની પાસે જઈને તેની નાડીની પરીક્ષા કરી તપાસ કરતાં તાવ ઉતરી જતો તેને માલુમ પડ્યો, પરંતુ નાડીની સ્થિતિ તો પ્રથમના જેવીજ હતી. આથી તેને વિશ્વાસ બેઠો કે કદાચ તાવ ઉતરી જશે તોપણ તે સાથે નાડી છૂટી જશે નહિ.

ભોજન તૈયાર થયું. કૃષ્ણચંદ્ર હરિચરણ સાથે જમવા ઉઠ્યો. જમવા ઉપર તેને બિલકુલ રૂચિ નહોતી—તોપણ તે જમવા બેઠો.

જમી રહ્યા પછી તે પાછો પત્ની પાસે ફરીથી ગયો. હાથ ઉંચકી નાડીની પરીક્ષા કરી તો નાડીની સ્થિતિ ખરાબ થયેલી નહોતી. તાવ પણ ઓછો થઈ ગયો હતો.

મંદાકિનીની રોગશય્યા પાસે એકલી યશોદાજ બેઠી હતી, તેણે કૃષ્ણચંદ્રને કહ્યું—"તમે વારંવાર અહિં આવો છો તેથી માતાજીથી અહિં બેસી શકાતું નથી, માટે જાઓ બ્હાર પરસાળમાં જઈને બેસો, જરૂર પડશે તો તમને બોલાવીશું."

કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય કૃષ્ણચંદ્ર પરસાળમાં ગયા. ત્યાં આગળ એક ગ્યાસલેટનો દીવો બળી રહ્યો હતો. વાયુનું જોર વિશેષ હોવાથી દીપકની જ્યોતિ ધ્રુજતી હતી. એક બાજુએ એક ચટાઈ પડી રહી હતી, તથા બીજી બાજુએ એક કામળ પાથરેલી હતી. એ કામળ ઉપર ધનો મજુર સૂઈ રહ્યો હતો.

કૃષ્ણચંદ્ર સમજી ગયો કે ચટાઈ તેને માટેજ નિર્માણ થએલી છે તેથી તે ચિંતાતુર ચિત્તે ચટાઈ પર આડો થયો.

આ સમયે ધનાએ પાસું ફેરવીને પૂછ્યું—'તમે બીડી પીશો કે?'

કૃષ્ણચંદ્ર—પરંતુ બીડી તૈયાર ક્યાંથી હશે?

"તેની ચિંતા તમારે શા માટે જોઈએ?" કહીને ધનો ઉઠ્યો. અલ્પ સમયમાંજ વિલાયતી ચીરૂટના જેટલી મ્હોટી બે બેડોળ દેશી

બીડીઓ તે બનાવી લાવ્યો, જે પૈકી એક તેણે સળગાવી તથા બીજી કૃષ્ણચન્દ્રને આપી.

બીડી પીતા પીતા ધનાએ વાત શરૂ કરી તેણે પૂછ્યુ – "હમણા તમે કાંઇ નોકરી કરતા નથી કે? એક દિવસે માજી પણ એમ કહેતા હતા "

કૃષ્ણચન્દ્ર–શુ કહેતા હતા ?

ધનો—ન્હાની બ્હેનને તમે ઘરેણા ઘડાવી આપ્યા નથી તથી તેઓ વારવાર ઘણા પસ્તાય છે

કૃષ્ણચન્દ્ર આ વાક્ય પર કાંઇ બોલ્યો નહિ તેને શાન્ત જોઇને ધનો પણ સમજી ગયો કે આ વાત જમાઇરાજને ગમતી નથી. તેણે તરતજ વાત ફેરવીને કહ્યુ –" બ્હેનને તાવ કેમ આવે છે તે હુ જાણુ છુ સાધારણ તાવ હોય તો આટલા દિવસથી દવાદારૂ કરવામા આવે છે એટલે મટી ગયા સિવાય રહે કે ? પરતુ આ તો ભૂત વળગ્યુ છે ભૂત જુઓને ! એ ભૂત કેટલો બધો બકવાદ કરે છે ' આવી સ્થિતિમા તો જેમ જેમ વધારે દવાઓ કરીએ તેમ તેમ તબિયતમા વિશેષ બિગાડ થાય છે આ કામ તો ભુવાઓ તેમજ ફકીરોના હોય છે તેઓ આ ભૂત પ્રેત વગેરેને હાકી કાઢવામા ઘણા ઉસ્તાદ હોય છે આપણા ગામમા પણ એક સાંઇ રહે છે તેને બોલાવીએ તો બ્હેનને તરત આરામ થઇ જાય તેમ છે

કૃષ્ણચન્દ્રે આ વાક્યોના ઉત્તરમા પણ કાંઇ કર્યુ નહિ ધનો એમ સમજ્યો કે જમાઇરાજ ઉંઘી ગયા છે, તેથી તે પણ પાસુ ફેરવી સૂઇ ગયો અને થોડા સમયમાજ તેણે નાસિકાના અવાજથી સમસ્ત ઘરને ગજવી મૂક્યુ

કૃષ્ણચન્દ્રને નિદ્રા આવતી નહોતી તે ચિંતાતુર ચિત્ત, દુખી હૃદયે ઘણા સમય સુધી શય્યામા પડી રહ્યો ત્યાર પછી તે એક વખત છુપી રીતે ઘરમા જઇને મદાકિની વહુ જે ઓરડામા સૂઇ રહી હતી ત્યા ડોકિયુ કરી આવ્યો. પરતુ ત્યા તેને સપૂર્ણ શાન્તિ માલૂમ પડી. ત્યાર પછી તે ઘરમાથી બ્હાર પરસાળમા આવ્યો એક

વખત આકાશ તરફ દૃષ્ટિ ફેરવી શુકલપક્ષની રાત્રિ હતી, સૌંદર્યપૂર્ણ તારાઓથી પૃથ્વી ઉપર અમૃત ઝરી રહ્યુ હતું, પરંતુ કૃષ્ણચંદ્રને એ અમૃત ઝેર જણાયુ સર્વ તારકો જ્યોતિ વિનાના જણાયા. જાણે કે, તેમનામા પ્રાણ નથી, ગગનને શોભાવે એવુ સૌંદર્ય નથી. પ્રકૃતિની અપૂર્વ સુંદરતા જાણે કે ઉડી ગઇ છે સુગંધિત મલયવાયુમા વિદ્યુતની જ્વાળા જણાય છે પવન દુર્ગંધપૂર્ણ લાગે છે પક્ષીઓનો મંજુલ કલરવ જાણે કે મર્મભેદક રૂદન સમાન સમજાય છે સરિતાના પ્રવાહનુ મધુર સંગીત કરૂણારસથી પરિપૂર્ણ જણાય છે

એવામા એકાએક કૃષ્ણચંદ્રે મંદાકિની વહુને મ્હોટેથી રૂદન કરતી સાભળી તે જલદીથી ઘરમા જવાને તૈયાર થયો, પરંતુ કોઇ આવીને પરસાળનુ બારણુ બંધ કરી ગયુ હતું તરતજ કૃષ્ણચંદ્રે હરિચરણને હાક મારી ઘણી હાકો માર્યા પછી તેના સાળાએ ઉત્તર આપ્યો.

દુ:ખી પથિકના જેવા અતિ નમ્રસ્વરે કૃષ્ણચંદ્રે કહ્યુ -"તમારી બ્હેન રૂદન કર્યા કરે છે એક વખત મ્હને તેની તબિયત તપાસવા દ્યો "

હરિચરણે શય્યામા સૂતા સૂતાજ કહ્યુ -" એ તો હમ્મેશા રાત્રે આમ કરે છે તમે તમારે નિરાતે સૂઇ રહો માતાજી ત્યા છે ફિકર કરશો નહિ "

કેદમા પડેલા-જંજીરોથી જકડાયલા પુરૂષની કમ્મર પર ચઢવાને મમતાળુ પુત્ર જેમ આકુળ વ્યાકુળ બની જાય, શિકારીના તીક્ષ્ણ બાણુથી વિંધાયલી, મૃત્યુના કરાળ મુખમા પડેલી હરિણીને જેવુ દુ:ખ થાય તેવુજ દુ:ખ કૃષ્ણચંદ્રને થવા લાગ્યુ તેણે બારણા ઉઘાડવાને માટે ફરીથી કહ્યુ, પરંતુ "કાંઇ જરૂર નથી" એવો ઉત્તર આપીને તેનુ કહેવુ હરિચરણે સાભળ્યુ નહિ! હૃદયવેદનાને હૃદયમાજ સમાવી રાખી કૃષ્ણચંદ્ર વ્યાકુળતાથી પાછો પથારીમા પડયો.



## પ્રકરણ ૩ જું.

### ઔષધની વ્યવસ્થા

પ્રભાતકાળે કૃષ્ણચંદ્રને થોડીઘણી નિદ્રા આવી, પરંતુ એ નિદ્રા ઘણા થોડા સમયને માટે હતી એકાએક તેની નિદ્રા ઉડી ગઇ નિદ્રા ઉડી જતા માલુમ પડ્યુ કે, તેની છાતી ઘણા જોરથી ધબકારા કરી રહી હતી દેહ તથા મન તદ્દન થાકી ગયા હતા

હજી સુધી ઘરમા કોઇ ઉઠ્યુ નહોતુ રાત્રે ઘણા વખત સુધી જાગવુ પડેલુ હોવાથી સૌ અદ્યાપિ નિદ્રાધીન હતા મંદાકિનીએ પણ શાંતિ ધારણ કરેલી જણાતી હતી

કૃષ્ણચંદ્ર ઉઠીને ધનાને જગાડ્યો તેણે ઉઠી આંખો ચોળતા ચોળતા કહ્યુ –ના મ્હારે તને એક વાત કહેવાની છે તેથીજ તને ઉઠાડ્યો છે મ્હારે ભરૂચ જવુ છે ત્યાથી પાછા ફરતા મ્હને વિલંબ થાય તો તુ હરિચરણને કહેજે કે, હુ ભરૂચવાળા ચંદ્રશંકર ડૉક્ટરને બોલાવવા ગયો છુ

ધનો–ઠીક, કહીશ. બધાના જીવને શાંતિ વળે, પણ તમારા જીવને ક્યાથી વળે ? વળી બાયડીને દુખી જોઇ કયો ધણી સ્થિરતા ધારણ કરી રહે ? ચંદ્રશંકર ડૉક્ટર ભરૂચમા ઘણા પ્રખ્યાત છે તેઓ મરતા માણસને પણ બચાવી શકે છે તેમ સાભળ્યુ છે

કૃષ્ણચંદ્રે પોતાના કપડા પરસાળમા ઉતારેલા હતા તેથી ઠીક હતુ, નહિ તો તેને ભરૂચ જવામા અડચણ નડત તે કપડા પહેરી ચાલી નીકળ્યો. વિલાયત ગામથી ભરૂચ આશરે ચાર ગાઉ દૂર હોવાથી કૃષ્ણચંદ્ર ઘણીજ ઉતાવળથી ચાલવા લાગ્યો

આ સમયે પૂર્વ દિશામાં ઉષાની જ્યોતિ પ્રકાશી રહી હતી ઠંડો પવન વાતો હતો એટલે કૃષ્ણચંદ્રને જલદીથી ચાલતા હરકત નડી નહિ

લગભગ સ્હવારે આઠ વાગ્યે કૃષ્ણચન્દ્ર ચન્દ્રશંકર ડૉક્ટરને ત્યા જઇ પહોંચ્યો દવાખાનામા જતા તેને માલૂમ પડ્યુ કે, હજી ડૉક્ટર સાહેબને આવવામાં થોડા સમયનો વિલંબ છે તેથી કૃષ્ણચન્દ્ર બ્હાર પડેલી એક બેન્ચ ઉપર બેસી પોતાના દુર્ભાગ્યનો વિચાર કરવા લાગ્યો. જોત જોતામા તો ઘણા માણસો દવા લેવાને માટે આવી પહોંચ્યા કોઇ રોગી પુત્રને કમ્મર પર લઇને, કોઇ માત્ર હાથમા ખાલી શીશી લઇને, તો કોઇ વૃદ્ધ પોતાના દેહભારને લાકડીના ટેકાથી ખેંચી આણીને દવાખાનામા હાજર થયો

કેટલોક સમય પસાર થયા પછી ડૉક્ટર સાહેબ આવી પહોંચ્યા તેમણે કોટ, પેન્ટ, કૉલર, ટાઇ વગેરેથી પોતાના શરીરને શોભાવ્યુ હતુ તથા મુખમા સીઝર સીગાર હતી ખુરસી ઉપર બિરાજી પ્રથમ તેઓ એક પછી એક જૂના સર્વ રોગીની ચિકિત્સા કરી અનેક પ્રકારના પ્રશ્નો પૂછી પ્રિસ્ક્રિપ્શન લખવા લાગ્યા, તથા તેમની દવાની વ્યવસ્થા કરીને તેમને વિદાય કર્યા પછીથી તેમણે નવા રોગીઓના રોગની હકીકત સાભળી તેમની દવાની પણ વ્યવસ્થા કરી

છેવટે જ્યારે ડૉક્ટર સાહેબ ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યા ત્યારે કૃષ્ણચન્દ્રે તેમની પાસે જઇને નમ્ર સ્વરે કહ્યુ—" હું આપની પાસે એક વિનતિ કરવા આવ્યો છુ મ્હારે શિરે મ્હોટુ સંકટ આવી પડ્યુ છે આપ કૃપા નહિ કરો તો મ્હારા શિર પરનુ સંકટ દૂર થનાર નથી "

ચન્દ્રશંકર—કેમ શુ છે કહો ?

કૃષ્ણચન્દ્ર—હુ મ્હારે ઘેરથી નીકળી લગભગ બે માસ સુધી બ્હાર ગામ ફરી આઇ કાલ રાત્રિને સમયે વિલાયત મ્હારે સાસરે આવ્યો છુ ત્યા મ્હારી પત્ની ઘણી બિમાર થઇ ગઇ છે

ચન્દ્રશંકર—શો રોગ છે ?

કૃષ્ણચન્દ્ર—ચોવીસ કલાકમા માત્ર થોડા સમયને માટેજ તાવ ઉતરે છે; વળી માથામા ઘણુ લોહી ચઢી ગયેલુ માલમ પડે છે બેભાન સ્થિતિમા વારંવાર બકવા કરે છે

ચંદ્રશંકર—કોની દવા ચાલે છે?

કૃષ્ણચંદ્ર—કાળિદાસ હજામની દવા ચાલે છે, પરંતુ એની દવા કરાવવા કરતાં બિલકુલ દવા ન જ કરવી સારી છે.

ચંદ્રશંકર ડૉકટરે મૃદુહાસ્ય કરીને કહ્યું—"બીજું કાંઇ?"

કૃષ્ણચંદ્ર બીજું કાંઇ શું? હું આપની સંપૂર્ણ દયાનો ભિખારી થઇને આપને બારણે આવ્યો છું.

ચંદ્રશંકર—તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી.

કૃષ્ણચંદ્ર—જુઓ, મ્હારા પર દયા લાવીને સાંભળો. હું એક પણ પૈસો સાસરે આવ્યો ત્યારે સાથે લાવ્યો નથી. હું દરિદ્ર છું. સ્ત્રીના શરીર ઉપર એક પણ અલંકાર નથી કે તે વેચી હું પૈસા મેળવી શકું. વળી દવા નહિ થાય તો એ બચી શકે તેમ નથી. તેથી કરીને તમે આ ગરીબના ઉપર દયા લાવો. આપને મ્હારી સાથે વિલાયત કે જેનું મૂળ નામ વેરિંમ છે ત્યાં આવવું પડશે. વળી જ્યાં સુધી રોગ નહિ મટે ત્યાં સુધી આપને દયાભાવે દવા આપવી પડશે. હું આવતી કાલે રૂપિયાની વ્યવસ્થા કરીશ. પરંતુ ક્યાંથી મેળવી શકીશ તે કાંઇ નક્કી નથી. આપ દરિદ્રીની પાસેથી જેટલી રકમ લેતા હશો તેટલી રકમ હું અવશ્ય આપીશ. દરિદ્રીને જીવન તેમજ શાંતિ દાન દેવાથી પરમકૃપાળુ પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે.

ચંદ્રશંકરે થોડા સમય સુધી વિચાર કરીને પૂછ્યું—"તમારા શ્વસુરનું નામ શું છે?"

કૃષ્ણચંદ્રે ધ્રુજતા સ્વરે કહ્યું—"મ્હારા શ્વસુર કેટલાક વર્ષથી મૃત્યુ પામેલા છે. મ્હારા સાળાનું નામ હરિચરણ છે."

ચંદ્રશંકર—હરિચરણને તો હું જાણું છું. તેમના ઘરની સ્થિતિ કાંઇ તદ્દન ખરાબ નથી. હરિચરણની બ્હેન બિમાર છે, તો પછી દવાના પૈસા તે નહિ ખરચે?

કૃષ્ણચંદ્ર—ડૉક્ટર સાહેબ! મ્હારી સ્થિતિ જો સારી હોત—મ્હારી પાસે જો રૂપિયા હોત તોજ મ્હારી સ્ત્રીની ભયંકર બિમારીને પ્રસંગે મ્હારો સાળો પૈસા ખરચત. "જે દરિદ્ર—છે તેને માટે આ

સંસારમાં કોઇ સગુ વ્હાલુ પણ પૈસા ખરચતુ નથી."

આટલુ બોલતા બોલતામાં તો કૃષ્ણચંદ્રની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા ડૉક્ટર સાહેબ સમજ્યા કે, આ ચિંતાપૂર્ણ દુઃખ-સાગરના તીવ્ર તરંગો છે તેમણે કહ્યું -" હું આવીશ, અને ઔષધ આપીશ તમે ધીમે ધીમે તમારી સગવડે મ્હને રૂપિયા આપજો."

કૃષ્ણચંદ્રે આંખોમાંના આંસુ સાફ કરીને કહ્યું -" પરમાત્મા આપનુ કલ્યાણ કરો-આપને ચિરાયુ કરો"

ચંદ્રશંકર-જો કે હુ તમારૂ ગાડી ભાડુ બચાવવાની ખાતર સાયકલ પર બેસીને આવીશ, પરંતુ ઔષધની પેટી કોણ ઉચકી લેશે?

કૃષ્ણચંદ્ર-હુંજ ઉચકી લઇશ

ચંદ્રશંકરે નમ્ર સ્વરે કહ્યું -" તમે તો કોઇ સદ્‌ગૃહસ્થ જણાઓ છો?"

કૃષ્ણચંદ્ર-ડૉક્ટર સાહેબ! જેની પાસે રૂપિયા નથી તેને સદ્‌-ગૃહસ્થ કેમ કહી શકાય? જો હુ ઔષધ ન લઇ જાઉં તો મ્હારી સ્ત્રી બચી શકે તેમ નથી

ચંદ્રશંકર-એક કામ કરો આજે એક માણસને સાથે લઇ લ્યો, તેને ચાર આનાના પૈસા આપજો પછી આવતી કાલથી તમે શીશી લાવીને દવા લઇ જજો

કૃષ્ણચંદ્રની પાસે આઠ આનાના છૂટા પૈસા હતા તેણે ડૉક્ટર સાહેબનુ કહેવુ કબૂલ કર્યુ

ચંદ્રશંકર-ત્યારે તમે ચાલવા માંડો મ્હને આવતા વિલંબ નહિ થાય હુ થોડા સમયમાજ આવીશ ઔષધની પેટી આપુ છુ તે મજુર સાથે ઉચકાવી જાઓ,

તરતજ મજુરની વ્યવસ્થા કરી, તેની પાસે ઔષધની પેટી ઉચ-કાવી ઉત્સાહિત ચિત્તે કૃષ્ણચંદ્ર વિલાયત ગામ પાછો ફર્યો

ઘેર જતી વખતે તેણે બજારમાંથી ચૌદ પૈસાનો ઘઉંનો લોટ ખરીદી લીધો



# પ્રકરણ ૪ થું

## મિત્રની મુલાકાત.

ચંદ્રશંકર ડૉક્ટરે આવીને રોગીની ચિકિત્સા કરી કહ્યું – 'કોઇ પણ પ્રકારનો ભય નથી. જો પ્રથમથીજ વિચાર કરીને ઉત્તમ પ્રકારની દવાની વ્યવસ્થા કરી હોત તો રોગ આટલો વધી જાત નહિ. કાળિદાસ હજામની દવાથીજ રોગિણીને આટલું બધું દુઃખ વેઠવું પડે છે."

ડૉક્ટર ચંદ્રશંકર દવા આપીને ચાલ્યા ગયા. શિવગંગા ત્યાં હાજર હતી ડૉક્ટરના ચાલ્યા ગયા પછી તેણે કહ્યું –" કૃષ્ણચંદ્ર પાસે પૈસા નહોતા તોપણ તેઓ દાક્તરને બોલાવી લાવ્યા ઘરના માણસને દુઃખ પડતું જોઇને ક્યાં વગીને દુઃખ ન થાય ? ગમે એમ પણ મંદાકિનીનો પતિ છે ને !"

કૃષ્ણચંદ્રની માસુને આ વચનો ગમ્યા નહિ તેણે કહ્યું –' શું કરીએ બ્હેન ! અમે પણ અમારી શક્તિ પ્રમાણે દવા કરી છે હવે એમના માણસની દવા એજ કરાવશે "

શિવગંગા–હાસ્તોતે, તેમનો કાંઇ છટકો છે ? થોડો લોટ પણ ખરીદી લાવ્યા છે

માસુ–તેમાં શું થઇ ગયું ? લોટ લાવીને ઉલટું અમારૂં મ્હો નીચું કર્યું છે ' શું અમે અમારી છોકરીને બરાબર ખાવાનું પણ નહિ આપતા હોઇએ ! આવો જમાઇ તો મ્હેં એક પણ જોયો નહિ

શિવગંગા–જમાઇનો શો દોષ છે ? દાક્તરે ઘઉંના લોટનો ખોરાક આપવાની સલાહ આપી હશે અને કદાચ ઘરમાં લોટ તૈયાર નહિ હોય, એમ ધારીનેજ લઇ આવ્યા હશે

આ સમયે બહાર પરસાળમાંથી કૃષ્ણચંદ્રે કહ્યું –" માજી ! હરિચરણ ક્યાં ગયા છે ? મ્હારે થોડા વખતને માટે બ્હાર ગામ જવું છે "

શિવગંગા—અત્યારે થાક્યા પાક્યા શું કામ જાઓ છો? ખાઈ પીને જજો

કૃષ્ણચંદ્ર—ના ના, સાંજે તો હું પાછો આવવાનો છું લગભગ અહિંથી બે ગાઉ દૂર જવું છે

સાસુ—જો ગયા વગર ન જ ચાલે તેમ હોય તો જઈ આવો. હરિચરણ તો ખેતરમાં ગયો છે ઘરમાં યશોદા છે હં, પણ ક્યાં ગામ જવું છે?

કૃષ્ણચંદ્ર—વીરપુર

આમ કહીને કૃષ્ણચંદ્ર ઘરમાં કપડાં પહેરવા ગયો, તો ત્યાં આગળ તેની સાળી યશોદા બેઠી બેઠી ચોખા વીણતી હતી કૃષ્ણચંદ્રે તેને કહ્યું—"હું અત્યારે જમવાનો નથી"

યશોદા—કેમ?

કૃષ્ણચંદ્ર—મ્હારે હમણાંને હમણાં વીરપુર જવું છે ત્યાંથી સાંજે પાછો આવવાનો છું

યશોદા—જમીને જશો તો શી હરકત છે?

કૃષ્ણચંદ્ર—જે દરિદ્ર છે તેને જમવાની શી ચિંતા હોય છે? ત્યાં જઈનેજ જમીશ

યશોદા—એટલા વહેલા જવાની શી જરૂર છે?

કૃષ્ણચંદ્ર—ડૉક્ટરને એક પણ પૈસો આપ્યો નથી તેમને થોડી ઘણી રકમ આપ્યા સિવાય ચાલે તેમ નથી, તેથી રૂપિયાની વ્યવસ્થા કરવાને ત્યાં જાઉં છું

યશોદા—ત્યાં તમારૂં કોઇ ઓળખીતું માણસ છે કે શું?

કૃષ્ણચંદ્ર—હા, ત્યાં મ્હારો એક મિત્ર છે તેના ઘરની સ્થિતિ ઘણી સારી છે મ્હારા આવા સંકટની હકીકત જાણવામાં આવ્યાથી તે મ્હને થોડી ઘણી રકમ અવશ્ય ઉછીની આપશે.

યશોદા—સાંજે પાછા તો આવશોને?

કૃષ્ણચંદ્ર—હા, સંધ્યા સમયે જરૂર આવીશ. ઓષધ બરાબર નિયમ પ્રમાણે પાવાની સંભાળ રાખજો

યશોદાએ માથુ હલાવી સમ્મતિ દર્શાવી કૃષ્ણચન્દ્ર કપડા પહેરી ચાલી નીકળ્યો.

જ્યેષ્ઠ માસનો દિવસ હતો મધ્યાન્હનો સમય હતો ચોતરફ લાહ્ય લાહ્ય વગ્ગી રહી હતી છાયાનુ ચિહ્ન સુદ્ધા નહોતું પ્રચંડ પ્રભાકરની ગરમીથી પૃથ્વીએ અગ્નિદેવનુ સ્વરૂપ ધારણ કર્યું હતુ વાયુ બિલકુલ વાતો નહોતો આવા ભયંકર સમયે ત્રણ ગાઉનો માર્ગ વટાવીને કૃષ્ણચન્દ્ર વીરપુર જઇ પહોચ્યો

જ્યારે તે પોતાના મિત્રને ત્યા જઇ પહોચ્યો ત્યારે તેનુ સર્વાંગ પસીનાથી ભીંજાઇ ગયુ હતુ આ સમયે તેનો મિત્ર બારી બારણા બંધ કરીને નિદ્રાધીન થઇ ગયો હતો કૃષ્ણચન્દ્રના આગમનના સમાચાર સાભળી તે તરતજ ઉઠ્યો અને મિત્રનો યોગ્ય સત્કાર કરી તેણે કુશળ સમાચાર પૂછ્યા

કૃષ્ણચન્દ્રે શુષ્ક કંઠે કહ્યુ –" મ્હારે શિરે મ્હોટુ સંકટ આવ્યુ છે મ્હારી પત્ની ઘણી બિમાર થઇ ગઈ છે "

મિત્રે આશ્ચર્ય પામી પૂછ્યુ –" શો રોગ થયો છે ? "

કૃષ્ણચન્દ્ર–જ્વર–વિકાર

મિત્ર–કોની દવા ચાલે છે ?

કૃષ્ણચન્દ્ર–ભરૂચના ચન્દ્રશંકર ડૉકટરની

મિત્ર–હા, એ ડૉકટર ઘણા પ્રખ્યાત છે ઠીક છે, હમણા તો તમે સ્નાન કરી જમી લ્યો તમારૂ મુખ ઘણુ સુકાઇ ગયુ છે

કૃષ્ણચન્દ્રે તરતજ સ્નાન કરી નજીવુ જમી લીધુ. ત્યાર પછી તેનો મિત્ર તેને પોતાના દિવાનખાનામા લઇ ગયો, કે જ્યા ઘણી ઠંડી જણાતી હતી મિત્રે કહ્યુ –" કૃષ્ણચન્દ્રભાઇ ! હમણા થોડો સમય સુઇ જાઓ "

કૃષ્ણચન્દ્ર–ભાઇ ! જેના હાથમા એક પણ પૈસો નથી, જે નિરાધાર છે, સગા વ્હાલાથી વિખુટો છે, તદુપરાત જેની સ્ત્રી જ્વર–વિકારથી મરવા પડી છે તેને સુખમય નિદ્રા કેવી રીતે આવી શકે ? મ્હોટી મુશ્કેલીમા ફસાઇ પડેલો હોવાથીજ અહિં આવ્યો છુ.

મિત્ર—તમે જે કર્યું છે તે સારૂ કર્યું નથી. ભાઇ ભાઇની સાથે વિરોધ કરી જુદા થવાથી સારૂ પરિણામ આવતુ નથી એમ હુ તમને પહેલા પણુ કહેતો હતો હવે મ્હારા ભાભીને આરામ થાય એટલે તેમને સાથે લઇને બારોબાર ધેરજ જઇને રહેજો, અને સગાં-વ્હાલા સાથે સપ રાખી તમારા દિવસો કાઢજો.

કૃષ્ણચદ્ર—ઠીક છે, એ બધી વાત પછી કરીશુ હમણા તો મ્હને પચાસ રૂપિયા ઉછીના આપો આ કામ માટેજ મ્હારે અહિ આવવુ પડ્યુ છે

મિત્ર—જો કે રૂપિયા આપવામા મ્હને કોઇ જાતનો વાંધો નહોતો, પરતુ હાલ તરત મ્હારી પાસે એક પણ પૈસો નથી જે રકમ ઘરમા સિલક હતી તે આજે સવારેજ એક માણસને ઉછીની આપી છે

કૃષ્ણચદ્ર—ગમે તેમ હોય પણ મ્હારા આ સકટ સમયે તમારે મ્હને મિત્રભાવે મદદ કરવી પડશેજ હુ હાથચિઠ્ઠી લખી આપુ છુ તમે જાણો છો કે, અમારા ઘરમા તથા જમીનમા મ્હારો ભાગ છે મ્હારો ભાગ વેચી નાખવામા આવે તો પચાસ રૂપિયા વ્યાજ સાથે મળે એ નિસદેહ છે કોઇ પણ પ્રકારનો બીજો વિચાર મનમા લાવશો નહિ હુ મ્હોટા સકટમા ફસાયો છુ તથા દૃઢ આશાથી અહિં આવ્યો છુ

મિત્ર—મ્હારી પાસે તો રૂપિયા નથી, પરતુ કદાચ બહેનની પાસે વીસ પચીસ રૂપિયા હશે !

કૃષ્ણચદ્ર—ગમે તેની પાસેથી લઇને મ્હને આપો ભાઇ વીસ પચીસ રૂપિયાથી ચાલી શકે તેમ નથી, ઓછામા ઓછા ચાળીસ રૂપિયા તો જોઇએજ

મિત્ર—પછીથી જોઇશુ, હમણા તો થોડો વખત સૂઇ જાઓ

કૃષ્ણચદ્ર—મ્હને ઉંઘ આવશે નહિ તમે પણ મ્હારે દુઃખે દયા લાવે આજનો દિવસ દુખી થાઓ અને ઉંઘશો નહિ ઘરમા જઇને સઘળી વ્યવસ્થા કરી આવો

મિત્ર–મ્હારાથી બની શકશે ત્યા સુધી તો હુ અવશ્ય કરીશ. આવા સખ્ત તાપમા કાઇ થઇ શકે તેમ નથી તાપ ધીમો પડતા જોઇ લેવાશે હમણા તો સુઇ રહો

આમ કહીને કૃષ્ણચદ્રનો મિત્ર દિવાનખાનામા પડેલા એક કોચપર સુઇ રહ્યો કૃષ્ણચંદ્ર આરામ ખુરસીમાજ નિરૂપાયે આડો થયો અલ્પ સમયમા તો તેનો મિત્ર નિદ્રાધીન થઇ ગયો

કૃષ્ણચદ્રને ઉઘ આવી નહિ તે ભયકર મર્મભેદક દુખને મહા મુશ્કેલીથી સહન કરીને ખુરસીમા પડી રહ્યો ધીમે ધીમે ઘણો વખત વીતી ગયો, સધ્યા સમયને પણ વિશેષ વિલબ રહ્યો નહિ આમ છતા કૃષ્ણચદ્ર પોતાના મિત્રની નિદ્રાનો નાશ કરવાનુ સાહસ કરી શક્યો નહિ જો તે સકટમા પડીને રૂપિયાને માટે ન આવ્યો હોત તો તેણે કોઈ પણ પ્રકારના સકોચ સિવાય મિત્રની નિદ્રાનો નાશ કર્યો હોત, પરતુ આજે તેનાથી એવુ સાહસ થઇ શક્યુ નહિ બરાબર સાંજના છ વાગ્યે કૃષ્ણચંદ્રના મિત્રની નિદ્રાનો ભગ થયો તેણે ઉઠીને પૂછ્યુ –" તમે ઉઘ્યાજ નથી કે શુ ?"

મિત્ર–( હસીને ) તમે તો વહુઘેલા જણાઓ છો 'ભાગ્યવાનની સ્ત્રી મરે અને અભાગિયાનો ઘોડો મરે એ બરાબર છે' તો પછી તેને માટે આટલી બધી ચિંતા કરવાનુ કાંઇ કારણ ? જો મ્હારા ભાભી મરી જાય તો બીજા લાવજો–વિવાહનુ બજાર આજકાલ ઘણુ સસ્તુ થઇ ગયુ છે'

કૃષ્ણચદ્ર–મ્હારા જેવા દરિદ્રને માટે સ્ત્રી ન હોય એમાજ કલ્યાણ છે, પરતુ એક માણસ સેવા ચાકરીના અભાવથી મરી જાય એના જેવો શોચનીય બીજો કયો પ્રકાર હોઇ શકે ?

મિત્ર–જેઓ રૂપિયા ખરચીને ચદ્રશકર ડૉકટરની દવા કરાવી શકતા નથી તેમના ઘરનુ રોગી માણસ મરી જતું હશે કે ? વળી ચદ્રશકર ડૉક્ટરની ફી કાંઇ એટલી બધી વધારે નથી કે તમે ધારો છો એટલા રૂપિયાની જરૂર પડે તેમની વિઝિટ ફી માત્ર બે રૂપિયા છે.

કૃષ્ણચંદ્ર—રોગ ગભીર છે તેમને કેટલી વખત તપાસ માટે આવવું પડશે તે કોણ જાણે છે ? તે સિવાય દવાની કીંમત, પથ્ય વગેરેનું ખરચ પણ કરવાનું છે

મિત્ર—પથ્યની વસ્તુઓ પણ તમારે ખરીદવાની છે કે ? તેનો ભાઈ કાંઈ ખરચશે નહિ ?

કૃષ્ણચંદ્ર—દરિદ્ર પુરૂષની પત્ની માટે કોણ ખરચે ?

મિત્ર—તો પછી મ્હારા ભાભીને ત્યા શા માટે રાખી મૂકો છો ? ગુસ્સે ભરાશો નહિ તમે સ્ત્રીને આધીન થઇ ગયા છો, તેથીજ તે જેમ કહે છે તેમ કરો છો આજે જો તમે સ્ત્રી સહિત તમારા ઘરમા હોત તો તમારે આટલું બધું દુ ખ તેમજ અભાવ સહન કરવા પડત કે ?

કૃષ્ણચંદ્ર—હમણા ઘરની સ્થિતિ પણ ઘણી દુ ખપૂર્ણ છે

મિત્ર—તોપણ તે પોતાનુ ઘર કહેવાય !

આમ કહીને કૃષ્ણચંદ્રનો મિત્ર ઉઠી ઘરમા ગયો કૃષ્ણચંદ્ર જ્યા બેઠા હતો ત્યાજ બેસી રહીને આકાશ પાતાળ તેમજ વિશ્વ-બ્રહ્માંડની ચિંતા કરવા લાગ્યો

ઘણા વખત પછી તેનો મિત્ર તેની પાસે પાછો આવ્યો તેના પગલાના પ્રત્યેક અવાજ પર કૃષ્ણચંદ્રનુ હૃદય કપવા લાગ્યુ કદાચ તે એમ કહે કે, “રૂપિયાની વ્યવસ્થા થઇ શકી નથી તો ? !” પરતુ તેણે આવીને એમ કહ્યું નહિ. હાથચિઠ્ઠી લખી આપવાનુ કૃષ્ણચંદ્રે કબૂલ કરેલુ હોવાથી તેનો અવિશ્વાસ દૂર થઇ ગયો હતો, છતા તે ત્રીસ રૂપિયાજ લઇ આવ્યો કારણ કે તેણે ત્રીસ રૂપિયાનુ ત્રણ વર્ષનુ વ્યાજ ગણીનેજ રૂપિયા આપવાનુ યોગ્ય ધાર્યું હતુ

કૃષ્ણચંદ્રના મિત્રે આવીને ખુરશી ઉપર બેસતા કહ્યુ —“પોતાની પાસે રૂપિયા નથી હોતા તો આવી અડચણ ભોગવવી પડે છે ! મ્હેનને ઘણી સમજણ આપી ત્યારેજ આ ત્રીસ રૂપિયા તેમણે આપ્યા, અને મ્હે પણ તમારે માટેજ આટલી બધી હરકત વેઠી, બીજુ કોઇ હોત તો હુ આવી હરકત વેઠત નહિ, પરતુ હુ મિત્ર-

ધર્મ સારી રીતે સમજું છું વ્યાજ એક રૂપિયા ઉપર મહિને બે પૈસા લેખે છે ”

કૃષ્ણચંદ્ર–ઠીક, હું તમારા કહેવા પ્રમાણે વ્યાજ આપવાનું કબૂલ કરૂં છું

મિત્ર–તો તો પછી એક હાથચિઠ્ઠી લખી આપો

કાગળ, કલમ તેમજ ખડીઓ ત્યાંજ હતા, કૃષ્ણચંદ્રે હાથચિઠ્ઠી લખી આપવા તૈયાર થઇને પૂછ્યું –“ બહેનના નામની લખું કે ’

મિત્ર–ના ના, મ્હારાજ નામની લખોને, સ્ત્રીના નામ પર લખવાની કાંઇ જરૂર નથી

કૃષ્ણચંદ્ર સમજી ગયો કે પોતાના મિત્રે વિશેષ વ્યાજ લેવાના હેતુથીજ રૂપિયા બહેનના છે એમ જણાવ્યું છે ગમે તેમ પણ તેને રૂપિયા મળ્યા એજ તેને માટે મના સૌભાગ્યની વાત હતી ! તરતજ તે મિત્રના નામની હાથચિઠ્ઠી લખી આપી રૂપિયા લઇ ઉભો થયો

મિત્ર–કેમ, હમણાંજ જવું છે કે શું ?

કૃષ્ણચ –હા, રાત્રિ થતા પહેલા તો મ્હારે જવુંજ જોઇએ

મિત્ર–ઠીક તો પધારો, તથા તમારી સ્ત્રીની તબીયત કેમ રહે છે તેના સમાચાર જણાવતા રહેજો

કૃષ્ણચંદ્ર–વારૂ જણાવીશ

આમ કહીને કૃષ્ણચંદ્ર વીરપુરથી નીકળી પડ્યો વીરપુરથી ભરૂચ બે ગાઉ થતું હોવાથી પ્રથમ કૃષ્ણચંદ્રે ભરૂચ ચંદ્રશંકર દાક્તર પાસે જવાનો નિશ્ચય કર્યો, તથા પોતાના નિશ્ચય પ્રમાણે તો તે એક કલાકમાં દાક્તર સાહેબ પાસે જઇ પહોંચ્યો

દાક્તર સાહેબ તે સમયે આરામ ખુરશીમાં બેઠા બેઠા સીઝર સીગારનો ધુમાડો કાઢતા હતા તેમની પાસે બીજું કોઇ પણ માણસ હાજર નહોતું કૃષ્ણચંદ્રને જોતાંજ તેમણે કહ્યું –“ આવો, કેમ શા સમાચાર છે ? ”

કૃષ્ણચંદ્રે દાક્તર સાહેબની પાસે પડેલી એક ખુરશી ઉપર બેસતા કહ્યું–“ રોગિણીની તબિયતના સમાચાર મ્હને બરાબર માલૂમ નથી,

કારણ કે જેવા તમે ત્યા તપાસ કરીને આ તરફ વળ્યા તેવોજ હુ વીરપુર તરફ ગયો હતા આપને મે કહ્યું હતુ કે, હુ મ્હારાથી બની શકશે તેટલી રકમ આપને અવસ્ય આપીશ તે માટે હું પૈસાની વ્યવસ્થા કરવાનેજ વીરપુર ગયો હતા ”

આમ કહીને કૃષ્ણચન્દ્રે દશ રૂપિયા ડાક્તર સાહેબની આગળ પડેલા ટેબલ ઉપર મૂક્યા

ચન્દ્રશકર-દશ રૂપિયા શા માટે આપો છો ? મ્હારી વિઝટની ફી બે રૂપયા છે, તથા ઔષધની કીંમત આશરે એક રૂપિયો છે

કૃષ્ણચન્દ્ર-મ્હારી સ્થિતિ ઘણી શોચનીય છે હું આપને હમ્મેશા આપનો ચાર્જ આપી શકીશ કે કેમ એ માટે મ્હને સશય રહે છે જે મ્હને મળી આવ્યુ છે તે મ્હે આપની આગળ મૂક્યુ છે આપ મ્હારી પત્નીને આરોગ્ય કરો. આપને ફરીથી ક્યારે રૂપિયા આપી શકીશ તે હુ કહી શકતો નથી તોપણ હુ લુચ્ચાઇ કરીશ નહિ. મ્હારી પાસે જે કાઇ આવશે તે હુ અવસ્ય આપને આપીશ

ચન્દ્રશકર-તમે માત્ર બે રૂપિયા મ્હને આપી બાકીના રૂપિયા પાછા લઇ જાઓ, જરૂર પડેથી ફરી આપજો

કૃષ્ણચન્દ્ર-આપની પાસેજ ડિપોઝીટ રાખો

અને ડાક્તર સાહેબે દશ રૂપિયા લઇ પોતાની સિલકમા મૂક્યા પછીથી તેમણે કહ્યુ-“ ઘઉંનોજ ખોરાક આપજો, તેમજ દૂધ આપવામા પણ સકોચાશો નહિ ખોરાકની અડચણથીજ દુર્બળતા વધી પડી છે ”

“ વારૂ ” કહીને કૃષ્ણચન્દ્રે ડાક્તર સાહેબ પસેથી વિદાય લીધી



## પ્રકરણ ૫ મું.

### ઘર જમાઇ પ્રત્યે સાસરિયાંનો સ્નેહ !

ચન્દ્રશકર ડાક્તરે બની શકે તેટલી કાળજીથી કૃષ્ણચન્દ્રની પત્ની મન્દાકિનીની દવા કરી. પદર સોળ દિવસ સુધી યથાનિયમ દવાનુ

સેવન કરવાથી મંદાકિની આરોગ્ય થઇ તોપણ અદ્યાપિ તેની દુર્બળતા દૂર થઇ નહોતી દુર્બળતાને દૂર કરવાની દવા હજી સુધી ચાલુજ હતી કૃષ્ણચંદ્ર હમ્મેશા સ્હવારે ભરૂચ જઇને દવા લઇ આવતો હતો, તથા ફળ ફળાદિ પણ લાવતો હતો આવી રીતે કેટલાક માસ વીતી ગયા અને કાળક્રમે મંદાકિની સંપૂર્ણ આરોગ્ય થઇ ગઇ

વિલાયત ગામના ઘણાખરા માણસોએ આષાઢ માસમા શ્રીજગન્નાથપુરીની યાત્રાએ જવાનો નિશ્ચય કર્યો હતો કૃષ્ણચંદ્રની માસુ પણ જવાને તૈયાર થઇ વિદાય વખતે યશોદાએ માતાના હાથમા દશ રૂપિયા મૂક્યા

સંધ્યા સમય પછી મંદાકિનીએ પતિને એકાંતમા પોતાની પાસે બોલાવીને કહ્યુ –“ માતાજી યાત્રાએ જાય છે બ્હેને દશ રૂપિયા આપ્યા છે, તમે શુ આપશો ? ”

આ સમયે કૃષ્ણચંદ્રે જે રૂપિયા ઉછીના લીધા હતા તે બધા ખરચાઇ જઇ તેમાથી માત્ર એક રૂપિયો બાર આના તેની પાસે સિલકે રહ્યા હતા. શુષ્ક મુખે તેણે કહ્યુ –“ મ્હારા હાથમા તો કાઇ નથી ”

મ્હોડુ ચ્હડાવી, આંખો લાલચોળ કરી મંદાકિનીએ કહ્યુ – ‘ નથી કહે કાઇ ચાલે કે ? જેટલી બની શકે તેટલી રકમ આપવીજ જોઇએ ”

કૃષ્ણચંદ્ર—આપવી જોઇએ તે હુ જાણુ છુ ન આપીએ તો ખોટુ લાગે એ પણ હુ સમજુ છુ, પરંતુ હુ નિરૂપાય છુ જે રકમ ઉછીની લાવ્યો હતો તે બધી ત્હારી બિમારીમા ખરચાઇ ગઇ છે

મંદાકિની—તેમા મ્હને કહી શુ બતાવો છો ? કાઇ દુનિયામા તમે એકલાજ તમારી સ્રીની દવામા પૈસા ખરચ્યા છે ? વળી તમે ખરચ ન કર્યુ હોત તો અટકી રહેત કે ? મ્હારા ભાઇને જે એ પૈસા મળત તે ખરચત વળી મ્હારા જેવી હતભાગિનીને તમે બચાવી શા માટે ? જેને પહેરવાને માટે સારા વસ્રો નથી, અંગ પર અલંકાર નથી, જે માતાને તીર્થ-ધર્મ કરવાને કાઇ આપી શકતી નથી તેને માટે મૃત્યુજ મંગળ છે જો તમે માતાજીને કાઇ નહિ આપો તો

હુ અફીણ ખાઇને મરી જઇશ. આવી શરમ તથા આવુ અપમાન મ્હારાથી કદાપિ વેઠાશે નહિ.

કૃષ્ણચદ્ર-જેની પાસે એક પૈસો પણ મેળવવાનુ હવે સાધન નથી તે પૈસા ક્યાથી લાવે? મ્હને કાપી નાખવામા આવે તોપણ મ્હારી પાસેથી એક રૂપિયો બાર આનાથી વધારે પૈસા નીકળી શકે તેમ નથી. મ્હારી પાસે માડ એક રૂપિયો બાર આનાજ છે

મદાકિની-મ્હારે તમારા રૂપિયા જોઇતા નથી મ્હારી મા શુ ફકિર કે વૈષ્ણવ છે કે એક રૂપિયો અને બાર આના તેને ભિક્ષા અપાય? તમે રૂપિયા નહિ આપો તો તેથી કાઇ મ્હારા માજીની તીર્થયાત્રા અટકી પડશે નહિ

કૃષ્ણચદ્ર-હુ ગરીબ છુ-દરિદ્ર છુ મ્હારી મદદ તેમને કેટલી ઉપયોગી થઇ પડશે?

મદાકિની-કાઇ થવાની નથી-તોપણ તમારી અક્કલની કીંમત થશે!

કૃષ્ણચદ્ર-ત્યારે તો જેની પાસે રૂપિયા નથી તેનામા મનુષ્યત્વ નથી કેમ?

મદાકિની-એક રૂપિયો શુ કહીને આપવો?

કૃષ્ણચદ્ર-તે હુ શુ જાણુ? વળી એ એક રૂપિયો પણ ખરચાઇ ગયા હોત તો હુ કાઇ આપી શકત નહિ

મદાકિની-એક રૂપિયો આપવો એ નહિ આપવા જેવુ છે

કૃષ્ણચદ્ર-સત્ય છે, તોપણ પુન જો કદાચ પ્રસગ પ્રાપ્ત થાય તો હમણાનુ મ્હેણુ દૂર કરજે

મદાકિની-મ્હારા ફૂટેલા નશીબમા કદાપિ સારો પ્રસગ પ્રાપ્ત થવાનો નથી મૃત્યુજ મ્હારે માટે મગળમય છે

આ સમયે કૃષ્ણચદ્રનો સાળો હરિચરણ ગામમાથી ઘેર આવ્યો તેની માતા તથા શિવગગા પરશાળમા બેઠા હતા હરિચરણે તેમને પૂછ્યુ -"કૃષ્ણચદ્ર ક્યા છે?"

માતાએ ઉત્તર આપ્યો -"મરમા, બીજે ક્યા હોય?"

હરિચરણ પણ પસાળમા બેઠા તથા ત્યા આગળ તેણે કૃષ્ણચંદ્રને હાક મારીને બોલાવ્યો, બોલાવતાની સાથેજ કૃષ્ણચંદ્ર ત્યા આવી ચઢ્યો

હરિચરણ–બેસો, એક વાત કરવાની છે

કૃષ્ણચંદ્ર એક બાજુએ બેઠો. હરિચરણે તેને પૂછ્યુ –" હવે શુ કરવાનો નિશ્ચય કર્યો છે ?"

કૃષ્ણચંદ્રને શાન્ત બેસી રહેલો જોઇ શિવગંગાએ કહ્યુ –" બીજુ શુ કરવાનુ હોય ? મંદાને આરામ થયો છે, તેથી તેને સાથે લઇને ઘરના છોકરા ઘેર જશે."

હરિચરણની મા-એ કહ્યુ –" હા, ઘેર તો સુખનો દરિયો ઉછળી પડે છે ! છોકરીના હાડકા નીકળી આવ્યા છે ! શરીરમા તો લોહીનુ એક પણ ટીપુ જણાતુ નથી ! ! અને એક મુઠી અનાજ સુદ્ધા મળતુ નથી ! ! !"

હરિચરણ–મ્હે જે નિશ્ચય કર્યો છે, તે તમે સાભળો કૃષ્ણચંદ્ર પણ સાભળે પછી સૌના વિચાર એક થાય તેમ કૃષ્ણચંદ્ર કરે

સૌથી પ્રથમ કૃષ્ણચંદ્રે કહ્યુ –" શો નિશ્ચય કર્યો છે, કહો જોઉ ?

હરિચરણ–અહિંના ગામદાસ શેઠને બે માણસની જરૂર છે હમણા મોસમનો વખત હોવાથી તેમના માણસો વિના ચાલી શકે તેમ નથી, તેથી મ્હે કૃષ્ણચંદ્રની વાત કાઢી હતી, તેથી તેઓ તેમને રાખવાને કબૂલ થયા છે, પરંતુ હમણા માસિક પગાર છ રૂપિયા મળશે અને થોડા દિવસ પછી દશ રૂપિયા થશે

શિવગંગા–છ રૂપિયામા બે માણસનું ભરણુ પોષણુ થઇ શકે નહિ

હરિચરણ–ખોરાકીનો સવાલજ નથી ખોરાકીનુ અમારા ભેગુ રહેશે હુ એકલો સઘળુ કામકાજ કરી શકતો નથી કૃષ્ણચંદ્ર મ્હને ખેતીના કામમા થોડી ઘણી મદદ કરશે એટલે અમને ખોરાકીનો બદલો મળી ગયા જેવુજ છે

શિવગંગા–પરંતુ એ રામદાસ શેઠનું કામ કરશે કે તમારૂ ?

હરિચરણ-તેને માટે હરકત પડે તેમ નથી. રામદાસ શેઠના કામ ઉપર દશ વાગે જવાનુ છે, અને સંધ્યા સમયે પાછુ આવવાનુ છે, તેથી સ્હવારે અમારૂ કામકાજ કરી શકશે.

શિવગંગા-પણ મ્હને એ ઉચિત લાગતું નથી સાસરે રહી કામ કરીને ખાવુ તદ્દન અયોગ્ય છે એનુ પરિણામ ઘણુ ખોટુ આવે છે

હરિચરણની માતા-ત્યારે બીજે ક્યા જશે ?

હરિચરણ-કૃષ્ણચંદ્રને પણ વિચાર કરી જોવા દ્યો મ્હારાથી બની શકે તેટલી મહેનત મ્હે કરી છે

કૃષ્ણચંદ્રે થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યુ-' હા, આ કાર્ય હું કરીશ ક્યારથી નોકરી કરવા જવાનુ છે ' ”

હરિચરણ-ત્રણ દિવસ પછી.

ત્યાર પછી રાધાચરણની વાત નીકળી, રાધાચરણ હરિચરણનો ન્હાનો ભાઇ હતો તેની ઉમ્મર બાવીસ વર્ષની હતી તે મેટ્રિકનો અભ્યાસ કરતો હતો તેથી તેની માતાની ધારણા એવી હતી કે રાધાચરણ ભણીગણીને ન્યાયાધીશ સાહેબ બની જશે અને પોતાનુ સઘળુ દુઃખ દૂર કરશે

આ વાતને અંતે જગન્નાથની યાત્રા કરવા જવાની વ્યવસ્થા સંબંધી વાત નીકળી એ વાતનો મર્મ એવો હતો કે, હરિચરણની માતાની યાત્રા કરવા જવાની બિલકુલ ઇચ્છા નહોતી ગામમા પાચ સાત માણસો યાત્રાએ જતા હોવાથી તથા તેમનો આગ્રહ હોવાથીજ નિંદાભયથી હરિચરણની માતા યાત્રા કરવા જવાને તૈયાર થઇ હતી ! નહિ તો તેના જેવી રત્નગર્ભાને વળી જગન્નાથના દર્શનની શી જરૂર હતી ? તેના બન્ને પુત્રોજ જગન્નાથ તથા બલરામ હતા !

હરિચરણને હુક્કો પીવાની ટેવ પડી હતી તેથી વાતચિત વિશેષ લંબાવા તેને હુક્કો પીવાની તલપ થઇ આવી. તેણે કહ્યુ-“ ધનો હજી આવ્યો નથી ? હુક્કો બ્હાર છે કે ? ”

હરિચરણ કૃષ્ણચંદ્રને માટે નોકરી શોધી કાઢેલી હોવાથી, તથા

અન્નદાન આપવાની દયા દર્શાવેલી હોવાથી તેને માટે હુક્કો ભરી લાવવો એ પોતાનું કર્તવ્ય છે એમ વિચારી કૃષ્ણચંદ્ર "હુંજ હુક્કો શોધી કાઢીને ભરી લાવું છું" કહી હુક્કો શોધવા ઘરમા ગયો



## પ્રકરણ ૬ ઠું.



### બંધુ-મિલન

લગભગ આઠ વાગ્યે અહમ્મદનગર સ્ટેશને ગાડી જઈ પહોંચી હરિશ્ચંદ્ર ઉતાવળો ઉતાવળો ગાડીમાંથી ઉતરી પડ્યો, તથા ટિકીટ માસ્તરના હાથમા ટિકીટ આપી સ્ટેશનથી બ્હાર નીકળી પડ્યો

ગુજરાતના ગામડામા ઉછરેલો, વિદેશથી સંપૂર્ણ અજાણ્યો હરિશ્ચંદ્ર સ્ટેશનથી બ્હાર નીકળી મ્હોટા વિચારમા પડી ગયો જે તરફ જુએ તે તરફ દક્ષિણી લોકોજ નજરે પડવા લાગ્યા પોતાના દેશનો એક પણ માણસ તેની નજરે પડ્યો નહિ માથા ઉપર મ્હોટા મ્હોટા ફેટા, પગમા દક્ષિણી જોડા પહેરીને દક્ષિણી લોકો જતા આવતા જણાયા હરિશ્ચંદ્ર ઘણે સુધી ચાલ્યો ગયો, પરંતુ ક્યા જવાશે તેનો નિર્ણય કરી શક્યો નહિ, તેથી અંતે તેણે ઘણા સંકોચથી એક દક્ષિણી ગૃહસ્થને ગુજરાતીમાજ પૂછ્યુ -"ડૉક્ટર સાહેબ ક્યા રહે છે?

અહમ્મદનગરમા ડૉક્ટર અનેક હતા દક્ષિણી ગૃહસ્થે મરાઠીમાજ પૂછ્યુ,-"કયા ડૉક્ટર સાહેબ? અહિં તો ઘણા ડૉક્ટર છે"

હરિશ્ચંદ્રે પોતાના ભાઈનુ નામ લીધુ, પરંતુ દક્ષિણી ગૃહસ્થ રજનીચંદ્રને પિછાનતો નહિ હોવાથી તેણે કહ્યુ -"સામે પોસ્ટ ઑફીસ છે, ત્યા બે ગુજરાતી નોકરો કામ કરે છે, તેમને જઈને પૂછશો એટલે સઘળી હકીકત જાણી શકશો

હરિશ્ચંદ્ર તરતજ પોસ્ટ ઑફિસ તરફ જવા લાગ્યો

હરિશ્ચંદ્ર પોસ્ટ ઑફિસના બારણા આગળ જઈને આમતેમ

દૃષ્ટિ કરતો હતો એવામા અંદરથી એક ગુજરાતી યુવકે જલદીથી બ્હાર આવીને નમ્રતાથી પૂછ્યુ -"તમે આપણા દેશના માણસ જણાઓ છો, તથા તમે અહિં પ્રથમજ આવ્યા હો એમ મ્હને લાગે છે તમારે ક્યા જવુ છે ?"

આ ગુજરાતી યુવકને જોતાજ હરિશ્ચંદ્રનો આત્મા શાન્ત થયો તેણે કહ્યું - તમારૂ કહેવુ ખરૂ છે વડોદરા તરફથી હુ હમણાજ ચાલ્યો આવુ છુ મ્હારા મ્હોટા ભાઇ અહિં ડૉકટર છે, તેમની પાસે મ્હારે જવુ છે, પરંતુ તેઓ ક્યા રહે છે એ હુ જાણતો નથી "

ગુજરાતી યુવક-તમારા ભાઇનુ નામ શુ છે ?

હરિશ્ચંદ્ર-રજનીચંદ્ર તેઓ સરકારી ડૉકટર છે

ગુ૦ યુવક-હ, સમજ્યો તમે થોડો વખત રોકાઓ પોસ્ટમેન હમણા કાગળો વહેંચવા નીકળશે તેની પાસે દવાખાનાની પોસ્ટ પણ હશે, તેથી તે તમને તમારા ભાઇ પાસે સરકારી દવાખાનામા પહોચાડી દેશે

હરિશ્ચંદ્ર-સરકારી દવાખાનુ અહિંથી કેટલે છેટે છે ?

ગુ૦ યુવક-વિશેષ છેટે નથી. શહેરની વચ્ચેજ છે

આ સમયેજ પોસ્ટમેનો કાગળો લઇને બ્હાર નીકળ્યા. ગુજરાતી યુવકે એક પોસ્ટમેનને બોલાવીને કહ્યુ -" આ ભાઇને સરકારી દવાખાનુ દેખાડજે એ ડૉકટર સાહેબના ભાઇ છે મુસાફરીથી ઘણા થાકી ગયા છે પહેલા તેમને દવાખાનુ બતાવી દઇને પછીથીજ તુ પોસ્ટ વહેંચવા જજે "

પોસ્ટમેન હરિશ્ચંદ્રને સાથે લઇને ચાલી નીકળ્યો.

શહેરની વચ્ચેજ સરકારી દવાખાનાનુ ભવ્ય મકાન આવેલુ હતુ મકાનની ચારે તરફ વિશાળ કંપાઉન્ડ આવેલુ હતું કંપાઉન્ડની અંદર એક બાજુએ ન્હાનો મરજો બાગ બનાવેલો હતો દવાખાનાના ભવ્ય મકાનની પાસે બીજા કેટલાક ન્હાના મકાનો તેમજ ઓરડીઓ આવેલી હતી. એ ઓરડીઓ નોકર વર્ગના ઉપયોગમા આવતી હતી હરિશ્ચંદ્ર સ્વભાવથીજ નિડર હતો તે કોઇ પણ પ્રકારે વિચલિત થતો

નહિ પોસ્ટમેનની સાથે તેણે નિડરતાથી સરકારી દવાખાનાના કમ્પાઉન્ડમા પ્રવેશ કર્યો

જે સ્થળે ડૉક્ટર સાહેબ બેસતા હતા એ સ્થાન પોસ્ટમેનથી જાણીતુ હતુ હરિશ્ચદ્રને સાથે લઇ તે ત્યા ગયો તે સમયે રજનીચદ્ર ખુરશી ઉપર બેઠા બેઠા કાઇ વાચતો હતો પોસ્ટમેને સલામ કરીને કહ્યુ –" સાહેબ ! આ ભાઇ આપને મળવાને માટે આવ્યા છે "

રજનીચદ્રે માથુ ઉચુ કર્યું હરિશ્ચદ્રને એકાએક પોતાની પાસે આવી પહોચેલો જોઇને તેનુ ચિત્ત હર્ષ–શોકથી ઉછાળા મારવા લાગ્યુ શુષ્ક હૃદયમા સ્નેહનો પ્રવાહ વહેવા લાગ્યો તેણે પૂછ્યુ –"કેમ રે હરિયા ! તુ અહિં ક્યાથી ? ઘેર સૌ ખુશીમા છે ને ?"

હરિશ્ચદ્રે પોતાના હાથમાની ખુરશીને દિવાલને અઢેલી મૂકી કહ્યુ –" બધા જીવતા તો છે ! "

રજનીચદ્ર–જા, હમણા મકાનમા જા ત્યા બધી હકીકત સાભળીશ. રસ્તે કાઇ હરકત તો નહોતી પડીને ?

આમ કહીને રજનીચદ્રે નોકરને બોલાવ્યો નોકર આવ્યો એટલે તેણે તેને હરિશ્ચદ્રને પોતાના મકાનમા મૂકી આવવાની આજ્ઞા કરી તથા કહ્યુ –" ત્યા મુકી આવીને સૌને કહેતો આવ કે આ મ્હારો ભાઇ છે જલદીથી તેને માટે સ્નાન તેમજ ભોજનની વ્યવસ્થા કરો "

હરિશ્ચદ્રે પૂછ્યુ –" તમે હમણા ઘેર નહિ આવો ? "

રજનીચદ્ર–બે કલાક પછી હુ આવીશ તુ ઘેર જઇ સ્નાન કરી થોડો નાસ્તો કરી લજે

હરિશ્ચદ્ર–અહિં આવીને હુ એક મ્હોટા સકટમા પડ્યો છુ હુ કોઇની વાત સમજી શકતો નથી તમારે ઘેર જે નોકરો ચાકરો છે તેઓ આ દેશના છે કે ?

રજનીચદ્ર હસી પડીને કહ્યુ –" રસોઇ કરનાર બ્રાહ્મણ ગુજરાતી છે "

" ત્યારે તો ઠીક " કહીને હરિશ્ચદ્ર છત્રીને બગલમા મારી લઇ નોકર સાથે ચાલ્યો ગયો

યથા સમયે રજનીચંદ્ર પણ ઘેર આવ્યો સ્નાન ભોજન કર્યા પછી તેણે હરિશ્ચંદ્ર પાસેથી ઘરની સઘળી પરિસ્થિતિ જાણી લીધી. તેના હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી ઉઠ્યો, તેને એમ લાગ્યું કે–"હું મહિને આટલા બધા રૂપિયા કમાઇને ઉડાવી દઉં છું–તે ઉપરાંત દેવું કરૂં છું–અને ઘેર મ્હારી પત્ની, મ્હારી ભાભીઓ, માતા વગેરે ભૂખના દુખથી રીબાય છે!'

આવો પશ્ચાત્તાપ રજનીચંદ્રને આજે પહેલવહેલો થયો નથી પરંતુ "જેનામાં હૃદયબળ નથી હોતું તે મનુષ્ય અનુતાપના અગ્નિમાંથી ઉદ્ધાર પામતો નથી ભયંકર ગૃહદાહમાં બે બિંદુ જળની માફક, એ અનુતાપ પાપાગ્નિને વિશેષ સળગાવી મૂકે છે એ અનુતાપ કુભમાં કેટલાંક અમૃત બિંદુ જેવો છે પાપકાર્યમાં અંધ બનીને મનુષ્ય જ્યારે ઘણી ચિંતાથી થાકી જાય છે ત્યારેજ તેના મનમાં અનુતાપનો અગ્નિ સળગી ઉઠે છે અનુતાપ એ વિવેકનો પુણ્ય–પ્રતિધ્વનિ છે જેના હૃદયમાં બળ છે તે એ ધ્વનિ સાંભળી જાગે છે–પાપને માર્ગેથી ખસી જાય છે, પરંતુ એવા ભાગ્યશાળી માણસો વિશ્વમાં વિરલજ છે જેમનામાં હૃદય બળ નથી હોતું તેઓ ફરીથી પાપાગ્નિમાં કૂદકો મારે છે–ફરીથી બળે છે અને ફરીથી પશ્ચાત્તાપ–અનુતાપ કરે છે" રજનીચંદ્રની સ્થિતિ પણ તેવીજ થઇ હતી.

ભાઇને સઘળી હકીકત કહી સંભળાવી હરિશ્ચંદ્રે કહ્યું–"ત્રણ ચાર દિવસમાં તમે એક વખત ઘેર ચાલો"

રજનીચંદ્ર–ઘેર આવવાની ઇચ્છા તો છે, પરંતુ હમણાં રજા મળી શકે એવી આશા નથી હમણાં અહિં પ્લેગ ચાલુ થયો છે તેથી આ સમયે મ્હને રજા મળશે નહિ!

હરિશ્ચંદ્ર–ઘણાં માણસો મરી જાય છે કેમ?

રજનીચંદ્ર–હા, આ સમયે તું અહિં આવ્યો તે ત્હેં સારૂં કર્યું નથી!

હરિશ્ચંદ્ર–કેમ, રોગનો ભય છે તેથી? હું એવું કાંઇ માનતો નથી પ્લેગ એ તો પરમાત્માની સંહારિણી લીલા છે મરવું જીવવું

એ જીવની લીલા છે ! જે લોકો રોગથી ડરે છે તેમનામાં બુદ્ધિ ઓછી હોવી જોઇએ

રજનીચંદ્ર સમજ્યો કે, શિક્ષણથી અજ્ઞાની રહેલા હરિશ્ચંદ્રની આની મૂર્ખતા વાસ્તવિક છે

હરિશ્ચંદ્ર–કેટલા દિવસ પછી ઘેર આવી શકશો ?

રજનીચંદ્ર–કેમ કરીને નક્કી કહી શકું ? રજાનો રિપોર્ટ કરીને અને તેનો ઉત્તર આવશે એ ઉપરથી મહારું સમજાશે

હરિશ્ચંદ્ર–ત્યારે તો આજનીજ પોસ્ટમાં મનીઑર્ડર કરીને થોડા રૂપિયા ઘેર મોકલો, નહિ તો ઘરના માણસો ભૂખના દુઃખથી મરી જશે

રજનીચંદ્ર–તું ઘેર જવાનો નથી ?

હરિશ્ચંદ્ર–થોડા દિવસ સુધી આ દેશ જોવાની મ્હારી ઇચ્છા છે તમારી રજા મંજુર થઇ આવશે, એટલે આપણે બન્ને સાથેજ ઘેર જઇશું

રજનીચંદ્ર–આવા રોગના સમય તને અહિં રહેવા દેવાની મ્હારી ઇચ્છા નથી

હરિશ્ચંદ્ર–એ માટે તમે નિર્ભય રહો ઘેર જવાથી પણ મ્હને કાંઇ સુખ નથી ઘેર જઉં અને સુકુમારને ન મેળવી શકું એટલે પછી મ્હારાથી ઘેર રહેવાયજ નહિ રૂપિયા આજેજ મોકલશોને ?

રજનીચંદ્ર–રૂપિયા તો બિલકુલ નથી ઘરખરચ માટે માત્ર દશેક રૂપિયા પડ્યા છે

હરિશ્ચંદ્ર–ત્યારે આજે એટલાજ મોકલી દ્યો વળી મદદ થયે ફરીથી મોકલજો.

રજનીચંદ્ર કબૂલ થયા હરિશ્ચંદ્ર રૂપિયા લઇને તરતજ પોસ્ટ ઑફિસ તરફ ચાલ્યો ગયો સ્ટેશનેથી ઉતરીને આવતાજ તેણે પોસ્ટ ઑફિસ જોઇ હતી એ હકીકત પાઠકો જાણે છે તેણે પોસ્ટ ઑફિસે જઇ દશ રૂપિયાનો મનીઑર્ડર કરી દીધો, તથા માતાના ઉપર એક પત્ર પણ લખી દીધો



## પ્રકરણ ૭ મું.

### શિક્ષિત કે અશિક્ષિત ? !

હરિશ્ચંદ્ર પોસ્ટ ઑફિસનુ કામ પૂરૂં કરી અહમ્મદનગર શહેરમા ગયો તે સંધ્યા સમય સુધી શહેરમા ફરીને પછીથી ઘેર જઇ પહોચ્યો તે સમયે રજનીચંદ્રના મકાન પાસે એક ગાડી ઉભી રહેલી હતી ગાડી કીંમતી હતી તથા તેના બન્ને ઘોડાઓ હૃષ્ટપુષ્ટ તેમજ બલિષ્ઠ હતા ઘોડાગાડીનો દેખાવ જોતાજ હરિશ્ચંદ્રને એમ લાગ્યુ કે કોઇ શ્રીમંત માણસ તેના ભાઇની મુનાકાતે આવ્યુ હશે, પરતુ કોઇ પણ કાર્યમા તે મકટ જોઇ શકતો નહોતો એક ક્ષણ માત્રમા તો તેણે ભાઇના મકાનમા પ્રવેશ કર્યો

રજનીચંદ્રના દિવાનખાનામાથી હારમોનિયમના સ્વર સાથે રમણી કંઠનો મધુર સ્વર નીકળતો હતો હરિશ્ચંદ્ર શો પ્રકાર છે તે જોવાને માટે દિવાનખાનામા ગયો

દિવાનખાનામા જતાની સાથેજ તે ચમકી ઉઠ્યો તેણે જોયું કે એક અપૂર્વ તેમજ અદ્દભુત રૂપવતી યુવતી રજનીચંદ્રની પાસે ખુરશી ઉપર બેસી ટેબલના ઉપર હારમોનિયમ રાખી શૃગારી ગાન ગાતી હતી. તેના શરીર પર ઇંગ્લીશ કટનો ઓવરકોટ હતો, પગમા લેડિઝ શૂઝ હતા અને માથા પરના કેશકલાપમા પુષ્પો માથે વેણી બાધવામા આવેલી હતી સ્ત્રીજાતિનો આવો પોષાક, તેમજ આવો વ્યવહાર હરિશ્ચંદ્રે તેના જીવનમા પહેલવહેલોજ જોયો, તેમજ જોઇને આશ્ચર્યમા પડી ગયો.

હરિશ્ચંદ્ર દિવાનખાનાના દ્વાર પાસે ઉભો રહીને આ અદ્દભુત દેખાવ જોવા લાગ્યો. ગાયન ગાતા ગાતા પુષ્પાવતીના નયનો દ્વાર તરફ વળ્યા તેણે જોયુ કે એક હૃષ્ટપુષ્ટ બલિષ્ઠ યુવક એકાગ્ર દૃષ્ટિથી તેની તરફ જોઇ રહ્યો છે ગાયન બંધ કરી પુષ્પાએ પૂછ્યુ — મહાશય !

તમે કોણ છો ?"

હરિશ્ચંદ્ર કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય એ સ્થાનેથી ચાલ્યો ગયો પુષ્પાવતી મનમાંને મનમાં હસી તેણે ધાર્યું કે માણસ ઘણો શરમાળ છે ! એક શબ્દ સુદ્ધાં બોલી શકતો નથી, પરંતુ જણાય છે તો સુપુરૂષ વાર્ત્તાલાપ તેમજ પરિચય માટે તદ્દન અયોગ્ય નથીજ ! ઉમ્મર ઘણી ન્હાની છે હજી માત્ર મુછનો દોરોજ ફૂટયો છે, તેથીજ આટલો શરમાળ જણાય છે

રજનીચંદ્રે પૂછ્યું —" પુષ્પા ! ગાન બંધ કરીને શો વિચાર કરે છે ?"

પુષ્પાવતીએ એક વખત રજનીચંદ્ર તરફ દૃષ્ટિ કરી ત્યાર પછી અસ્થિર ભાવે પૂછ્યું — આ માણસ કોણ હતું ?"

રજનીચંદ્ર—એ તો મ્હારો ન્હાનો ભાઇ છે જોજે, બન્ને ભાઇના પ્રેમમાં પડતી નહિ !

જો કે રજનીચંદ્રે આ વાક્ય મશ્કરીમાં કહ્યું તોપણ પુષ્પાવતીના હૃદયમાં તો તે વિશેષ ઉજ્વળ ભાવથી વિકસિત થયું તેના મનમાં વિચાર આવ્યો કે, એમાં શો દોષ છે ? આવું મુખ, આવી આંખ, આવી સરળ દૃષ્ટિ ભાગ્યેજ કોઇની હોય છે !

પુષ્પાવતીએ હારમોનિયમની ચાવી બંધ કરીને કહ્યું —" એ ક્યારે આવ્યા છે ?"

રજનીચંદ્ર—આજ સ્હવારે.

પુષ્પાવતી—અહિં કેટલા દિવસ રહેવાના છે ?

રજનીચંદ્ર—નક્કી નથી. તેની મરજી હશે ત્યાં સુધી રહેશે

પુષ્પાવતી—તેઓ કૉલેજમાં અભ્યાસ કરે છે કે ?

રજનીચંદ્ર—ના, એને લખતાં વાંચતાં બરાબર આવડતું નથી. તેની બાલ્યાવસ્થામાં તેને માથામાં રોગ થઇ આવ્યો હતો તેથી ડૉકટરોએ અભ્યાસ વગેરે માનસિક પરિશ્રમ કરાવવાની ના પાડી હતી.

પુષ્પાવતી—અરેરે ! ત્યારે શું આવું સુંદર પુષ્પ શિક્ષણરૂપી સુગંધ વિનાનું છે ?

રજનીચંદ્ર-તેનામાં એક બીજો ગુણ છે

પુષ્પાવતી-શો ?

રજનીચંદ્ર-સુંદર હાર્મોનિયમ વગાડી શકે છે-આકર્ષક તેમજ મધુર સ્વરથી ગાઇ શકે છે

પુષ્પાવતી-ત્યારે અહિં બોલાવોને

રજનીચંદ્ર-મ્હારી હાજરીમાં ગાશે નહિ

પુષ્પાવતી-અશિક્ષિત તેમજ ગ્રામ્યનિવાસી ખરાને ! અરેરે ! આ કુસંસ્કાર આપણા ગુજરાતીમાંથી ક્યારે દૂર થશે !! પવિત્ર સંગીત પવિત્ર ભાવથી પિતા પુત્ર, ન્હાના મ્હોટા ભાઇ, ભાઇ બ્હેન, પતિ પત્ની તેમજ સાસુ જમાઇ એક સાથે બેસી એક બીજાની નજર સ્થિર દૃષ્ટિથી જોઇ ગાઇ નહિ શકે ત્યાં સુધી **वन्देमातरम्** મંત્રની સાધના થવાની આશા નથી

રજનીચંદ્ર-તું વળી બીજે કોઇ સમયે તેનું ગાન સાંભળી શકીશ.

પુષ્પાવતી-કાલે સ્હવારે જ્યારે તમે દવાખાનામાં જશો, ત્યારે હું આવીને તેમનું ગાન સાંભળીશ

રજનીચંદ્ર-હા, એમજ કરવું ઠીક છે



## પ્રકરણ ૮ મું.



### હનુમાનજીના પૂજારીની નીચતા

સંધ્યા પસાર થઇ ગઇ છે મનોહર ઉજ્જવળ જ્યોત્સ્નાએ પૃથ્વી દેવીને પ્રકાશિત બનાવી તેને રૂપેરી રંગની સાડી પહેરાવી દીધી છે હરિશ્ચંદ્ર ભાઇના મકાનમાંથી બહાર નીકળી પડીને શહેરને માર્ગે આગળ ચાલ્યો જાય છે તે ક્યાં જાય છે, શા માટે જાય છે, તેની તેને પોતાને પણ માહિતી નથી તેનો માત્ર ફરવાનોજ ઉદ્દેશ હોય એમ માલૂમ પડે છે તે ત્વરાથી શહેરના સીમાડા સુધી જઇ પહોંચ્યો.

થોડે દૂર એક દિશાએ એક દરિદ્ર ગામડું આવેલું છે માર્ગનું ઠેકાણું નથી. વૃક્ષોની છાયામાંથી માર્ગ શોધી આગળ વધવાનું કામ

ઘણુ મુશ્કેલી ભર્યું છે જ્યોત્સ્નાનો પ્રકાશ વૃક્ષોની છાયાનો ભેદ કરીને ત્યા આગળ પ્રસારી શકતો નથી

ઉપર દર્શાવેલા ગામડામા સખ્ત પ્લેગ ચાલે છે ઘણુ કરીને પ્લેગનુ જોર એકજ બાજુએ વિશેષ રહે છે પ્લેગના ભયકર હુમલાથી આ ગામડુ સ્મશાન સમાન બની ગયુ છે કોઇના મુખમા પાણી રેડવાને માટે પણ માણસ મળી આવતુ નથી ઘણાખરા માણસો તો સરકારી દવાખાનામાજ મરે છે જેઓ ભયને લીધે સરકારી દવાખાનામા નથી આવતા તેઓ ઘરમાજ રીબાઇ રીબાઇને મૃત્યુ પામે છે જેઓ હજી સુધી બચી રહ્યા છે, તેઓ અપાર વેદનાથી જેમ બને તેમ જલદીથી પોતાનુ મૃત્યુ થાય એમ ઇચ્છે છે જેઓ હજી સુધી પ્લેગના પજામા ફસાયા નથી, તેઓ પોતાના ઉપર આ ભયકર રોગ ક્યારે હુમલો કરશે એની ચિંતાથી અધમુઆ જેવા બની ગયા છે સધ્યા સમય પછી કોઇ બહાર નીકળતુ નથી આ દરિદ્ર ગામ ડામાથી જાણે કે હીમત અને ઉત્સાહ ઉડી ગયા છે

હરિશ્ચદ્ર આગળ ચાલતો ચાલતો એકાએક રસ્તામા ઉભો રહ્યો સામેથી એક સ્ત્રી તેની તરફ આવતી હતી જ્યારે આ સ્ત્રી હરિશ્ચદ્રની નજીક આવી પહોચી ત્યારે હરિશ્ચદ્રે ચાદનીના પ્રકાશની સહાયતાથી જોયુ કે એ સ્ત્રી નહિ પણ યૌવનના મળસ્કામા જાગૃત થયેલી નવ-યાવના હતી એ વિચિત્ર વેશવાળી નવયૌવનાને આવી અંધકારમયી રાત્ર એકલી જોઇને હરિશ્ચદ્રને ઘણુ આશ્ચર્ય લાગ્યુ તેના નયનો વિશાળ તેમજ ઉજ્વળ હતા મસ્તક પહોળુ અને વિચારદર્શી જણાતુ હતુ

નવયૌવનાએ ઘણાજ નમ્ર તેમજ કરૂણસ્વરે હરિશ્ચદ્રને કાંઇ પૂછ્યુ પરતુ હરિશ્ચદ્ર તેના શબ્દોનો સારાશ સમજી શકયો નહિ તે માર્ગમાથી એક બાજુએ સરકી જઇને ઉભો રહ્યો

હરિશ્ચદ્ર રમણીના શબ્દોનો સારાશ સમજી શકયો નહિ તોપણ તે એટલુ તે અવશ્ય સમજી શકયો કે કોઇ કારણને લીધે એ રમણી દુખમા ફસાઇ પડી છે, તેમજ કોઇ મનુષ્યની મદદ મેળવવાને ચ્હાય છે તે પાછો ફરી એ નવયૌવના નારીની પાછળ

પાછળ જવા લાગ્યો

થોડે દૂર જઇને રમણી રસ્તા પર ઉભી રહી, તથા તેણે પોતાની દૃષ્ટિ પાછી ફેરવી પછી જાણે કે તે કોઇના આગમનની રાહ જોની ઉભી રહી આવી રીતે ઘણો વખત પસાર થઇ ગયો, પરંતુ કોઇ આવ્યું નહિ રમણી પાછી ફરીથી આગળ ચાલવા લાગી જ્યાં સુધી તે માર્ગમાં ઉભી રહી હતી ત્યાં સુધી હરિશ્ચંદ્રે પોતાનું શરીર એક દેવદારના વૃક્ષની પાછળ છુપાઇ રાખ્યું હતું જેવી રમણી આગળ ચાલવા લાગી તેવોજ તે પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો

નગરનો રસ્તો છોડી રમણીએ બીજે રસ્તે આગળ વધવા માંડ્યું અર્ધો માઇલ આ પ્રમાણે ચાલ્યા પછી રમણી રસ્તાની એક બાજુએ ઉભી રહીને ચારે દિશા તરફ નજર ફેરવવા લાગી, પરંતુ સર્વ દિશાઓ જનશૂન્ય માલૂમ પડી ઘણે દૂરથી ઠંડો વાયુ વાતો આવતો હતો વાયુથી કંપતી લતાની માફક રમણી પણ કંપતી હતી તથ ભયની ભાવનાથી ધ્રુજતી હતી

ઘણો સમય વીતી ગયો જેવી રમણી પાછી ફરવાની તૈયારી કરતી હતી એવામાં બે બળવાન યુવકો ત્યાં આગળ આવી ચઢ્યા. રમણી તમને જોતાજ વિશેષ ધ્રુજી ઉઠી જાણે કે પોતે અહિં આવી છે તે સારૂ કર્યું નથી એમ તેને કેમ ન લાગ્યું હોય ! તેણે મનમાને મનમાં પરમાત્માનું સ્મરણ કર્યું એ રમણીનું નામ લક્ષ્મીબાઇ હતું જાતે દક્ષિણી બ્રાહ્મણ હતી

ત્રાસથી ધ્રુજતા સ્વરે આગંતુક બે યુવકો પૈકી એકને સંબોધીને લક્ષ્મીએ કહ્યું—" હું આપની પાસે આવી છું તમે મ્હને હનુમાનજીનું જે કવચ આપવાનું જણાવ્યું છે તે આપો ભયંકર સંકટમાંજ ફસાઇ પડેલી હોવાથી તમારા કહેવા પ્રમાણે આવી નિર્જન રાત્રે હું તમારી પાસે આવી છું મ્હારા પિતા પ્લેગથી માર્યા ગયા છે માતા પણ પ્લેગના ક્રુર પંજામાં ફસાઇ પડી સરકારી દવાખાનામાં ગઇ છે હવે હું, મ્હારી ન્હાની બ્હેન તથા મ્હારો એક ન્હાનો ભાઇ બચી રહેલાં છીએ જેમણે હનુમાનજીનું કવચ લીધું છે, તેમને ત્યાં

પ્લેગ થયો નથી. તમે મ્હને પણ કવચ આપવાની હા પાડેલી હોવાથી હુ અહિં એકલી આવી છુ એક જણની મ્હારી સાથે આવવાની ઇચ્છા હતી, છતા તે માણુસ આવ્યુ નહિ, કારણ કે તમે મ્હને એકલીનેજ અત્રે આવવાનુ જણાવ્યુ હતું "

એક યુવકે હસીને કહ્યુ –" એકલી આવી છે તેથી શુ થયુ ? હનુમાનજીનુ કવચ હ૦ કોઇને પણ આપી શકાય તેમ નથી હુ જ હનુમાનજીના મંદિરનો સેવક છુ મ્હારા સિવાય કોઇ પણ તને કવચ આપી શકે તેમ નથી. "

લક્ષ્મી–હુ એ જાણુ છુ તેથી તો આવી નિર્જન રાત્રિએ અહિ આવી છુ

યુવક–ત્રણુ સારૂ કર્યુ છે પરતુ હું તને જે કીમતી કવચ આપુ તેના બદલામા તુ મ્હને શુ આપીશ ?

લક્ષ્મી–હુ ગરીબ છુ, નિરાધાર છુ, હુ શુ આપુ ? તમે દયા ભાવે આપવાની હા પાડેલી હોવાથીજ હુ આવી છુ મ્હારી પાસે એવુ શુ છે કે જે હુ તમને આપુ

યુવક–ત્હારી પા૦ ૦ ૦ તે ગજરાણીની પાસે પણ નહિ હોય. ત્હારા આ યૌવનનો આસ્વાદ મ્હને લેવા દે હુ હનુમાનજીનો સેવક હોવાથી જાહેર રીતે વિવાહ કરી શકતો નથી પરતુ તુ જો મ્હારી માગણી કબૂલ રાખીશ તો હુ તને ગજરાણીના જેવા સુખમા રાખીશ તુ મ્હારી પ્રાણેશ્વરી થા ત્હારા પિતાનુ મૃત્યુ થયુ છે, ત્હારી માતા પણ સરકારી દવાખાનામા મરવા પડી છે, તેનુ પણ જો મૃત્યુ નિપજશે તો તુ શુ કરીશ ? કોના આધાર પર આ વિશ્વમા રહી શકીશ ? હુ તને મ્હારા પ્રાણથી પણ વિશેષ ગણીશ ત્હારા સુખને માટે હનુમાનજીનો ભડાર ખુલ્લો રહેશે.

ક્રોધે ભરાયેલી નાગણની માફક લક્ષ્મીએ પોતાનુ મસ્તક ઉચ્ચુ કર્યું ભય તેમજ રોષથી તેના અધરોષ્ઠ કપવા લાગ્યા તે સમજી ગઇ કે પોતે અહિં આવી છે એ તેણે મ્હોટી ભૂલ કરી છે. સન્યાસીઓ તેમજ પૂજારીઓ પોતે આવા પાપી હશે એવો તેને અત્યાર-

સુધી ખ્યાલ સુદ્ધા આવ્યો નહોતો લક્ષ્મી રડી પડી

યુવક–તુ રડે છે શા માટે ? ત્હારા સૌભાગ્યચંદ્રનો ઉદય થયો છે

લક્ષ્મી–મ્હારે એવુ સૌભાગ્ય જોઇતુ નથી, તેમજ તમારૂ કવચ પણ જોઇતુ નથી તમે હનુમાનજીના પૂજારી છો–સેવક છો, તમે મ્હારા પિતાતુલ્ય છો. હુ અહિંથી જઉં છુ, મ્હને ક્ષમા કરો હુ નિરાધાર અબળા છુ

યુવક–ક્યા જઇશ ? મ્હે યુક્તિ પ્રયુક્તિથી તને અહિં શુ પાછી જવા દેવાને બોલાવી છે ?

લક્ષ્મી–તમે હનુમાનજીના પૂજારી છો ધર્મનુ સ્મરણ કરો અને પાપનુ પગલુ ન ભરો સતી શીયળવતી સન્નારીનુ અપમાન હનુમાનજી સહન કરશે નહિ

આમ કહીને લક્ષ્મી જેવી ચાલી જવા લાગી કે તરતજ પાપી યુવકે તેનો હાથ જોરથી પકડી રાખ્યો અબળા બૂમ મારી ઉઠી યુવકના સાથીદારે આગળ આવી તેનુ મુખ દબાવી દીધુ

જરા દૂર આવેલા એક વૃક્ષની છાયા પાછળ છુપાઇ રહીને હરિશ્ચંદ્ર આ સર્વ પ્રકાર જોઇ રહ્યો હતો જો કે લક્ષ્મી તેમજ યુવકની વાતચિત તે અક્ષરશ સમજી શક્યો નહિ તોપણ તેમના વર્તન તેમજ રીતભાત ઉપરથી તે એ સર્વ પ્રકારનુ મૂળ કારણ કળી ગયો તેને એમ લાગ્યુ કે ભયકર પ્લેગના જુલ્મથી ભય પામતી અબળાને રોગનો નાશ કરનાર કવચ આપવાનો લોભ દર્શાવીને એ યુવક નરપશુઓએ તેના સર્વસ્વનો નાશ કરવાને માટે તેને આવી ગભીર રાત્રિએ અહિં એકલી બોલાવી છે જે પાપી યુવક તેમજ અબળા લક્ષ્મી વચ્ચે ચાલતી વાતચિત સાભળીને ઘણો ઉશ્કેરાઇ જતો હતો અને જ્યારે પાપી યુવકે તથા તેના સાથીદારે એ અબળા પર જુલ્મ ગુજારવાની શરૂઆત કરી ત્યારે હરિશ્ચંદ્ર સિંહના જેવા જુસ્સાથી જે સ્થળે આ પ્રકાર ચાલતો હતો તે સ્થળે જઇ ચઢ્યો તેણે વિચાર કર્યો નહિ કે વિરૂદ્ધ પક્ષમા બે હૃષ્ટપુષ્ટ બળવાન યુવકો છે, અને પોતે એકલોજ છે

હરિશ્ચંદ્રને ત્યા આગળ આવી ચઢેલો જોઇને ઉપરોક્ત બન્ને નરપશુઓ લક્ષ્મીને છોડી દઇને હરિશ્ચંદ્રનો પશુબળથી મહાર કરવાને આગળ ધસ્યા

હરિશ્ચંદ્રે સતીના સતીત્વનુ રક્ષણ કરવાને માટે સકટ વ્હોરી લીધેલુ હોવાથી તેના શરીરમા અસાધારણ શક્તિએ પ્રવેશ કર્યો હતો બન્ને નરપશુઓ મહા મહિમામયી શક્તિને પ્રભાવે પાછા હઠવા લાગ્યા ! લક્ષ્મી મ્હોટેથી મદદાર્થે બૂમો માગવા લાગી

એકાએક હનુમાનજીના સેવકની એક મજ્બૂત થપ્પડ ગાલ પર વાગવાથી હરિશ્ચંદ્ર જમીન પર પટકાઇ પડ્યો બરાબર આજ સમયે બે કોન્સ્ટેબલ ત્યા હાજર થયા લક્ષ્મીએ રૂદન કરીને તેમને બન્નેને સઘળી હકીકત કહી સભળાવી કોન્સ્ટેબલોએ બન્ને નરપશુઓને ગિરફતાર કર્યા

હરિશ્ચંદ્ર હજી સુધી બેહોશ સ્થિતિમા પડેલો હતો એક કોન્સ્ટેબલે હરિશ્ચંદ્રના અગ તરફ આગળી કરી લક્ષ્મીને પૂછ્યુ –" આ માણસે પણ તમારા તરફ અત્યાચાર કર્યો હતો કે ? "

લક્ષ્મીએ નમ્ર સ્વરે કહ્યુ –' ના તેમણેજ મ્હારૂ રક્ષણ કર્યું છે જો તેઓ વખતસર ન આવી ચઢયા હોત તો આ પાપી પુરૂષો અત્યાર સુધીમા તો મ્હને કોઇ અધકારપૂર્ણ રાજ્યમા લઇ ગયા હોત તથા મ્હારા સર્વસ્વનો નાશ કરવાનો યત્ન આદરતા હોત "

એક કોન્સ્ટેબલે જઇને હરિશ્ચંદ્રના નાક પર હાથ મૂકી જોયો ત્યાર પછી તેનો હાથ પકડીને તેને હલાવ્યો હરિશ્ચંદ્ર મૂર્છિત થયો હતો ઘણા સમય સુધી તે ખુલ્લા વાયુમા પડી રહેલા હોવાથી તેનામા થોડી ઘણી ચેતના આવી હતી કોન્સ્ટેબલ તેનો હાથ હલાવ્યો એટલે તે ઉઠીને ઉભો થયો.

હરિશ્ચંદ્રે ઉભા થઇને ચારે દિશાએ દૃષ્ટિ કરી સઘળી હકીકત તેના સ્મરણમા આવી, તથા બન્ને નરપશુઓને તેણે પોલિસના હાથમા પકડાયલા જોયા, તેમજ સતીના સતીત્વનુ સરક્ષણ થયેલુ જાણી તેને ઘણો આનદ થયો તેણે કોન્સ્ટેબલને કહ્યુ –" આ રમણીને તમે ઘેર

પહોચાડી દેજો, હુ જાઉ છુ ”

કોન્સ્ટેબલો દક્ષિણી હતા, છતા તેઓ હરિશ્ચદ્રના ગુજરાતી વાક્યનો સારાશ સમજી શકયા, તથા તેઓને એમ પણ લાગ્યુ કે હરિશ્ચદ્ર તેમના મરાઠી વાકયો સમજી શકશે નહિ તેથી એક કોન્સ્ટેબલે ભાગી તૂટી હિંદી ભાષામાજ પૂછ્યુ –“ આ રમણીને તમે પિછાનો છો ? ”

હરિશ્ચદ્ર–ના

કોનસ્ટેબલ–તમે અહિ એકલા આવ્યા હતા ?

હરિશ્ચદ્ર–હુ શહેરની બ્હાર ફરવા નીકળી પડ્યો હતો એવામા આ રમણીને આ રસ્તે એકલી આવતી જોઇ મ્હને કૌતુહલ થયુ અને તેથીજ હુ તેની પાછળ પાછળ આવ્યો હતો

કોન્સ્ટેબલ–તમારે આ કેસમા સાક્ષી આપવી પડશે

હરિશ્ચદ્ર–જે હકીકત સત્ય છે, તે હુ શા માટે નહિ જાહેર કરૂ ?

કોન્સ્ટેબલ–તમારે પોલિસ ગેટ પર આવવુ પડશે તમે પરદેશી છો તેથી અહિં ક્યા સુધી રહો અને ક્યારે ચાલ્યા જાઓ તે જાણી શકાય નહિ માટે પોલિસ ગેટ પર આવી, ફોજદાર સાહેબ પાસે નામ ઠામ લખાવીને જ્યા જવુ હોય ત્યા બેલાશક ચાલ્યા જજો.

હરિશ્ચદ્ર–તમારા કહેવા પ્રમાણે હુ તમારી સાથે આવવાને તૈયાર છુ

પછીથી કોન્સ્ટેબલો બન્ને ગુન્હેગાર, લક્ષ્મી, તથા હરિશ્ચદ્રને સાથે લઇને શહેરમા ચાલ્યા ગયા

## પ્રકરણ ૯ મું.

### મનુષ્ય કે દેવતા ?

રાત્રીના દશ વાગ્યા હતા. પોલિસગેટનો ફોજદાર પોતાને ઘેર ગયો હતો બીજા બધા નોકરોમાથી કોઇ રસોઇ બનાવતો હતો, કોઇ આહાર કરતો હતો, કોઇ સુઇ રહ્યો હતો, તો કોઇ ગાયન

લલકારતો હતો ઘણાખરા કોન્સ્ટેબલો રોન ફરવાને માટે શહેરમા નીકળી પડ્યા હતા.

બન્ને કોન્સ્ટેબલોએ પોલિસગેટમા જઇ પહોચીને લક્ષ્મી તેમજ હરિશ્ચંદ્રને ગેટની સામે આવેલા એક વિશાળ વૃક્ષ નીચે બેસવાનુ કહ્યુ, તથા બન્ને નરપશુઓને તેમણે ગેટમા પહેરા નીચે રાખ્યા ત્યાર પછી એક કોન્સ્ટેબલ ફોજદાર સાહેબને બોલાવવા ગયો

ઠડો પવન વાતો હતો લક્ષ્મી અને હરિશ્ચદ્ર એક બીજાની સાથે બેઠા બેઠા કાઇ વિચાર કર્યા કરતા હતા

લક્ષ્મીએ એક વખત હરિશ્ચદ્ર તરફ દૃષ્ટિ કરી હરિશ્ચદ્રને જોતા તેનુ મુખ હરખાઇ જતુ હતુ ને મનમા એમ વિચારતી હતી કે–" પૃથ્વી પર આવા પરોપકારી યુવકો કેટલા છે? પારકાને માટે જે પોતાના જીવનની આહુતિ આપવાને તત્પર થાય છે એ તે મનુષ્ય કે સાક્ષાત દેવતા? અમે જ્યા બેઠા છીએ તે પૃથ્વી છે કે સ્વર્ગ છે?"

હરિશ્ચદ્ર પણ લક્ષ્મીનુ ચદ્રના પ્રકાશથી સુદર તેમજ પ્રકાશિત થયેલુ અપૂર્વ મુખ સ્થિર નેત્રોથી જોઇ રહ્યો હતો એ સોદર્ય તેના સદાનદ પ્રાણમા પ્રવેશ કરીને એક પ્રકારના મહાભાવની સૃષ્ટિ કરતુ હતુ તેને એવો વિચાર થયા કરતો હતો કે–' વિશ્વની સૃષ્ટિસ્થિતિ સહારકારિણી મ્હારી મા આ રમણીરૂપમા ઉછળી પડે છે મ્હારી મા જાણે કે અપૂર્વ સૌદર્યમયી છે! વિશ્વના લોકો સૌદર્યથી મુગ્ધ થાય છે તેથીજ મ્હારી માતા જીવને બાંધવને માટે ચદ્ર, સૂર્ય, ગ્રહ તારા વગેરેથી શોભી રહેલા ગગનમાથી તેમજ જીવ, જતુ, તરૂ તૃણ નદી, સાગર વગેરેથી શોભી રહેલી ધરણીમાથી હમ્મેશા સૌદર્યના સાધનોને સગ્રહ કરીને રમણીરૂપે દેખા દે છે તેથીજ વિશ્વનુ તન જેટલુ સૌદર્ય ન ગ્રહણ કરી લઇને પણ તે તિલોત્તમાની સૃષ્ટિ થાય છે એ સૌદર્ય ગ્રહણ કરીને મ્હારી મા કોઇ સમયે કન્યા, કોઇ સમયે ભગિની કોઇ સમય સ્ત્રી, તો કોઇ સમયે માતાના સ્વરૂપમા દર્શન દે છે તથા આ પૃથ્વીવાસીઓ મોહમુગ્ધ નયને એ સુદરતા જોઇ જોઇને મોહિત થાય છે, પરતુ અમારા તૃષિત નેત્રોની આકુળ દૃષ્ટિ

એ શરીર વિનાની સૌન્દર્ય રાણીને હૃદયમા રાખી શકે છે? ચિત્રકારની કલ્પના એ સ્થળે હવામા ઉડી જાય છે, મુખની ભાષા બોબડી બની જાય છે, વ્યાખ્યા નિર્વાક્ થઇ જાય છે એ ઇંદ્રિય અધિકારથી ઘણે છેટે નાચતી ફરે છે, પકડવા જતા પકડાતી નથી, બોલાવતા પાસે આવતી નથી ”

આવા વિચારો કરતા કરતા હરિશ્ચદ્રની આખોમા આસુ ભરાઇ આવ્યા, તે ભક્તિપૂર્ણ નમ્ર સ્વરે લક્ષ્મીને મા કહીને બોલાવવા જતો હતો એવામા એક કોન્સ્ટેબલ આવીને લક્ષ્મી તથા હરિશ્ચદ્રને ગેટમા બોલાવી ગયો

ગેટમા એક ખુરશી પર એક ગુજરાતી ગૃહસ્થ બેઠો હતો તે ફોજદાર હતો. તેની ઉમ્મર પણ ઘણી મ્હોટી જણાતી હતી પાસે પડેલા એક ટેબલ ઉપર ઉજ્વળ દીપક સળગી રહ્યો હતો.

તેજસ્વી કિશોર તેમજ કિશોરી આવીને ટેબલ પાસે ઉભા રહ્યાં ફોજદાર એક વખત તેમને બરાબર જોઇ લઇને બનેલા પ્રકાર સબધી પ્રશ્નો કરવા લાગ્યો. લક્ષ્મી તથા હરિશ્ચદ્રે તેમને જે જે પ્રશ્નો પૂછવામા આવ્યા તેના ઉત્તર આપ્યા.

ફોજદારે હરિશ્ચદ્રને પૂછ્યુ –“ તમે ગુજરાતી છો છતા આ દક્ષિણી રમણી સાથે તમારી મુલાકાત કેવી રીતે થઇ ? ”

હરિશ્ચદ્ર–તેનો ખુલાસો તો મ્હે કર્યો છે

ફોજદાર–તમારા ખુલાસા ઉપર હુ વિશ્વાસ મૂકી શકતો નથી.

હરિશ્ચદ્ર–ત્યારે તમે શુ ધારો છો ?

ફોજદાર–ધારવાનુ કાઇ રહ્યુ નથી, સઘળુ સાબિત થઇ ગયુ છે તમે બન્ને જણા નાસી જતા હતા, હનુમાનજીના પૂજારી મહારાજ તથા તેમના સાથી એ રસ્તે થઇને આવતા હતા, તેમણે તમને જોયા તેથી પોલિસને સ્વાધીન કરી દીધા છે

હરિશ્ચદ્ર–અમે શા હેતુથી નાસી જતા હતા ?

ફોજદાર–તમારી પાપી વાસનાને વશ કરવાના હેતુથી.

હરિશ્ચદ્ર–માતા પુત્ર વચ્ચે પાપી વાસના હોવી સભવિત છે

કે ? ફોજદાર સાહેબ ! આ મ્હારી મા છે !

ફોજદાર ચમક્યો લક્ષ્મીએ નીચું જોયું ફોજદારે પૂછ્યું –" તમે અહિં શું કામ કરો છો ? "

હરિશ્ચંદ્ર–કાંઇ કામ કરતો નથી, અહિં હું મ્હારા મ્હોટા ભાઇ પાસે આવ્યો છું

ફોજદાર–તમારા ભાઇ અહિં રહે છે કે ?

હરિશ્ચંદ્ર–હા, તેઓ સરકારી ડૉકટર છે

ફોજદાર–કોણ, રજનીચંદ્ર ?

હરિશ્ચંદ્ર–હા.

ફોજદાર રજનીચંદ્રને પિછાનતો હતો ન્યાયાધીશ સાહેબને ત્યાં એક વખતે તેણે રજનીચંદ્રને ન્હાપાણી કરતા જોયો હતો, તથા ત દિવસથી તે એમ પણ જાણતો હતો કે ન્યાયાધીશ સાહેબની સાથે તેને મિત્રાચારી છે

ફોજદારે થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યો પછીથી કહ્યું – ' તમે મનમાં માઠું લગાડશો નહિ કેસની ખરી હકીકત જાણવાને માટે અમારે કેટલાક ખરા ખોટા પ્રશ્નો પૂછવા પડે છે હ, પરંતુ હજી મ્હારે તમને એક પ્રશ્ન પૂછવાનો છે "

હરિશ્ચંદ્ર–બેલાશક પૂછો

ફોજદાર–જો આ કેસને કોર્ટ સુધી લઇ જવામાં આવે તો આ રમણીને કાંઇ હરકત છે ?

હરિશ્ચંદ્ર–શી હરકત ?

ફોજદાર–કદાચ તેનો પતિ તેને ઘરમાં ન રાખે તથા તેને માથે મિથ્યા કલંક મૂકે તો ?

હરિશ્ચંદ્ર–તમે વયોવૃદ્ધ તેમજ અનુભવી છો, જેમ ઠીક લાગે તેમ કરો

દેવ દેવીના નામે સાધારણ જનસમાજ તરફ મંદિરના પૂજારીઓ, સેવકો વગેરેને જે પ્રમાણે દ્રવ્ય પ્રાપ્તિ થાય છે તે જ પ્રમાણે આ સમયે ઉપરોક્ત હનુમાનજીના સેવક તરફથી ફોજદારને પણ થોડું-

ઘણુ દ્રવ્ય મળ્યુ હતુ, તથા ભવિષ્યમા વિશેષ પ્રાપ્તિ થાય એવી તેને આશા હતી

અતે ફોજદારે આ વાત છુપાવી રાખવાનો લક્ષ્મી તેમજ હરિશ્ચદ્રને ઉપદેશ આપ્યો, તથા રજનીચદ્ર આગળ પણ આ વાત નહિ કરવાનુ તેણે હરિશ્ચદ્રને કહ્યુ હરિશ્ચદ્ર તે પ્રમાણે વર્તવાને કબૂલ થયો

પછીથી એક કાન્સ્ટેબલને સાથે લઇને હરિશ્ચદ્ર લક્ષ્મીને તેને ઘેર મૂકી આવ્યો જ્યારે તે લક્ષ્મીને તેને ઘેર પહોચાડી તેની વિદાય લઇ પાછો ફર્યો ત્યારે લક્ષ્મી દયાજનક દૃષ્ટિથી હરિશ્ચદ્રની તરફ જોઇ રહી! હરિશ્ચદ્ર સ્વચ્છદ ચિત ઘર તરફ ચાલ્યો આવ્યો

તે જ્યારે ઘેર આવી પહોચ્યો ત્યારે મધ્યરાત્રી થઇ હતી

રસોઇઆએ પૂછ્યુ -" અત્યાર સુધી કયા ગયા હતા ?"

હરિશ્ચદ્ર-શહેરમા ફરતો હતો

રસોઇઓ-આવા વિદેશમા અત્યાર સુધી ફર્યા કરવુ સારૂ કે '

હરિશ્ચદ્ર-ભાઇ કાઇ બોલ્યા હતા '

રસોઇઓ-ના તેઓ મધ્યા સમય પછી હમ્મેશા ઘેરથી ચાલ્યા જાય છે, રાત્રે કદાપિ ઘેર સૂઇ રહેતા નથી

પછીથી રસોઇઓ મનમાને મનમાજ બોલ્યો કે-' એ પણ તમારાજ ભાઇને! તમે આવતાની સાથેજ જ્યારે મધ્યરાત્રિ સુધી ભટક્યા તો પછી આવતી કાલથી તો તમારો પત્તોજ નહિ લાગે "

## પ્રકરણ ૧૦ મું.

### પુષ્પાવતીની મોહજાળ !

રજનીચદ્ર સાથે પુષ્પાવતીએ બીજે દિવસે સ્હવારે આવીને હરિશ્ચદ્રનુ ગાન સાભળી જવાની વાત કરી હતી, પરતુ સ્હવારે સગીતનુ માધુર્ય સર્વાશે પ્રકાશ પામતુ નથી તેથી કરીને પુષ્પાવતી સ્હવારે નહિ આવતા મધ્યા સમય થઇ ગયા પછી આવી

એ દિવસે આકાશ સ્વચ્છ હતુ, તથા ચદ્રકિરણોથી દિશાઓ

પ્રકાશી રહી હતી

પુષ્પાવતી જ્યારે રજનીચંદ્રને ઘેર આવી પહોચી ત્યારે પ્રથમની સલાહ પ્રમાણે રજનીચંદ્ર ઘેર નહોતો રજનીચંદ્ર જાણુતો હતો કે, પુષ્પાવતી શિક્ષિતા છે. પુષ્પાવતી પ્રેમમયી છે માત્ર વિશુદ્ધ પવિત્ર સંગીત સાભળવાનોજ તેનો એક ઉદ્દેશ છે

પુષ્પાવતી આવી કે તરતજ નોકરે રજનીચંદ્રના દિવાનખાનાના દ્વાર ઉઘાડી નાખ્યા પુષ્પાવતીએ દિવાનખાનામા એક ખુરશી ઉપર બેસીને પૂછ્યુ –' ડૉક્ટર સાહેબ ક્યા ગયા છે ? '

નોકર–બ્હાર ગયા છે

પુષ્પાવતી–ડૉક્ટર સાહેબના ભાઇને બોલાવ

નોકરે જઇને આ સમાચાર હરિશ્ચંદ્રને કહ્યા આ સમયે હરિશ્ચંદ્ર પ્રાણાયામનુ કાર્ય સમાપ્ત કરી રહ્યો હતો તેણે રસોઇઆને પૂછ્યુ –" એ ભૂતડી કોણ છે ? "

રસોઇઓ–સાહેબ ! એ ગુજરાતી મેમસાહેબ છે

હરિશ્ચંદ્ર–અહિં કેમ આવે છે ?

રસોઇઓ–હુ શુ જાણુ સાહેબ ? ! મ્હે સાભળ્યુ છે કે, ઈંગ્રેજી ભણેલા માણસો સાથે બેસીને આનંદ ઉડાવે છે ! ડૉક્ટર સાહેબ તથા મેમસાહેબ પણ એક બીજાની સાથે આનંદ ઉડાવે છે એમા કાઇ પાપ લાગતુ નથી

હરિશ્ચંદ્ર–ભૂતડીનુ ચરિત્ર તો સારૂ છે ને ?

રસોઇઓ–મહિને માત્ર સાત રૂપરડી કમાતો હુ એક ગરીબ રસોઇઓ એ બધી હકીકત ક્યાથી જાણી શકુ ?

હરિશ્ચંદ્રની પુષ્પાવતી પાસે જવાની જો કે બિલકુલ ઇચ્છા નહોતી તથાપિ એ આ દેશના સભ્યતાના નિયમો નહિ જાણુતો હોવાથી કદાચ તેની પાસે પોતે ન જાય તો તેનુ અપમાન કર્યાનો અપરાધ ગણાય તેમજ ભાઇનો ઠપકો મળે એવા વિચારથી તે તેની પાસે ગયો પુષ્પાવતીએ સ્મિત હાસ્ય કરી આકર્ષક સ્વરે કહ્યુ – " આવો બેસો, હુ ઘણા સમયથી આપની રાહ જોતી બેસી રહી છુ ! "

આ વાક્યનો શું ઉત્તર આપવો તે હરિશ્ચંદ્ર વિચારી શકયો નહિ. જે વાતનો તે વિચાર કરવા જતો હતો તે વાત તેના પેટમાજ ડુબી જતી હતી. તે કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય એક ખુરસી ઉપર બેઠો.

પુષ્પાવતીએ કહ્યું –“ આપ મધુર સ્વરે ગાઇ શકો છો, તેથી હુ આપનુ ગાન સાભળવા આવી છુ, માટે કૃપા કરીને હારમોનિયમ સાથે એક ગાન ગાઓ ”

હરિશ્ચંદ્રે નમ્ર સ્વરે પૂછ્યુ –“ હું હારમોનિયમ સાથે ગાઇ શકુ છુ, એમ તમને કોણે કહ્યુ ? ”

પુષ્પાવતી–તમારા ભાઇએ–ડૉક્ટર સાહેબે

હરિશ્ચંદ્ર ચમકયો પુષ્પાવતીએ હસીને કહ્યુ –“ તમે શા માટે શરમાઓ છો ? ગાન અતિ પવિત્ર વસ્તુ છે એ સ્વર્ગીય પદાર્થ છે. કોઇની પાસે ગાવામા શરમ રાખવાનું કારણ નથી ! ”

હરિશ્ચંદ્ર હારમોનિયમ ઉઘાડી તેને વગાડવા લાગ્યો અને સાથે સાથે મધુર તેમજ ઉચ્ચ કંઠે ગાવા લાગ્યો —

“ હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણાસિંધુ ગ્રહો કર મારો, હરિ૦
સાકડાના સાથી શામળિયા, છો બગડયાના બેલી,
શરણ પડયો ખળ અમિત કુકરમી, તદપી ન મૂકો ઠેલી હરિ૦
નિજજન જુઠાની જાતિ જન્યા, સાખો છો શ્રી રણછોડ,
શૂન્ય ભાગ્યને સફળ કરો છો, પૂરો બિરદ બળ કોડ હરિ૦
અવળનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાય હારી,
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુખ દુકૃતહારી હરિ૦
વિનતિ વિના રક્ષક નિજજનના, દોષ તણા ગુણ માનો,
સ્મરણ કરતા સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. હરિ૦
વિકળ પરાધિન પીડા પ્રજાળો, અંતરનું દુખ જાણો,
આરત બંધુ સહિષ્ણુ અભય કર, અવગુણ ઉર નવ આણો હરિ૦
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રિતમ ગિરધારી,
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. હરિ૦ ”

હારમોનિયમની સાથે હરિશ્ચંદ્રનો મધુર કંઠ પણ મળી જઇને ગાન

ગવાતુ હતું હરિશ્ચંદ્રે ઘણા સમય સુધી ગાન ગાયુ, ત્યાર પછી તેણે કપાળ ઉપર ઉપસી આવેલાં સ્વેદાણુઓ સાફ કરી નાખ્યા

પુષ્પાવતીએ કહ્યુ –“ આપનો કંઠસ્વર અને આપની હારમોનિયમ વગાડવાની છટા અતિ પ્રશસનીય છે, પરતુ ગાન ઘણુજ અરૂચિકર થઇ પડે એવુ છે–સુશિક્ષિત લોકો આવુ ગાન ગાતા નથી. ”

હરિશ્ચદ્ર સમજી શકયો નહિ કે આ ભકિતરસથી પરિપૂર્ણ ગાન અરૂચિકર કેમ નિવડયુ ? તે કાઇ બોલ્યો નહિ આશ્ચર્યપૂર્ણ નજરથી તેણે પુષ્પાવતીના મુખ તરફ દૃષ્ટિ કરી પુષ્પાવતીનો કંઠસ્વર કાઇક કપી ઉઠ્યો તેણે કહ્યુ –“ આપ આ ગાનનો વિષય સમજતા હો એમ લાગતુ નથી ! એ દેવ દેવાદિનુ નામ કાને પડતા વૃદાવન, યમુના તટ, કદબવૃક્ષ–માફ કરજો બીજુ બોલી શકીશ નહિ–એ સઘળી અરૂચિકર અને અશ્લીલ કથા યાદ આવે છે તે ઉપરાત દેવની પૂજા, ઇશ્વરનું ભજન, ભોગનુ પાત્ર વગેરે ઘણી અરૂચિકર કથાનુ સ્મરણુ થાય છે અરેરે ! એક શિક્ષિત ગૃહસ્થના ઘરમા એક શિક્ષિતા મહિલાની આગળ આ ગાન બીજા કોઇએ ગાયુ હોત તો આટલે તો મ્હને ક્યારનીય મુર્ચ્છા આવી હોત, પરતુ હુ તમને ચ્હાઉં છુ–મ્હારા પ્રાણથી પણુ વિશેષ ચ્હાઉં છુ તેથી અત્યારસુધી સ્થિરતાથી બેસી રહી છુ આ દાસીની સવિનય વિનતિ છે કે, ફરીથી કદાપિ આવુ ગાન ગાશો નહિ હુ મ્હોટી આશા રાખીને આપની પાસે આવી છુ, માટે ફરીથી બીજુ એક ઉત્તમ ગાન ગાઇને મ્હારા આશાતપ્ત હૃદયને શીતળ કરો ”

હરિશ્ચદ્ર પુષ્પાવતીના આ વચનોનો અક્ષરશ અર્થ સમજી શકયો નહિ તેણે પૂછયુ –“ ત્યારે કેવુ ગાન ગાઉં ? ”

પુષ્પાવતીએ એક વિદ્યુતના જેવો કટાક્ષ ફેકી કહ્યુ –“ પ્રેમ સગીત ગાઓ આપ શુ નથી જાણુતા કે પ્રેમજ જગતનુ બધન છે ! પ્રેમ પવિત્ર છે પ્રેમ સિવાય જગતનુ કાઇ પણુ અસ્તિત્વ નથી ”

હરિશ્ચદ્રે વિચાર્યું –“ ઇંગ્રેજી શિક્ષણથી મનુષ્યનુ મસ્તક ફરી જતુ હશે કે શુ ! ? જે વાત કહે છે તે પણુ પૂરેપૂરી સમજાતી નથી

સ્વભાવ તેમજ ચરિત્ર તો કોઇ ઉન્માદિનીના જેવા જણાય છે !" આવો વિચાર થયા છતા હરિશ્ચંદ્ર એક ગુજરાતી મેમસાહેબની વિનતિનો અસ્વીકાર કરી શક્યો નહિ ઘણા સમય સુધી વિચાર કરી તેણે હારમોનિયમ સાથે સૂર મેળવી નેત્રો મીંચી ફરીથી ગાવા માડયુ

ભક્તિ ભાવેથી કરી લે રૂડા રામની,
રૂડા રામની કરી ,સેવીતા રામનીરે ભક્તિ૦
વૈભવ ત્હારા બહુ, વિખરાઇ જાશેસહુ,
માળા તુ ધરી લે હેતે, હરી નામનીરે (૩) ભક્તિ૦
વ્રજવાસીના જશ નવ ગાયા,
કાચી આ કાયા ત્હારી શું કામનીરે (૩) ભક્તિ૦

દિવાનખાનામા ઉજ્વળ ટેબલ લેમ્પનો દીપક સળગી રહ્યો હતો એ દીપકની જ્યોતિથી હરિશ્ચંદ્રનુ મુખમંડળ જ્યોતિપૂર્ણ જણાતુ હતુ, તેના કપાળ ઉપર મોતીના દાણા જેવા પસીનાના બિંદુઓ ઉપસી આવ્યા હતા કિન્નર-કંઠનો મધુર સ્વર પ્રત્યેક લહરિ સાથે ક્રીડા કરી રહ્યો હતો. વિલાસ વાસનામયી પુષ્પાવતી સ્થિર દૃષ્ટિથી આ સર્વ દેખાવનુ દર્શન કરી રહી હતી-ધડકતી છાતીએ ગાન સાભળી રહી હતી તેના હૃદયમા એક પ્રકારની ઉચ્છૃંખલ વિલાસવાસના ઉત્પન્ન થઇ આવી તે કંપવા લાગી હરિશ્ચંદ્રનુ ગાન સમાપ્ત થયું

પુષ્પાવતીએ કંપિત કંઠે કહ્યું-" આપનુ ગાન સ્વર્ગની વસ્તુ સમાન જણાય છે મ્હને એમ લાગે છે કે, આપ આ સ્વર્ગીય સંગીત ગાતા ગાતા સૌંદર્યના દેવતા રૂપે મ્હારૂ હૃદય હરી લેતા જાઓ છો "

હરિશ્ચંદ્રે સ્મિત હાસ્ય કરી કહ્યુ-" તમને સંતુષ્ટ થયેલા જોઈ મ્હને ઘણો આનંદ થયો છે "

પુષ્પાવતી-મ્હારી એક પ્રાર્થના સ્વીકારશો કે ?

હરિશ્ચંદ્ર-શી પ્રાર્થના ? કહો જોઇએ ?

પુષ્પાવતી-આપ જ્યા સુધી અહિં રહો ત્યાં સુધી હમ્મેશાં એક વખત મ્હારે ત્યા પધારશો કે ? આ દાસીના સ્થાનને આપના પવિત્ર પગલાથી પાવન કરશો કે ?

હરિશ્ચંદ્ર—શા માટે ?

પુષ્પાવતી—તમારા ગાને મ્હને ગાંડી બનાવી દીધી છે

હરિશ્ચંદ્ર—જે ગાન સાંભળવાથી પોતાનું મન દીવાનું બની જાય છે એ ગાન નહિ સાંભળવામાંજ કલ્યાણ છે

પુષ્પાવતી—તમારો જીવ ઘણો કઠિન જણાય છે

આ સમયે બ્હાર કાંઇ કોલાહલ થતો માલૂમ પડ્યો જાણે કે નોકરોની બૂમોથી સમસ્ત બંગલો ધ્રુજી ઉઠ્યો હરિશ્ચંદ્ર આશ્ચર્ય પામીને બોલી ઉઠ્યો—"શું બન્યું છે ?"

પુષ્પાવતી—નોકર ચાકરો આપસ આપસમાં તકરાર કરતા જણાય છે એ તરફ ધ્યાન આપવાની આપણને શી જરૂર છે ?

આ વાક્ય પ્રતિ લક્ષ્ય આપ્યા સિવાય હરિશ્ચંદ્ર ઉઠીને સફાળો બ્હાર ગયો શો પ્રકાર બન્યો છે તે જોવાને માટે પુષ્પાવતી પણ રજનીચંદ્રના બંગલાના છજામાં આવીને ઉભી રહી.

પૃથ્વી પર ઉજ્વલ જ્યોત્સ્ના પ્રકાશી રહી હતી એક અજાણ્યો વૃદ્ધ આવીને બંગલામાં પેસવાનો યત્ન કરી રહ્યો હતો—તેનું શરીર તદ્દન હાડપિંજર જેવું હતું નોકર તેને બ્હાર કાઢી મૂકતો હતો, પરંતુ તે કોઇ પણ પ્રકારે બ્હાર નીકળતો નહોતો તે નમ્રતાથી કહેતો હતો કે—"હું રોગનો ભોગ થઇ પડ્યો હતો, તથા સરકારી દવાખાનામાં રહેતો હતો, દશ દિવસથી હું રોગના પંજામાંથી બચી ગયો છું આખી આલમમાં મ્હારૂં કોઇ નથી." પરંતુ નોકર તેના વચનો તરફ દુર્લક્ષ્ય કરી તેને હાંકી કાઢવાનોજ યત્ન કરતો હતો.

હરિશ્ચંદ્ર ભૂખથી રીબાતા એ નિરાધાર વૃદ્ધ પાસે જઇ પહોચ્યો, તથા મધુર કંઠે તેણે પૂછ્યું—"તમે અહિં કેમ આવ્યા છો ?"

પુષ્પાવતીએ છજામાંથીજ હરિશ્ચંદ્રને સંબોધીને મ્હોટે અવાજે કહ્યું—"આપ આ તરફ આવતા રહો. તેને શો રોગ થયો હશે એ કાંઇ કહી શકાય નહિ. વળી તેનો ચહેરો જોતાં એમ માલૂમ પડી આવે છે કે, હજી તેનો રોગ દૂર થયો નથી જલદી આવતા રહો, જલદી આવતા રહો—કદાચ કોઇ ચેપી રોગ હશે તો સત્યાનાશ વળી

જશે. મ્હને ઘણો ભય લાગે છે ”

હરિશ્ચંદ્રે પુષ્પાવતીના વચનો તરફ તદ્દન દુર્લક્ષ્ય કર્યું. વૃધ્ધે તેને કહ્યું –“ ભાઇ ! મ્હે આખા દિવસમા કાંઇ ખાધુ નથી. ”

નોકર કર્કશ કંઠે બોલી ઉઠ્યો –“ અહિં કાંઇ કોઇએ ત્હારે માટે ખાવાનુ કરી રાખ્યુ છે ? જલ્દીથી ચાલ્યો જા નહિ તો પોલિસને બોલાવી તેને સ્વાધીન કરીશ. ”

વૃદ્ધ–અરેરે ! મ્હારામા ઉભા રહેવાની શક્તિ નથી આ જુઓ, મ્હારા પેટમા પાચ શેરનો ખાડો પડ્યો છે મ્હને કાંઇ ખાવાનુ આપો

નોકર–હમણા હુ તને ડંડાથી ખાવાનુ આપુ છુ, ઉભો રહે સાલા !

“ અરે ભાઇ ! આટલો બધો ગુસ્સે કેમ ભરાય છે ? ” આમ કહીને હરિશ્ચંદ્રે રસોઇઆને બૂમ મારી રસોઇઓ આવ્યો એટલે તેણે તેને પૂછ્યુ –“ આ ભૂખ્યા ડોસાને કાંઇ ખાવાનુ આપી શકશો ? ”

રસોઇઓ-હમણા ક્યાથી આપી શકુ ? એના જેવા ઘણા ડોસાઓ ખાવાને તૈયાર છે તમે એને અહિંથી વૃંદાવન કે મથુરા રવાના કરી દ્યો જો દાક્તર સાહેબ એને જાશે તો આપણા બધાના પર ગુસ્સે ભરાશે

પુષ્પાવતી–ખરી વાત છે, એવા માણસોને આશ્રય આપવાથી નિરાકાર ઇશ્વર ઘણા નારાજ થાય છે

“ પરંતુ અમારા દેવ એને આશ્રય ન આપીએ તો અમારા પર ઘણા નારાજ થાય છે ” આમ કહી હરિશ્ચંદ્ર તેને પોતાને માટે જે ઓરડો નક્કી થયો હતો તેમા ગયો અને ઘેરથી જે રૂપિયા લઇને તે નીકળ્યો હતો તેમાથી સઘળુ ખરચ બાદ કરતા બાકી જે સાત આના વધ્યા હતા તે પૈસા બ્હાર લઇ આવ્યો તે પછી વૃદ્ધને સંબોધીને તેણે કહ્યુ –“ મ્હારી સાથે બજારમા ચાલો હુ તમને ખાવાનુ અપાવુ છુ ”

વૃદ્ધ–ભાઇ ! હુ મહા મુશ્કેલીથી અહિં સુધી ચાલીને આવ્યો છુ હવે બજાર સુધી ચાલીને આવવાની મ્હારામા શક્તિ નથી. મ્હારૂ સર્વ શરીર ધ્રુજે છે–પેટમા હજુ સુધી અનાજનો દાણો સરખો

પડ્યો નથી.

હરિશ્ચંદ્રે એ વૃદ્ધનો હાથ પકડી તેને એક સારે સ્થાને લઇ જઇને બેસાડ્યો, અને પછી તે બજારમા જઇ ઝડપથી ખાવાનુ બધાવી લાવ્યો, તેમજ તે સાથે એક લોટો ભરીને પાણી પણ વૃદ્ધ આગળ મૂક્યુ બજારમાથી તે પાચ આનાનુ ખાવાનુ લઇ આવેલો હોવાથી તેની પાસે બે આનાના પૈસા બચ્યા હતા તેથી એ પૈસા તેણે વૃદ્ધને બીજે દિવસે ભોજનને માટે આપીને કહ્યુ –" હવે તમે ક્યા જશો ? "

વૃદ્ધ-ભાઇ જેવી રીતે તમે મ્હારૂ રક્ષણ કર્યું છે, તેવીજ રીતે પરમાત્મા પણ તમારૂં હમ્મેશા કલ્યાણ કરશે હવે તમે બગલામા જાઓ, મ્હારે માટે ઇશ્વરે આટલા બધા વૃક્ષો બનાવ્યા છે

હરિશ્ચદ્ર ચાલ્યો ગયો તે સમયે રજનીચદ્ર ઘેર આવીને પુષ્પાવતી સાથે વાતચિત કરતો હતો, તેથી હરિશ્ચદ્ર રસોડામા જમવા ગયો

## પ્રકરણ ૧૧ મું.

### નિષ્કામ સ્નેહ

વર્ષાઋતુની લતા પ્રમાણે પુષ્પાવતીની વિલાસવાસના વધી પડી તે હરિશ્ચદ્રને વ્હાવા લાગી હરિશ્ચદ્ર તેનો આરાધ્ય દેવતા બની ગયો, પરતુ શિકાર કરવાને તૈયાર થઈ રહેલા શિકારીને જોતાજ હરિણીના બચ્ચાઓ જે પ્રમાણે દૂર નાસી જાય છે તે પ્રમાણે હરિશ્ચદ્ર પણ તેનાથી દૂર નાસતો હતો તેનુ હૃદય વિશ્વમાતાની સ્તનસુધાધારાથી સિચિત થયેલું હતું-તે રમણી માત્રનેજ માતાની મૂર્તિ સમાન માનતો હતો એ સૌદર્યથી કદાપિ તેના હૃદયમા સહજ પણ કલકનુ ચિહ્ન અકિત થતુ નહોતું, ઉલટુ એ સૌદર્ય જોવામા આવતા તેનુ હૃદય માતૃભક્તિથી ઉછળી જતુ હતુ !

ત્યાર પછી એક મહિનો વીતી ગયો છે, પુષ્પાવતી જેટલી તેની વાસનાના વિષમાં બળી મરે છે, તેટલો હરિશ્ચદ્રને બાધવાને માટે શ્રમ

કરે છે, પરંતુ હરિશ્ચંદ્ર તેટલોજ પાછો હઠે છે. પહેલા તો તે પુષ્પાવતીના બોલાવવાથી તેને ત્યાં જતો આવતો હતો, પરંતુ હવે તે પુષ્પાવતીના મનનો ભાવ સમજી ગયો તેથી ધીમે ધીમે તે તેને ત્યાં જવાનું ઓછું કરી નાખવા લાગ્યો હવે તે આમંત્રણ મળવા છતાં પણ તેને ત્યાં જતો નથી, પરંતુ જે દિવસે તે ઘણી સપડામણમાં આવી જાય છે, તે દિવસે તેને નિરૂપાયે જવું પડે છે

શ્રાવણની પૂર્ણિમાનો આજે દિવસ હતો શહેરમાં ઝુલન પૂર્ણિમાના આનંદનું તોફાન ચાલી રહ્યું હતું આકાશ વાદળા વિનાનું હતું–ચારે દિશાએ જ્યોત્સ્નાનો પ્રકાશ ફેલાઈ રહ્યો હતો

અત્યારે પુષ્પાવતીના પ્રસ્ફુટિત પંકજ જેવા નેત્રો પણ હરિશ્ચંદ્રના મુખ ઉપર સ્થપાઈ ગયા હતા વાયુના સ્પર્શથી તેના કેશકલાપની કેટલીક લટો તેના કપાળ પ્રદેશ પર ફેલાઈ જઈને નૃત્ય કરતી હતી. હૃદયના આવેગથી ઉન્મત્ત બનેલા પ્રાણે, કંપિત કંઠે, પુષ્પાવતીએ હરિશ્ચંદ્રને કહ્યું –" એક ગાન ગાઓ "

હવે પુષ્પાવતી હરિશ્ચંદ્રને "તમે" "તમારા" વગેરે શબ્દોથી સંબોધતી હતી, તથા હરિશ્ચંદ્રને પણ વિનતિ કરી એવા સંબોધન વાપરવાનું કહેતી હતી

હરિશ્ચંદ્ર પુષ્પાવતીના દૃઢ આગ્રહથી આજે તેને બંગલે ગયો હતો બંગલાની આસપાસ આવેલા પુષ્પોદ્યાનમાં બે આસનો ઉપર બન્ને જણા બેઠા હતા ફુવારામાંથી સ્વચ્છ જળ ઉડી રહ્યું હતું સુગંધિત પવન ફુંકાતો હતો હરિશ્ચંદ્રે હારમોનિયમ વગાડવા માંડ્યું

એકાએક એક વૃક્ષની ડાળ પર કોયલે મધુર ટહુકો કર્યો હરિશ્ચંદ્ર પણ ગાવા લાગ્યો કે –

માલીકના બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના, સૌ બાજી એને હાથ
ગમ્યાનું બંધે આવી મળતું ખાજ્યું નવ કોઈનાથી ખળતું,
જગત માત્ર તેને આધીન, છે અનાથના જે નાથ

નહિં પીડ આ પોતાતણો, પોતાનું કાઇ નવ જાણવુ,
સૌએ શુભાશુભ કર્મને, પોતા તણુંજ પ્રમાણવુ
ચિત્રકાર

પુષ્પાવતી આવેશભરી દૃષ્ટિથી ચન્દ્રની જ્યોતિથી જ્યોતિપૂર્ણ થઇ રહેલા હરિશ્ચન્દ્રના સુકોમળ મુખનુ દર્શન કરી રહી હતી પ્રત્યેક ક્ષણે તેને હરિશ્ચન્દ્રના લાલચોળ અધરોષ્ઠને ચુમ્બન કરવાની ઇચ્છા થતી હતી. હરિશ્ચન્દ્રે ગાન પૂર્ણ કર્યું, પુષ્પાવતી ઉઠીને પોતાના બન્ને હાથ હરિશ્ચન્દ્રના ગળામા નાખી તેને આલિંગન કરવા આગળ ધસી.

બાણથી વિંધાયલો સિંહ જે પ્રમાણે ભયકર ગર્જના કરી કૂદકો મારે તે જ પ્રમાણે હરિશ્ચન્દ્રે પાછળ કૂદી પડીને કહ્યુ—"કેમ મા ! મ્હારા ઉપર આવી અવકૃપા કેમ ? હુ તો તમારો પુત્ર છુ "

પુષ્પાવતી ઉઠી ઉભી થઇ આ સમયે તેની મૂર્તિ દીવાનીના જેવી જણાતી હતી તેણે કહ્યુ —" જીવનાધાર ! મ્હને જીવથી મારશો નહિ, હુ તમારીજ છુ ! તમે ધારો છો કે, તમારા ભાઇ સાથે હુ પ્રેમમા પડી છુ—પરતુ તેમ નથી પુષ્પાવતી તમારા સિવાય આ જગતમા અન્ય કોઇને ચ્હાતી નથી જીવનદીપ ! મ્હારી રક્ષા કરો તમે દ્રવ્ય કમાઈ શકો તેમ નથી તેથી શી હરકત છે ? મ્હને પ્રત્યેક માસે ઘણો સારો પગાર મળે છે એ પગારની રકમમાથી તમારૂ તેમજ મ્હારૂ જીવન મહા સુખમા પસાર થશે મ્હારૂ એકઠુ કરેલુ દ્રવ્ય પણ ઘણુ છે હુ તમારા ચરણમા એ સઘળુ અર્પણ કરીશ તમે મ્હારા થાઓ હુ તમારી દાસી થવામા પણ મ્હારૂ મ્હોટુ સૌભાગ્ય સમજુ છુ "

ગભીર અમાવાસ્યાની રાત્રિએ પ્રેતમૂર્તિના દર્શનથી પથિક જે પ્રમાણે ભય પામી પલાયન કરી જાય તે જ પ્રમાણે હરિશ્ચન્દ્ર પણ ગભરામણમા પોતાનુ સમસ્ત ગ્નાન ભૂલી જઇ જલદીથી પુષ્પોદ્યાનમાથી બ્હાર નીકળી પડી, ભાઇના બગલા તરફ નાસી છૂટયો



## પ્રકરણ ૧૨ મું.



### પરોપકારનો બદલો.

આ ઘટનાને બીજે દિવસે રાત્રે વાળુ વગેરે થઇ ગયા પછી રજનીચદ્રે હરિશ્ચદ્રને પોતાની પાસે બોલાવીને કર્કશસ્વરે પૂછ્યુ – "અહિં તુ શો વિચાર કરીને આવ્યો છે ?"

હરિશ્ચદ્રે નમ્રસ્વરે ઉત્તર આપ્યો –" ઘેર શાન્તિ નથી–સુખ નથી, તેથીજ અહિં આવ્યો છુ વળી તમે ઘરખરચ પણ મોકલતા નથી તે માટે ફરિયાદ કરવા આવ્યો છુ !"

રજનીચદ્ર–હવે ત્હારે અહિં રહેવાનુ નથી

હરિશ્ચદ્ર–ત્યારે ક્યા જવાનુ છે ?

રજનીચદ્ર–ઘેર

હરિશ્ચદ્ર–મ્હે તમને કહ્યુ તો ખરૂ કે ઘેર સુખશાન્તિ નથી, અને તે એટલે સુધી કે ચચળભાભી સુકુમારને મ્હારી પાસે આવવા પણ દેતા નથી

રજનીચદ્ર–ત્હારા જેવાને માટે એનો પુરષ્કાર યોગ્યજ છે

હરિશ્ચદ્ર ચમકી ઉઠયો તેનુ સદા પ્રફુલ્લિત રહેતુ મુખ મ્લાન બની ગયુ તે સમજી શક્યો નહિ કે તેણે શો ગુન્હો કર્યો છે ! પરતુ તેનાથી કોઇ ગુન્હો થયો છે, અટલુ તો તે સમજી શક્યો કારણ કે વિના અપરાધે તેના ભાઇ તેની ઉપર ગુસ્સે ભરાય તેમ નહોતું. હરિશ્ચદ્ર સાહસ કરી ભાઇની સામે વિશેષ કાઇ બોલી શકયો નહિ. તે ભાઇના મુખ તરફ ટગર ટગર જોઇ રહ્યો

કોઈ પણ પ્રકારનો ઉત્તર નહિ મળવાથી રજનીચદ્રે કહ્યું – "એક પણ પૈસો કમાવાની ત્હારામા તાકાત નથી, પારકાને ભારરૂપ થઇ પડીને દહાડા કાઢે છે, છતા આટલી બધી લુચ્ચાઇ ?"

હરિશ્ચદ્ર આ સમયે શાન્ત રહી શકયો નહિ. નમ્ર સ્વરે તેણે

પૂછ્યુ –" મ્હે શુ કર્યું છે મ્હોટાભાઇ !?"

વિશેષ ઉત્તેજીત સ્વરે રજનીચદ્રે કહ્યુ –" શુ કર્યું છે ? ! મૂખ માણુસમા અનેક દોષો હોય છે ફોજદારને મ્હોડેથી મ્હે ત્હારા ગુણો સારી રીતે સાભળ્યા છે !

હરિશ્ચદ્ર જ્યા ઉભો હતો ત્યાજ બેસી ગયો તેને એમ લાગ્યુ કે, ફોજદારે તે દિવસની હકીકત તદન અસત્ય બનાવીને ભાઇને કહી છે તે કાઇ કહેવા જતો હતો, પરતુ તેને બોલવાનો અવકાશ નહિ આપતા રજનીચદ્રે કહ્યુ –" ત્હારા જીવમા આટલુ બધુ સાહસ ! તુ હનુમાનજીના પુજારી મહારાજ ઉપર ખોટુ કલક મૂકવાનો ઇરાદો રાખતો હતો–પોલિસની સાથે મારામારી કરતો હતો ! જો તેમણે તને મ્હારા ભાઇ તરીકે ન ઓળખ્યો હોત તો તે તને યોગ્ય સજા કર્યા સિવાય રહેત નહિ ! ગમે તેમ હોય–હવે ત્હારે અહિં રહેવાનુ નથી, નહિ તો કોઇ દિવસે મ્હારી આબરૂને હરકત પહોચશે આજે રાત્રેજ તુ અહિંથી વિદાય થા આ લે ત્હારા ગાડીભાડાને માટે રૂપયા રાત્રે અગીયાર વાગે જે ગાડી જાય છે, તેમાજ ત્હારે ચાલ્યા જવાનુ છે "

હરિશ્ચદ્રે એક ગાઢ નિશ્વાસ મૂક્યો તેનો સ્વભાવજ એવો હતો કે તે કાઇના પણુ વચનોની વિરૂદ્ધ બોલી શકતો નહોતો આ સમયે પણુ તેણે પોતાના સ્વભાવનું અનુસરણુ કર્યું તેણે ભાઇની વાત વિરૂદ્ધ એક પણુ શબ્દ ઉચ્ચાર્યો નહિ તે ઘેર જવાને કબૂલ થયો માત્ર ટગર ટગર દૃષ્ટિથી ભાઇના મુખ તરફ જોઇ તેણે ઘણાજ નમ્ર સ્વરે કહ્યું –" મ્હારા સ્નેહલતા ભાભીએ તમને ઘેર આવવાને માટે ઘણીજ નમ્રતાથી વિનતિ કરી છે !"

રજનીચદ્રે વિકટ હાસ્ય કરીને કહ્યુ –" બહુ સારૂ ! "

હરિશ્ચદ્ર સકોચ પામ્યો, તથાપિ કહ્યુ –" ઘરખરચ માટે કાઇ આપશો કે ?"

રજનીચદ્ર–આપવાનુ હશે તો મોકલી આપીશ દશ ઉપર સાત મિનિટ થઇ છે, હવે સ્ટેશને જવામા ઢીલ કરીશ તો ગાડી મળશે નહિ. આ ગાડીમા ત્હારે વિદાય થવુજ જોઇએ

હરિશ્ચંદ્ર વિશેષ કાંઇ બોલ્યો નહિ તે કપડાં પહેરી હાથમાં છત્રી લઇ બ્હાર નીકળી પડ્યો તે દિવસે કૃષ્ણપક્ષની એકાદશી હતી રાત્રિનો અંધકાર રાજમાર્ગ ઉપર ફેલાઇ ગયો હતો. થોડે થોડે છેટે આવેલા ફાનસોનો પ્રકાશ આ અંધકારને દૂર કરવાનો વ્યર્થ પ્રયાસ કરતો હતો ક્વચિત્ એકાદ ગાડી સ્ટેશન તરફ જતી આવતી જણાતી હતી. રસ્તાની એક બાજુએ કોઇ કોઇ સ્થળે કૂતરા નિદ્રાધીન થયેલા જણાતા હતા બબ્બાની બ્હારમાં મસ્ત બનેલા કોઇ કોઇ માણસો જેમ ફાવે તેમ બકતા, ઘડીમાં કોઇ નાટક કંપનીનું બીભત્સ ગાયન લલકારતા ક્વચિત્ જતા આવતા નજરે પડતા હતા.

અગીઆર વાગવામાં પાંચ મિનિટ બાકી હતી કે, હરિશ્ચંદ્ર સ્ટેશને જઈ પહોંચ્યો ટ્રેન આવવાની તૈયારી હતી—અનેક યાત્રાળુઓ ટિકીટ ખરીદી પ્લૅટફૉર્મ પર જઇને ઉભા હતા ટિકીટ લેવાની બારી આગળ બે ચાર માણસો ઉભેલા જણાતા હતા એક વૃદ્ધ પુરૂષ ત્યાં આગળ બેઠો બેઠો ઉચ્ચ સ્વરે રડતો હતો

હરિશ્ચંદ્ર સ્ટેશને જઇને ટ્રેન આવવાને વિશેષ વખત રહ્યો નથી એમ જાણી મુંબાઈની એક ટિકીટ ખરીદી લાવ્યો. ત્યાર પછી જેવો તે પ્લૅટફૉર્મ ઉપર જતો હતો એવામાં તેણે ઉપરોક્ત વૃદ્ધને રડતો કકળતો જોયો તરતજ તે એ વૃદ્ધની પાસે ગયો અને પૂછ્યું – "બાપુ! તમે કેમ રડો છો?"

વૃદ્ધ—ભાઇ! મ્હારા સર્વસ્વનો નાશ થયો છે!

હરિશ્ચંદ્ર—પરંતુ શું થયું છે, તે સ્પષ્ટ ન કહો ત્યાં સુધી હું શું જાણું? ગાડી આવવાને હવે વિલંબ નથી—કહો, તમને શું થયું છે?

વૃદ્ધ—હું ગુજરાતી છું

હરિશ્ચંદ્ર—તે તો તમારી બોલી પરથી હું જાણી શક્યો છું

વૃદ્ધ—મ્હારો પુત્ર આ દેશમાં નોકરી કરતો હતો—એક ગૃહસ્થને ત્યાં રસોઇઓ હતો, તેને પ્લેગ થયો હતો—જે ગૃહસ્થને ત્યાં એ નોકરી કરતો હતો એ ગૃહસ્થ તેને દવાખાનામાં પહોંચાડી પોતાના દેશમાં ચાલ્યા ગયા છે.

હરિશ્ચંદ્ર-ત્યાર પછી ?

વૃદ્ધ-હુ એ સમાચાર મળતાજ અહિં આવ્યો હતો ભાઇ ! મ્હારો પ્રાણાધિક પુત્ર આજે સ્હવારે મ્હને રડતો કકળતો મૂકીને પરલોકવાસ પામ્યો છે અરેરે ! મ્હારા જેવો હતભાગ્ય બીજો કોણ છે ! આવી વૃદ્ધાવસ્થામા મ્હે મ્હારો એકનો એક પુત્ર ગુમાવ્યો ! હે પ્રભુ !

હરિશ્ચંદ્ર-ભાગ્યમા જે ભોગવવાનુ નિર્માણ થયુ હોય છે, તે ભોગવ્યા સિવાય છૂટકો થતો નથી આમ રૂદન કરીને શુ કરશો ? ગાડી આવવાને હવે વાર નથી જુઓ ગાડીનો અવાજ સભળાય છે જલદીથી ઉઠો પ્લૅટફૉર્મ પર ચાલો, તમારે ક્યા જવુ છે ?

વૃદ્ધ-ભાઇ ! હુ મુબાઇ જવાનો હતો, પરતુ હવે જઇ શકુ તેમ નથી હુ પુત્ર શોકથી ઘણો વ્યાકુળ બની ગયો હતો, તેથી ટિકીટ કરાવવાની જગ્યાએ ઘણી ભીડ હોવાથી મ્હે એક માણસને ટિકીટ કરાવવાના પૈસા આપ્યા હતા મ્હે ધાર્યું હતું કે તે પોતાની ટિકીટ સાથે મ્હારી ટિકીટ પણ લેશે, પરતુ થોડા સમય પછી મ્હે જોયુ તો એ માણસ મ્હારી નજરે પડચો નહિ. ટિકીટ માસ્તર પાસે જઇને મ્હે આ હકીકત કહી ત્યારે તેમણે કહ્યુ કે, " કોઇ બદમાશ તમને ઠગી ગયો ! " ભાઇ ! હવે મ્હારી પાસે એક પણ પૈસો નથી પુત્રવિયોગના શોકથી મ્હે આખા દિવસમા કાઇ ખાધુ નથી ! હવે મ્હારૂ શુ થશે ! !

વૃદ્ધનો રૂદનધ્વનિ કાંઇક ઉંચો થયો બરાબર આજ સમયે ટ્રેન સ્ટેશનના પ્લૅટફૉર્મ પર આવી પહોચી ટ્રેન નજરે પડતાજ વૃદ્ધ વળી વિશેષ ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યો

હરિશ્ચંદ્ર વૃદ્ધની સ્થિતિથી વાકેફ થઇ ઘણો દુખી થયો તેણે પોતાની ટિકીટ વૃદ્ધના હાથમા મૂકી કહ્યુ -" જલદી જાઓ, ગાડીમા બેસી જાઓ "

વૃધ્ધે કહ્યુ -" તમેજ મ્હારી ટીકીટ લેવા ગયા હતા કે શુ ? મે તમનેજ રૂપિયા આપ્યા હતા કે શુ ! અરેરે ! ઘણા માણસો તમને

બદમાશ કહે છે, પરંતુ ઉચ્ચ કુટુંબમાં પેદા થયેલા સંતાનો નજીવી રકમ માટે કદાપિ વિશ્વાસઘાત કરે કે! હું ઘણો ગરીબ છું જો તમે ટિકીટ ન આણી આપી હોત તો મ્હારી ઘણી દુર્દશા થાત!"

હરિશ્ચંદ્ર—હવે વખત નથી, તમે જલદીથી ગાડીમાં જઇને બેસો.

વૃદ્ધ જલદીથી ઉઠીને ચાલ્યો ગયો, તથા પ્લૅટફૉર્મ પર જઇ ટ્રેનમાં ચઢી બેઠો! કેટલાક સમય પછી ટ્રેન ઉપડી, એન્જીનમાંથી ધુમાડાના ગોટે ગોટા નીકળવા લાગ્યા

હરિશ્ચંદ્ર એ ટ્રેનમાં જઇ શક્યો નહિ તેના ભાઇએ તેને માત્ર ગાડીભાડુંજ આપ્યું હતું તેણે મુંબઇ સુધીની ટીકીટ લીધેલી હોવાથી તેની પાસે માત્ર મુંબઇથી વડોદરા સુધીનું ભાડું તેમજ એક રૂપિયો પરચુરણ ખર્ચ માટે મળેલો બચ્યો હતો હવે તે શું આપીને ટિકીટ ખરીદે?

સ્ટેશનથી થોડે દૂર એક હૉટલ હતી એ હૉટલમાં રેલ્વે ટ્રેનના મુસાફરો ઉતરતા હતા સૂવા, ખાવા, પીવા વગેરે પ્રત્યેક વાતની હૉટલમાં ઉત્તમ વ્યવસ્થા હતી હરિશ્ચંદ્રે પણ એ હૉટલમાં જઇને આશ્રય લીધો, જળપાન કર્યું ત્યાર પછી પોતાની પાસેની કામળ પાથરી, પોટલી ઉશિકે મૂકી તે સૂઇ ગયો અને થોડા સમયમાંજ ગાઢ નિદ્રાને આધીન થયો

મળસ્કે એક ટ્રેન મુંબઇ તરફ જતી હતી ટ્રેન આવવાને થોડા સમયની વાર હતી એવામાં કેટલાક ગુજરાતી યુવકો હૉટલમાં આવી પહોચ્યા.

આ હૉટલ રાત્રિ દિવસ ખુલીજ રહેતી હતી. ગુજરાતી યુવકો, આવીને હરિશ્ચંદ્ર જ્યાં આગળ સૂઇ રહ્યો હતો ત્યાં બેઠા, તથા વાર્તાલાપ કરવા લાગ્યા. તેમના આ વાર્તાલાપથી તેમજ હાસ્યવિનોદથી હરિશ્ચંદ્રની નિદ્રાનો ભંગ થયો—તે ઉઠીને બેઠો થયો.

એક યુવકે પ્રશ્ન કર્યો—"તમે ગુજરાતી જણાઓ છો, અહિં કેમ આવ્યા છો?"

હરિશ્ચંદ્ર—મ્હારા ભાઇ અહિં રહે છે, તેમને મળવાને માટે

આવ્યો હતો

યુવક—ક્યાં જશો ?

હરિશ્ચન્દ્ર—મુંબઇ થઇને વડોદરે આપ ક્યાં જવાના છો ?

યુવક—મુંબઇ

હરિશ્ચન્દ્ર—ક્યાં ગયા હતા ?

યુવક—દેશ વિદેશમાં ફરવાને માટેજ અમે સર્વ મિત્રો નીકળ્યા હતા

ત્યાર પછી તેમણે ચ્હા પીધી હરિશ્ચન્દ્રને ઘણો આગ્રહ કરવામાં આવ્યો પણ તેણે ચ્હા પીધી નહિ. તેણે કહ્યું —" ભાઇ ! મ્હને ક્ષમા કરજો ચ્હા એ એક પ્રકારનું વ્યસન છે, અને જે મનુષ્ય વ્યસનનો દાસ થયો નથી તેને વ્યસની નહિ બનવા દેવામાંજ તેનું કલ્યાણ છે "

પ્રથમ જે યુવકે હરિશ્ચન્દ્ર સાથે વાતચિત કરવી શરૂ કરી હતી તેણે કહ્યું —" વાસ્તવિક છે તમે ચ્હા નથી પીતા તેથી અમને તમારા પર બિલકુલ માઠું લાગ્યું નથી "

એ સર્વ યુવક મંડળમાં વિશ્વનાથ નામનો એક યુવક સારો ગાયક હતો એક યુવકે ખિસ્સામાંથી ઘડીઆળ કાઢી વખત જોઇ કહ્યું —" ગાડીને હજી અર્ધા કલાકની વાર છે, તો ત્યાં સુધી ગાનતાન થવા દ્યો વિશ્વનાથ ! તું હારમોનિયમ વગાડવા માંડ "

આજે વિશ્વનાથ કાંઇક થાકેલો હોવાથી તેણે એકજ ગાન ગાયું ત્યાર પછી તેણે બીજા કોઇને ગાવાની વિનતિ કરી આ પ્રમાણે એક પછી એક ઘણાખરાએ પોતાના શિર પર આવેલું કાર્ય પાર ઉતાર્યું ત્યાર પછી હરિશ્ચન્દ્રનો વખત આવ્યો એક યુવકે તેનો હાથ પકડીને કહ્યું —" જો કે તમને વિશેષ આગ્રહ કરવાનો અમને અધિકાર નથી તોપણ જો કે તમે કૃપાભાવે એકાદ ગાન ગાશો તો અમે મ્હોટો ઉપકાર થયો માનીશું અમે વિદેશમાં આવી રીતે મોજ શોખ તેમજ આનંદ ઉડાવીનેજ દિવસો પસાર કરીએ છીએ "

હરિશ્ચન્દ્ર કાંઇ પણ આનાકાની કર્યા સિવાય હારમોનિયમ પાસે બેઠા તથા હારમોનિયમના સૂર સાથે પોતાનો સૂર મેળવીને ગાન

ગાવાની તૈયારી કરવા લાગ્યો. તેનો મધુર સ્વર સાંભળીને યુવકમંડળ મોહિત થઇ જવા લાગ્યું તેણે નીચેનું ગાન ગાવું શરૂ કર્યું

"અજબ નવાઇ નસિબની, શાણા તું સમજી લે;
એક દિન હાથી, એક દિન ઘોડા, એક દિન પાઇ ન પાસ;
એક દિન મંદિર, એક દિન માળા, એક દિન વનમાં વાસરે—શાણા
કર્મરાયના અજબ તમાસા, રંકરાય નહિ ત્યાય,
કરશું તેવું ભરશું ભાઇ ફોગટ શું ફુલાયરે—શાણા૦ અજબ

ગાન ચાલતું હતું, એવામાં ટિકીટ કરાવવાનો ઘંટ વાગ્યો એક યુવકે કહ્યું –"એક જણ જઇને ટિકીટો લઇ આવો ગાન બંધ રાખવાનું નથી, કેમ મહાશય ! અમારી સાથે આવવાને તમને કાંઇ હરકત તો નથીને ?"

હરિશ્ચંદ્રે હસીને કહ્યું –"આપ પણ મુંબઇ જવાના છો, તેમ હું પણ મુંબઇ આવવાનો છું, તેથી આપની સાથે આવવાને મ્હને શી હરકત છે ? ઉલટું આપની સાથે હું પણ આનંદ મેળવી શકીશ, પરંતુ મ્હારી પાસે ભાડાના રૂપિયા નથી તેથી આ ગાડીમાં મ્હારાથી આવી શકાશે નહિ"

"કુછ પરવાહ નહિ—ઇસ લિયે કુછ ભી અટક જાયગા નહિ." આમ કહીને એક જઇને તેમની ટિકીટો સાથે હરિશ્ચંદ્રની ટિકીટ પણ ખરીદી લાવ્યો ત્યાર પછી ટ્રેન આવતાં તેઓ સર્વે હરિશ્ચંદ્રની સાથે ટ્રેનમાં જઇને બેઠા

હરિશ્ચંદ્રને ભાડાના રૂપિયા માટે કોઇ પણ પ્રકારનો અભાવ રહ્યો નહિ પરોપકારનો બદલો ઇશ્વર આવી રીતેજ આપે છે.



## પ્રકરણ ૧૩ મું.



### રાક્ષસીની નવીન જાળ.

પુષ્પાવતી પાસેથી જે દિવસથી હરિશ્ચંદ્ર પલાયન કરી ગયો હતો તે દિવસથી પુષ્પાવતીના હૃદયમાં નિરાશ પ્રેમનો દાવાનળ સળગી

ઉઠયો. પુષ્પાવતી-વિલાસિની પુષ્પાવતી-અત્યાર સુધી જાણે કે એ દાવાનળની જ્વાળાને જાણતી નહોતી અત્યાર સુધી જે તરફ તેનુ મન ખેચાયુ હતું તે તરફ તે સ્હેલાઇથી આગળ ધસી શકી હતી-સફળતા મેળવી શકી હતી નય બાણુથી પ્રેમના પોડીઆ ઓને ઝહરનુ પાણી પાઇ ચુકી હતી નિરાશાપૂર્ણ પ્રેમની ભયકર જ્વાળામા તેને કદાપ બળી મરવુ પડયુ નહોતુ આથી કરીનેજ તે ઘણી વ્યાકુળ બની ગઇ હરિશ્ચદ્ર સિવાય હવે બીજુ કોઇ તેને પોતાના પ્રેમનુ પાત્ર જણાતુ નહોતુ એક પ્રકારના સુખ સૌદર્યના નીશાથી તે દીવાની બની ગઇ તે રાત્રિ દિવસ હરશ્ચદ્રનાજ વિચારો કરવા લાગી

શિકાર કરવાને તૈયાર થઇ રહેલી વાઘણના મુખ પાસેથી હરણીના બચ્ચાને જો ખસેડી લેવામા આવે અને તેને પરિણામે એ ક્રૂર વાઘણ જે પ્રમાણે ક્રોધથી સળગી ઉઠી ભયકર સ્વરૂપ ધારણ કરે તે જ પ્રમાણે પુષ્પાવતીએ જ્યારે એમ સાભળ્યુ કે, રજનીચદ્રે હરિશ્ચદ્રને ઘેર મોકલી દીધો છે-પોતાનો પ્રાણાધિક સમસ્ત અહમ્મદનગરમા છેજ નહિ-ત્યારે તેના હદયે પણ તે જ પ્રમાણે ક્રોધથી સળગી ઉઠીને ભયકર સ્વરૂપ ધારણ કર્યું

"પુરૂષ હોય કે સ્ત્રી હોય, શિક્ષિત હોય કે મૂર્ખ હોય, પરતુ જે કદાપિ સયમનો અભ્યાસ નથી કરતુ, તેના હૃદયમા લાલસા જાગ્રત થતા તેની નિવૃત્તિ થતી નથી જેમ જેમ સમય પસાર થતો જાય છે તેમ તેમ લાલસા વૃદ્ધિ પામતી જાય છે, તથા ધીમે ધીમે તે ભયકરથી પણ ભયકર આકાર ધારણ કરે છે માત્ર બ્હાર કેળવણીથીજ મનુષ્ય ઉન્નત થતુ નથી આદર્શ તેમજ પિતામાતાના શાસનના સકેતથી સયમની કેળવણી નથી મળતી તો મનુષ્ય પશુથી વિશેષ ઉન્નત થઇ શકતુ નથી " પુષ્પાવતી સ્વચ્છદાચારિણી હતી, તેથીજ તે પોતાની વાસનાને સમાવી શકતી નહોતી તે હરિશ્ચદ્રનો વિરહ સહન કરી શકી નહિ

એક દિવસે મધ્યાન્હકાળે તેણે રજનીચદ્રને મળીને એક યુક્તિ વાપરી. રજનીચદ્ર પુષ્પાવતીની યુક્તિનુ રહસ્ય સમજી શકયો નહિ.

તે દીપક પર પતંગ બન્યો હતો, તેથી બળી મરવાને માટે અગ્રેસર થયો.

બન્નેની વચ્ચે આ પ્રમાણે વાતચિત ચાલતી હતી—

પુષ્પાવતીએ આરામ ખુરશીમાં પોતાના સર્વાંગ સુંદર શરીરને નાખી, એક ગાઢ નિશ્વાસ મૂકી અતિ ચિંતાપૂર્ણ સ્વરે કહ્યું—"અરેરે, હવે સહન કરી શકતી નથી! ડૉક્ટર સાહેબ! હવે ક્યાં સુધી આવી રીતે દિવસો કાઢવા પડશે?"

રજનીચંદ્રે પૂછ્યું—"કેમ પુષ્પા! વળી પાછું તને શું થયું છે?"

પુષ્પાવતી—ડૉક્ટર સાહેબ! હું તમારાથી જૂદી રહી શકતી નથી તમે અહિં મ્હારી આંખો આગળ નથી હોતા ત્યારે મ્હને ઘણું દુઃખ થાય છે

રજનીચંદ્ર—પુષ્પા! પ્રિયતમે! ત્યારે હું બંગલો કાઢી નાખી ત્હારે ત્યાં રહું, અગર તો તું મ્હારા બંગલામાં રહે?

પુષ્પાવતી—હા, એ ઘણી સારી વાત છે તમારા પેલા ભાઇનું નામ શું છે? હં, યાદ આવ્યું, હરિશ્ચંદ્ર કેમ? તેને તમે ઘેર કેમ મોકલી દીધો?

રજનીચંદ્ર—તે કાંઇ ભણ્યો ગણ્યો નથી, તેથી અહિં બેસી રહીને શું કરે? ઘેર જાય તો કાંઇ ઘરકામ તો કરે નોકરી તો તેનાથી થઇ શકે એમ નથી.

પુષ્પાવતી—તોપણ તે ઘણો સરળ અને બુદ્ધિમાન જણાય છે. તેને આમ રખડતો નહિ રાખતા કાંઇ કામે લગાડી દેવો જોઇએ તેને માટે મ્હને ઘણી લાગણી થાય છે પછી આ લાગણી તમારા સંબંધથી થતી હોય કે તેની સરળતાથી થતી હોય તે પ્રભુ જાણે! ડૉક્ટર સાહેબ! હું તમારા પ્રેમસાગરમાં ડૂબી છું, પ્રેમઘેલી બની ગઇ છું તમે મ્હારી એક વાત કબૂલ કરશો કે? આ દાસી પર દયાભાવ દર્શાવશો કે?

રજનીચંદ્ર—પુષ્પે! પ્રિયે! શા માટે હું ત્હારી વાત કબૂલ નહિ કરૂં? આ જીવન માત્ર ત્હારે માટેજ

પુષ્પાવતી—એ તો હું જાણું છું, ડૉક્ટર સાહેબ! તમે જાણો

છો કે, અહિં અહમ્મદનગરમા જો આપણે બન્ને એકઠા રહીશુ તો લોકો આપણી બન્નેની ઘણી નિંદા કરશે, માટે મ્હારી તો એવી ઇચ્છા છે કે, આપણે બન્ને જણા નોકરીનુ રાજીનામુ આપીને મુબઇ જઇએ

રજનીચદ્ર–ત્યા જવાથી શુ થશે ?

પુષ્પાવતી–કેમ, મનનુ દુ ખ દૂર થશે ત્યા આપણે બન્ને જણા એકજ મકાનમા રહીશુ સસારખર્ચ ચલાવવાને માટે ચિંતા રાખવાની જરૂર નથી મ્હારી પાસે લગભગ પાચ હજાર રૂપિયા છે એ રૂપિયામાથી આપણે મુબઇમા એક ઔષધાલય સ્થાપિત કરીશુ પછીથી આપણને શી હરકત પડવાની છે ?

"પુષ્પા ! ત્હારા આટલો બધો પ્રેમ ! ? મ્હારે માટે ત્હારો આવો અપૂર્વ સ્વાર્થત્યાગ ! ? " આમ વિચારીને તેણે કહ્યુ –" પુષ્પા ! પ્રિયે ! તુ જેમ કહે તેમ કરવાને હુ તૈયાર છુ તને સુખી જોવાનીજ મ્હારી એક માત્ર મહત્વાકાંક્ષા છે "

પુષ્પાવતી–તો પછી આ માસમાજ નોકરીનુ રાજીનામુ આપી દ્યો, હુ પણ આપી દઉં છુ આવતા માસમા આપણે બન્ને નોકરીનો ત્યાગ કરી મુબઇ ચાલ્યા જઇશુ

રજનીચદ્રે આનદથી આ પ્રાર્થના કબૂલ કરી, તથા મુબઇ જવા સબધીની બીજી કેટલીક વાતચિત કરતા કરતા પુષ્પાવતીએ રજનીચદ્રને એમ પણ કહ્યુ કે, દવાખાનાની સભાળ માટે હરિશ્ચદ્રને બોલાવી આપણી પાસે રાખવો રજનીચદ્ર સમજ્યો કે, હરિશ્ચદ્ર પોતાનો ભાઇ છે તેથીજ પુષ્પાવતી તેની પ્રત્યે આટલી બધી લાગણી રાખે છે

રજનીચદ્ર ચાલ્યો ગયો પુષ્પાવતી ઉઠીને બેઠી થઇ ઘણા સમય સુધી તેણે કાઇ ચિંતા કર્યા કરી, પછીથી એક ગાઢ નિશ્વાસ મૂકીને મૃદુસ્વરે તેણે કહ્યુ –" હરિશ્ચદ્ર ! પ્રાણાધિક હરિશ્ચદ્ર ! તમને મેળવવાને માટે મ્હે નવીન યુક્તિ ચલાવી છે મ્હે મ્હારા એકત્ર કરેલા દ્રવ્યની માયા છોડી દીધી છે તમે–તમે આ હમ્મેશા શાન્ત રહેલા હૃદયમા જે અગ્નિ સળગાવ્યો છે તે તમારા સિવાય શાન્ત

ચવાનો નથી. તમને હું મ્હારા મકાનમાં રાખીશ કોઇ પણ પ્રકારે હું તમને મ્હાગ કરીશ અને અંતે રજનીચંદ્રને દૂર કરીશ. આ કાર્યમાં અહિં અનેક પ્રકારની અડચણો નડે તેમ હોવાથીજ હું મુંબઇ જવાની યુક્તિ વાપરી ચુકી છું નિર્દય પાષાણ! ફરીથી પણ મ્હારો પરિત્યાગ કરીને ચાલ્યા જશો કે શું?"

ત્યાર પછી તેણે શાન્ત થઇને એક વખત ચારે દિશા તરફ દૃષ્ટિ ફેરવી તેની પાસે બીજું કોઇ માણસ નહોતું—માત્ર દિવાલ ઉપર ટાંગેલા ઘડીઆળનો 'ટક ટક' અવાજ કાને પડતો હતો

ઘડીઆળ જાણે કે તેને રહસ્યમય ભાષામાં કહી રહી છે કે—"હે હતભાગિની! તને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળ્યું છે તેનું ફળ કેવું ફળ્યું? જો શિક્ષણ મળ્યા છતાં પણ તને આટલી સ્વતંત્રતા ન મળી હોત—અગર તો બાલ્યાવસ્થામાંથી તને યોગ્ય સદુપદેશ મળી શક્યો હોત—અગર તો કોઇની સાથે વિવાહ કરીને ત્હેં તેના ચરણોમાં ત્હારૂં સૌંદર્ય અર્પણ કર્યું હોત તો તું આવા અસંયમના અગ્નિમાં બળી મરત નહિ એમાંનું કાંઇ ત્હારામાં નથી તેથીજ ત્હારી આવી દુર્દશા છે—આટલી પિપાસા છે પિપાસાજ પાપ છે—નરક છે!"

## ત્રીજો ખંડ સમાપ્ત.

# મિલન-મંદિર.



ખંડ ચોથો.

માયા બંધનનો નાશ.

# ખંડ ૪ થો.

## પ્રકરણ ૧ લું.

### હરિશ્ચંદ્રનો સુકુમાર પ્રત્યેનો સ્નેહ

શ્રાવણ માસનો દિવસ હતો સધ્યા સમય થયો હતો એવામા હરિશ્ચદ્ર બાજવા સ્ટેશને ઉતરી છાણી ગામે આવવાને ચાલી નીકળ્યો તેના એક હાથમા એક ન્હાની પોટલી હતી તથા બીજા હાથમા એક ન્હાનુ માત્ર આનાનુ વાજુ કે જે તેણે સુકુમારને વગાડવા માટે લીધુ હતુ તે હતુ પોટલીમા કેટલાક નવા કપડા હતા, તેમા સુકુમાર માટે એક કોટ, એક જોડ બુટ, તથા એક સીટી હતા

હરિશ્ચદ્ર અહમ્મદનગરના સ્ટેશનથી જેમની સાથે મુબાઇ ગયો હતા તેઓ સર્વે ઘણી સારી સ્થિતિના ગૃહસ્થોના પુત્રો હતા હરિશ્ચદ્ર સાથેના વાર્તાલાપથી તેમજ તેના ગાનતાનથી તેઓ સૌ અતિ આનદ પામ્યા હતા તેમણે હરિશ્ચદ્રને થોડા દિવસ સુધી મુબાઇમા રાખી પછીથી તેને ઉપહાર તરીકે વીસ રૂપિયા આપી ઘર તરફ વિદાય કર્યો હતો હરિશ્ચદ્ર પણ તેમની સાથે થોડા દિવસ સુધી આનદમા રહી પછીથી ઘર તરફ આવ્યો આવ્યો

ગામમા આવી પહોચતાજ હરિશ્ચદ્રે પોતાના પરિચિત માણસોને પ્રથમ સુકુમારના સમાચાર પૂછ્યા. તે સારો છે એમ જાણીને એ ઘણો આનદ પામ્યો

હરિશ્ચદ્ર ગામમા કોઇની પણ પાસે ઉભો રહ્યો-એક ક્ષણનો પણ તેણે વિલબ કર્યો નહિ તે કપાળ પર ઉપસી આવેલા પસીનાના બિંદુઓ સાફ કરતો કરતો ઘર તરફ જલદીથી ચાલવા લાગ્યો ઘણા દિવસથી તેણે સુકુમારને જોયો નહોતો જતી વખતે તે સુકુમારને ખોળામા લઇ માત્ર એક ચુબન પણ કરી શક્યો નહોતો. ઘેર જતા

જતા તેનો સમસ્ત પ્રાણ અંધકારથી ઢંકાઇ જતો હતો ચંચળવહુ કદાચ સુકુમારને પોતાની પાસે નહિ આવવા દે તો ? તો પછી હરિશ્ચંદ્રને ઘેર આવવાથી શો લાભ ? માત્ર સુકુમારજ તેના જીવનના બંધન સ્વરૂપ હતો—સુકુમારજ તેના મંસાગ્ના સર્વસ્વ સ્વરૂપ હતો આશાનો દીપક સળગી ઉઠયો. તેણે વિચાર્યું —" એમ કેમ બની શકે ? શું ચંચળવહુનો ક્રોધ હજી સુધી શાંત નહિ થયો હોય ? મનુષ્યનો ગુસ્સો આટલા બધા વખત સુધી ટકી શકે ખરો કે ? મ્હારા નયનમણિ—મ્હારા વંશધર, મ્હારા જીવનધનને શા માટે હું મ્હારા ખોળામાં નહિ લઇ શકું ? '

હરિશ્ચંદ્ર ઉતાવળો ઉતાવળો ઘેર ચાલ્યો આવ્યો ઘર આગળ આવીને તેણે મ્હોટેથી બૂમ મારી—" સુકુમાર ! "

સુકુમારે ઉત્તર આપ્યો નહિ ! હરિશ્ચંદ્રે ફરીથી હાક મારી રૂક્મિણીએ બ્હાર આવીને કહ્યું —" કોણ ન્હાના ભાઇ ! આવ્યા કે ? સુકુમાર સુઇ ગયો છે ચાલો ચાલો, માતાજી તમનેજ યાદ કર્યાં કરે છે "

હરિશ્ચંદ્રે પૂછયું —" ચંચળભાભી ક્યાં છે ? "

રૂક્મિણીએ કહ્યું —" તમે હમણાં માતાજી પાસે તો ચાલો, પછીથી સૌને મળજો. "

હરિશ્ચંદ્ર રૂક્મિણી સાથે પોતાની માતા પાસે ગયો. એટલામાં તો જયતી, સ્નેહલતા આ ત્યાં આવી ચઢયાં સૌએ પ્રથમ રજનીચંદ્રના કુશળ સમાચાર પૂછયા હરિશ્ચંદ્રે રજનીચંદ્રની સઘળી હકીકત જણાવી. એ હકીકત સાભળી સરસ્વતીએ દીર્ઘ નિશ્વાસ મૂકયો. સ્નેહલતા જ્યાં ઉભી હતી ત્યાંજ બેસી ગઇ

હરિશ્ચંદ્રે પોતાની હકીકત કહી સંભળાવી પછીથી તેણે ત્રણ વહુના તેમજ માતાનું મળીને ચાર વસ્ત્રો બહાર કાઢયાં સરસ્વતીએ પહેરેલા વસ્ત્રના પાલવથી આંખોમાંના આંસુ સાફ કરતાં કહ્યું —" ભાઇ ! મ્હારી પાસે એક પણ વસ્ત્ર નહોતું, તેથી તું આ વસ્ત્ર લઇ આવ્યો તે ઠીક કર્યું છે. થોડા ઘણા રૂપિયા લાવી શકયો છે કે નહિ ? "

હરિશ્ચંદ્રે શુષ્ક હાસ્ય કર્યું પછીથી કહ્યું —" હું શું પૈસા લાવી

શકું તેમ છું ! જે યુવકોએ દયા દર્શાવીને મ્હને વીસ રૂપિયા આપ્યા હતા તેમાંથી આ કપડાના તેમજ ગાડી ભાડાના પૈસા ખરચતા મ્હારી પાસે હવે સાત રૂપિયા નવ આના રહ્યા છે, તે લ્યો, આ રહ્યા."

આમ કહીને હરિશ્ચંદ્રે પોતાના ખિસ્સામાંથી રૂપિયા બ્હાર કાઢી માતાના હાથમાં મૂક્યા ત્યાર પછી તેણે કહ્યું –"બા ! ચંચળભાભી સુકુમારને મ્હારી પાસે આવવા દેશે કે ? નહિ આવવા દે તો હું બળાત્કારથી તેને મ્હારા ખોળામાં લઇશ ઘણા દિવસથી તેને જોયો નથી તેથી મ્હારો જીવ અડધો થઇ ગયો છે "

સરસ્વતીએ કહ્યું –" હું શું જાણું ભાઇ કે ચંચળવહુ સુકુમારને ત્હારી પાસે આવવા દેશે કે નહિ ! ત્હારા મ્હોટા ભાઇ ઘેર આવ્યા છે "

હરિશ્ચંદ્ર–હમણાં તમારી સાથે તેમનો કેવો વ્યવહાર ચાલે છે ?

સરસ્વતી–રસોઇ જૂદીજ થાય છે

હરિશ્ચંદ્ર–શું ખરી વાત કહો છો ? મ્હોટા ભાઇ આવીને પણ શાન્તિની સ્થાપના કરી શક્યા નહિ ? તમે પણ ભાઇને કાંઇ કહ્યું નહિ ?

સરસ્વતી–મ્હે કહેવામાં કાંઇ બાકી રાખ્યું નથી, પરંતુ ભાઇ એમ કહે છે કે, તમે સૌએ મળીને વહુને ઘણી કાયર કરી નાખી છે તેથી હું શું કરૂં ? તેને જૂદી થઇને સુખ મેળવવું હોય તો તેમ કરી જોવા દ્યો "

હરિશ્ચંદ્ર–ભાઇ ખરચ માટે કાંઇ પૈસા આપે છે કે નહિ ?

સરસ્વતી–મ્હારી ખોરાકી માટે મહિને પાંચ રૂપિયા આપે છે.

હરિશ્ચંદ્ર–અને મ્હારી ભાભીઓને માટે ?

સરસ્વતી–તેમને માટે તેઓ શા માટે આપે ?

હરિશ્ચંદ્ર–ત્યારે કોણ આપે ?

સરસ્વતી–પરમાત્મા

હરિશ્ચંદ્ર–ઠીક છે એ બધી ચિંતા કરીને દીવાના બની જવાની મ્હારે કાંઇ જરૂર નથી હવે સુકુમાર ઉંઘમાંથી ઉઠ્યો હશે, તેથી તેને ખોળામાં લઇ આ નવા કપડાં પહેરાવી એક બચ્ચી કરી લઉં, કેમ મા ?

સરસ્વતી–ચંચળવહુ સુકુમારને તને આપે તો તેમ કરજે.

હરિશ્ચંદ્ર—શા માટે ચચળભાભી નહિ આપે ? હુ સુકુમારનો કાકો થાઉં છુ એ મ્હારૂ સર્વસ્વ ધન છે ! શુ તે મ્હને નહિ આપે ? જો મ્હે ચચળભાભીનો કાઇ ગુન્હો કર્યો હોય તો ભલે તેઓ મ્હને ગાળો દે, મ્હારો તિરસ્કાર કરે, પરતુ સુકુમારને શા માટે મ્હને ન આપે ? સુકુમાર શુ એમનો એકલાનોજ છે ? મ્હારો નથી ?

આ સમયે સુકુમારને કમ્મર પર બેસાડી રૂક્મિણી બ્હાર લઇ આવી. જલદીથી હરિશ્ચદ્રે સુકુમાર પાસે જઇને પોતાના બન્ને હાથ લાબા કર્યા ઉંઘમાથી ઉઠેલો બાળક સુકુમાર ઘણા દિવસ પછી પોતાના ન્હાના કાકાને જોઇ અપૂર્વ આનદ પામ્યો, હથા કૂદકો મારીને તે પોતાના ન્હાના કાકાના હાથમા ગયો અને તેણે કાકાના કઠને આલિંગન કર્યું હરિશ્ચદ્ર સુકુમારના મુખકમળ ઉપર અનેક ચુબન કરી જે ઓરડામા તેણે સુકુમાર માટે આણેલા નવીન વસ્ત્રો મૂક્યા હતા ત્યા જવા લાગ્યો પરતુ જઇ શક્યો નહિ

ઘરમાથી ચચળવહુ આ દેખાવ જોઇને જલદીથી ત્યા આવી ચઢી, તથા રૂક્મિણીને યોગ્ય ઠપકો આપી સુકુમારને પોતાની પાસે લાવી આપવાની તેણે તેને આજ્ઞા કરી

રૂક્મિણીએ હરિશ્ચદ્ર પાસે આવીને કહ્યુ –" આપો ભાઇ, સુકુમારને હમણાને હમણા પાછો આપી દ્યો ચચળવહુ વઢે છે "

હરિશ્ચદ્ર રૂક્મિણીનુ કહેવુ નહિ સાભળતા સુકુમારને લેઇને ચાલ્યો જતો હતો, પરતુ આ સમયે ચચળવહુએ રૂક્મિણીને ઉદ્દેશીને કહ્યુ –" લાવ લાવ, જલદી લાવ નહિ તો ત્હારી વાત તુ જાણી ! "

રૂક્મિણીએ જઇને સુકુમારને પકડી રાખ્યો સુકુમાર કોઇ પણ પ્રકારે પોતાના ન્હાના કાકાની કમ્મર પરથી ઉતરતો નહોતો રૂક્મિણી પણ તેને છોડતી નહોતી તેણે ઘણુ બળ વાપરીને તેને તાણી લીધો હૃદયની સમસ્ત શક્તિનો ઉપયોગ કરવામા આવ્યો છતા રક્ષણ કરવામા અસમર્થ થઇ, વાઘના મુખમા, પોતામાના બાળકને મૂકી મનુષ્ય જે પ્રમાણે વ્યથિત હૃદયે ઘર તરફ પાછો ફરે તે પ્રમાણે હરિશ્ચદ્ર માતાની

પાસે ગયો. સુકુમાર ન્હાના કાકા પાસે જવાની કૂદાકૂદ કરતો નિરૂપાયે રૂક્મિણી સાથે પોતાની માતા જ્યા આગળ ઉભી હતી તે તરફ ગયો.

## પ્રકરણ ૨ જું.

### સદુપદેશ.

બીજે દિવસે સધ્યા સમય પછી પાડોશમા રહેતા વિષ્ણુપ્રસાદ રમેશચદ્ર પાસે આવ્યા તેઓ રમેશચદ્રના પિત્રાઇ કાકા થતા હતા ગામમા અનુભવી તેમજ જ્ઞાની પુરૂષોમા તેમનો નબર ઘણો ઉંચો હતો

વિષ્ણુપ્રસાદે પૂછ્યુ –" ક્યા સુધી ઘેર રહેવુ છે ? "

રમેશચદ્ર–કાલેજ જવાનો વિચાર છે

વિષ્ણુપ્રસાદ–હમણા ત્યા શુ વિશેષ કામકાજ છે ?

રમેશચદ્ર–હા, નવ્વાબ સાહેબનુ કામકાજ તરફ તદ્દન દુર્લક્ષ્ય રહ્યુ છે તેને પરિણામે આવક ઘણી ઘટી ગઇ છે, આથી કરીને મ્હારે કામકાજમા ઘણુ લક્ષ્ય આપવુ પડે છે

વિષ્ણુપ્રસાદ–એ તો જાણે ઠીક છે પરતુ આજે હુ તને કેટલીક વાત પૂછવાને આવ્યો છુ વહુ ક્યા છે ? ( વહુ એટલે રમેશચદ્રની માતા સરસ્વતી )

રમેશચદ્ર–તેઓ આ તરફ વિશેષ આવતા નથી મ્હને લાગે છે કે, હમણા તેઓ રસોડામા હશે

વિષ્ણુપ્રસાદ–એક વખત તેમને બોલાવ જોઉં–તેમની હાજરીમા મ્હારે તને કેટલીક વાતે પૂછવાની છે

રમેશચદ્રે રૂક્મિણીને બોલાવીને કહ્યુ –" કાકાનું નામ દઇને માને બોલાવ જોઇએ "

રૂક્મિણી ચાલી ગઇ ઓરડાના બારણા પાછળ ચચળવહુ છુપાઇને ઉભી રહી

થોડા સમયમાજ રમેશની માતા ત્યા આવી ચઢી તેણે વિષ્ણુ-પ્રસાદને નમ્ર સ્વરે પૂછ્યુ –" તમે મ્હને બોલાવી હતી કે ? "

વિષ્ણુપ્રસાદ-હા, મ્હેંજ તમને બોલાવ્યા છે. ઘણા દિવસથી તમારા ગૃહસસારની ખબર લીધી નથી. બ્હારથી ઘણી વાત સાભળી છે, તેથીજ એક વખત આવ્યો છુ

સરસ્વતી-તમારા સિવાય સમસ્ત વિશ્વમા અમારી ચિંતા કોઇને હોય એવુ એક પણ માણુસ નથી વળી અમારા સસારની દુર્દશાની હકીકત સાભળીને તમે શુ કરશો ? હવે તો મ્હારૂ મૃત્યુ થાય એટલે જાણે કે હુ છૂટી

આટલુ બોલતા બોલતામા તો સરસ્વતીની આખોમા આસુ ભરાઇ આવ્યા

વિષ્ણુપ્રસાદે રમેશચદ્રના મુખ તરફ દૃષ્ટિ કરી પૂછ્યુ - " રજનીના કાઇ સમાચાર મળ્યા છે કે ? "

રમેશચદ્ર-ના, હરિયો ત્યા ગયો હતો તે ગઇ કાલેજ પાછો આવ્યો છે મ્હે કાઇ હકીકત સાભળી નથી

વિષ્ણુપ્રસાદ-કેમ ત્હારાથી ત્હારા ભાઇની ખબર પણ ન લઇ શકાય કે ?

રમેશચદ્ર-હવે મ્હે એ સઘળી ખબરો લેવાનો ભાર ઉતારી નાખ્યો છે

વિષ્ણુપ્રસાદ-ત્યારે તો ત્હે યોગધર્મનુ અવલબન કરીને સસારના માયાબધનને તોડી નાખ્યુ હશે કેમ ?

રમેશચદ્ર-ખરી રીતે જોવા જતા તો એમજ છે મ્હારે બાર મહિનામા અહિં આઠ દશ દિવસને માટે આવવાનુ થાય છે

વિષ્ણુપ્રસાદ-જમે છે ક્યા ' ત્હારા માતાની પાસે કે ?

રમેશચદ્ર-ના

વિષ્ણુપ્રસાદ-ત્યારે ત્હારી પત્નીની પાસે કે ?

રમેશચદ્ર-હા

વિષ્ણુપ્રસાદ-કેમ ?

રમેશચદ્ર-ત્યારે આપજ કહોને કે હુ શુ કરૂ ?

વિષ્ણુપ્રસાદ-શુ કરૂ કેમ ? જો ત્હારી સ્ત્રી ત્હારાં માતાની

સાથે કલહ કરીને ઘરમા રહેવાની ના પાડતી હોય તો તેને જૂદી રાખ-તેને તુ ભરણુ પોષણનુ ખર્ચ દર માસે આપ્યા કરજે તું ત્હારી માતાની પાસે કેમ નથી રહેતો ? જન્મદાયિની માતા પ્રત્યે પુત્રનુ આવુ વર્ત્તન યોગ્ય છે કે ?

રમેશચદ્ર કાઇ બોલ્યો નહિ

વિષ્ણુપ્રસાદે કહ્યુ –" ત્હારા માતાજી શુ ખાય છે ? "

રમેશચદ્ર–હું દરેક મહિને તેમને પાચ રૂપિયા આપુ છુ

વિષ્ણુપ્રસાદ-એટલી મ્હોટી રકમ ? ! ઠીક છે, ત્હારા ભાઇ-ઓની વહુઓ તથા બીજા બધા શુ ખાય છે ?

રમેશચદ્ર-તેની મ્હને શી ખબર ? સૌનો નિભાવ કરવાની શક્તિ મ્હારામા નથી.

વિષ્ણુપ્રસાદ—નહિ નહિ, રમેશ આવુ બોલતા તને શરમ નથી આવતી ? ! ત્હારી શક્તિ નથી એટલે તેઓ ભૂખના દુ ખથી મરી જાય ? તુ અને ત્હારી સ્ત્રી સુખ શાન્તિમા રહો, સારા કપડાલત્તા પહેરો અને તેઓ સર્વે દુ ખના દરિયામાજ ડૂબતા રહે ? તુ જે કમાતો હોય તે કમાણીમાથી ત્હારે સૌનો સાથેજ નિર્વાહ કરવો જોઇએ ત્હારી કમાણીમાથી જો સૌનો બન્ને વખતનો ખોરાક નભતો ન હોય તો સૌ એક વખત ઉપવાસ કરો અને એકજ વખત જમો હિંદુ પુત્રોનુ આવુજ કર્ત્તવ્ય છે

રમેશચદ્ર-તેમ તો થતુજ હતુ

વિષ્ણુપ્રસાદ-ત્યારે પછી હમણા કેમ નથી થતુ ?

રમેશચદ્ર-સૌએ મળીને એક માણસને કાયર કરી નાખ્યું-અકળાવી દીધુ જો તેની સાથે હળીમળીને સૌ ચાલ્યા હોત તો કંઈ હરકત નહોતી.

વિષ્ણુપ્રસાદ-એ એક માણસ કોણ ? ત્હારી સ્ત્રીજ કે ? જો તે જ હોય તો સૌને સહન કરવાનો ઉપદેશ આપવા કરતા હું ત્હારી પત્નીનેજ એવો ઉપદેશ કેમ નથી આપતો ? બીજાઓના કરતા તેના ઉપર ત્હારો વિશેષ અધિકાર છે.

રમેશચંદ્ર કાંઈ બોલ્યો નહિ

વિષ્ણુપ્રસાદે ફરીથી કહ્યું—"મ્હેં એમ સાંભળ્યું છે કે કાલે હરિયાએ આવીને ત્હારા પુત્રને ખોળામાં લીધો હતો, પરંતુ એ માટે ચંચળવહુએ ઘણું અયોગ્ય વર્તન ચલાવ્યું હતું તેમ કરવાની શી જરૂર હતી? હરિયાને એ પ્રકારથી ઘણું દુઃખ લાગ્યું છે"

રમેશચંદ્ર—જેનો છોકરો છે, તે જ જ્યારે તેને આપવાને નારાજ છે તો પછી હરિયાને તેને લેવાને માટે વિશેષ યત્ન કરવાની શી જરૂર છે?

વિષ્ણુપ્રસાદ મ્હોટેથી હસી પડ્યા તેમણે ગંભીર તેમજ વિકૃત સ્વરે કહ્યું—"રમેશ! પ્રથમ તો હું તને ઘણો સારો છોકરો ધારતો હતો મ્હને ત્હારૂં ભવિષ્ય ઉજ્વળ જણાતું હતું, પરંતુ અરેરે! આજે મ્હારી એ ધારણા અસત્ય ઠરી છે, મ્હારી આશા આસ્માનમાં ઉડી ગઈ છે તું ત્હારી સ્ત્રીનો ગુલામ બની ગયો છે, તથા ત્હારી સ્ત્રી પણ રમણી નહિ પરંતુ રાક્ષસી છે એ રાક્ષસીનો તું ગુલામ થઈને શા માટે ત્હારા કુટુંબી માણસો સાથે ત્હારી પોતાની પણ પાયમાલી કરે છે? શા માટે ત્હારા પૂર્વજોની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડે છે? મ્હને ચોક્કસ પાયા પર ખબર મળી છે કે, ત્હેં નોકરી કરીને લગભગ ત્રણ હજાર રૂપિયા એકઠા કર્યા છે કેમ ખરી વાત છેને?"

રમેશચંદ્ર—ના ના, આપ ભૂલો છો. પારકાના ઘરની લક્ષ્મી સૌને વિશેષ જણાય છે

વિષ્ણુપ્રસાદ—ત્યારે કદાચ તેનાથી કાંઈક થોડી રકમ હશે, પરંતુ જો સાંભળ, તેમાંથી તું ત્હારી માતાને પાંચસો રૂપિયા આપ. તેઓ એ પાંચસો રૂપિયાની સહાયતાથી હરિયાદ્વારા કાંઈક ધંધો કરાવીને સંસારનો નિર્વાહ કરશે.

રમેશચંદ્ર—એટલા બધા રૂપિયા હું આપું?

વિષ્ણુપ્રસાદ—એટલા ત્હારે આપવાજ પડશે કહે, આપીશ કે નહિ?

રમેશચંદ્ર—આ પ્રશ્નનો ઉત્તર હું આવતી કાલે આપીશ

"ઠીક છે, કાલે ઉત્તર આપજે, પરંતુ જોજે, મ્હારા પ્રશ્નનો

ઉત્તર તેમજ કહેલી રકમ આપ્યા સિવાય ચાલ્યો જઇશ નહિ." આમ કહીને વિષ્ણુપ્રસાદ ચાલ્યા ગયા

રમેશચંદ્રની માતા સરસ્વતી પણ ધીમે ધીમે રસોડા તરફ ચાલી ગઇ



## પ્રકરણ ૩ જુ.



### સર્પદંશ-માયા બંધનનો નાશ

સરસ્વતીના રસોડામા ગયા પછી ચંચળવહુ પતિ પાસે આવી ચઢી તેણે બારણા પાછળ છુપાઇ રહીને ગયા પ્રકરણની સઘળી હકીકત સાભળી લીધી હતી તણે રોષાવેશમાજ હાથની એકટીંગ કરી મુખને લાલચોળ કરી દઇને કહ્યુ-" જેટલા ખુશામતીઆ કચરાઓ આવે છે તે બસ એમજ કહે છે કે રૂપિયા એમને આપો રૂપિયા તો જાણે કે ગગાનુ પાણી કમ ન હોય ? "

રમેશચદ્રે પાછા ફરીને ચચળ તરફ દૃષ્ટિ કરી કહ્યુ-" તેં સઘળી હકીકત સાભળી છે કે ? "

નથને હલાવી, મુખને ફેરવી, નેત્રો લાલચોળ કરી તથા કંઠસ્વરને વિકૃત કરીને ચચળે કહ્યુ-" શા માટે ન સાભળુ ? ખરીજ વાત છે કે, ડોસાને સાઠ વર્ષ ઉપર થઇ ગયા છે, એટલે તે 'સાઠી બુદ્ધિ નાઠી'ની કહેવત ખરી કરી બતાવે છે ! "

રમેશ-પરતુ વિષ્ણુકાકા કહી ગયા તેનુ શુ કરવુ ?

ચચળ-શુ રૂપિયા આપવાનુ કે ?

રમેશ-હા

ચચળ-એક પૈસો પણ નહિ રૂપિયા આપણા છે શા માટે આપણે આપીએ ? તેમને આપીએ એટલે પછી મ્હારા સુકુમારને તો ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરવાનોજ દિવસ આવે વળી આપણે રૂપિયા નહિ આપીએ તો તેઓ બધા મળીને આપણને શુ કરી નાખવાના છે ?

રમેશ-કરવાના તો શુ હતા, પરતુ. . . .

અચળ—પરંતુ શું ? આપવા છે . તો ભલે આપો. મ્હારા સુકુમારના હાથમાં ચપણીઉં આપો ! તુમડી આપો ! ! તમે મ્હારા નયનમણિ સુકુમારની તો કાંઇ ફિકર રાખતાજ નથી મ્હારો પ્રાણાધિક પુત્ર શું ખાઇને મ્હોટો થશે ? હું એક પણ પૈસો આપીશ નહિ—આપીશ નહિ તે આપીશ નહિજ—જેમ થવાનું હોય તેમ ભલે થાય

રમેશ—ગામના ઘણાખરા માણસો આપણી નિંદા કરે છે, વળી આ વખતે નવ્વાબ સાહેબનો મોજશોખ વધી પડવાથી હું પણ કળે કળે ત્રણ હજાર રૂપિયા જેટલી મ્હોટી રકમ યુક્તિ પ્રયુક્તિથી કાઢી લાવ્યો છું, તેથી તેમાંથી માત્ર ત્રણસો રૂપિયા ઘરમાં આપવા છે, એટલે આપણી નિંદા થતી અટકે, અને ઘરના માણસો પણ પોતાના દિવસો સુખમાં પસાર કરે

અચળ—મ્હારા તરફથી એક પણ પૈસો મેળવવાની તમે આશા રાખશો નહિ

રમેશચંદ્ર—માતાજી તથા ઘરની વહુઓ વગેરે ઘણાં દુ:ખી થાય છે ! હરિશ્ચંદ્રની હકીકત સાંભળીને વાસ્તવિક રીતે મ્હારો જીવ વિચળિત થઇ ગયો હતો

અચળ—વાહરે મ્હારા દયાસાગર ! હવે આવી દયાને દૂર કરો. તેમજ એક પણ પૈસો મેળવવાની આશાને અંતરમાં ન ધરો. મ્હારા સુકુમાર પર માયા રાખનાર આપણા સિવાય કોઇ નથી, માટે હું કોઇ પણ રીતે મ્હારા સુકુમારનું અહિત થવા દઇશ નહિ.

રમેશચંદ્ર શાન્ત રહીને વિચાર કરવા લાગ્યો તેણે વિચાર્યું કે—" પત્નીનું કહેવું કાંઇ ખોટું નથી, જો કદાચ આજેજ ન કરે નારાયણ અને મ્હારૂં મૃત્યુ થાય અગર તો જો હું બિમાર થઇ જાઉં તો પછી સુકુમારની સંભાળ કોણ રાખે તેમ છે ' ઘરના માણસો ભૂખના દુ:ખથી રીબાય છે, તે માટે હું શું કરૂં ? મ્હારી પત્નીનું કહેવું પણ કાંઇ ગેરવ્યાજબી નથી. મ્હારો સુકુમાર શું ખાઇને મ્હોટો થાય !

બાજુની એક ઓરડીમાં સુકુમાર ઉંઘી ગયો હતો—બરાબર આજ સમયે તે મ્હોટેથી બુમો મારતો રડી ઉઠ્યો. પતિ પત્ની સફાળા

ઉડીને તેની પાસે ગયા

એ ઘરમા એક ન્હાના દીપકની ઘણી ક્ષીણુ જ્યોતિ પ્રકાશી રહી હતી એ ક્ષીણુ જ્યોતિથી સમસ્ત ઓરડીમા પ્રકાશ પડતો નહોતો. સુકુમાર ખૂમો મારીને રડતા રડતા કહેવા લાગ્યો કે –" ઓ બાપા ! ઓ બા ! મલી ગયો લે ! બલી ગયો લે ! મ્હને મિનિ કરલે છે "

મિની, એ સુકુમારની સાથે રમતી બિલાડી હતી સુકુમારે વ્યાકુળતાથી આવી ખૂમો મારી, પોતાના ઉચ્ચ સ્વરથી સમસ્ત ઘરને ગજવી મૂકયુ એ રૂદનસ્વર તે જાણે કે ભયકર દુખનો હૃદય-ભેદક આર્ત્તનાદ હતો !

રમેશચદ્રે સુકુમારને પોતાના હાથમા ઉંચકી લીધો, તથા દીપક પાસે જઇને જોયુ તો સુકુમારના જમણા પગના અગુઠા પર સહજ ખાડો પડ્યો હતો તથા એ ખાડામાથી ખર ખર કરતી લોહીની ધારા વહેતી હતી !

સુકુમાર ધીમે ધીમે વિશેષ વ્યાકુળ બની જતો હતો તેનુ મ્હો તથા નેત્રો નીલ રગના થઇ જતા હતા રમેશચદ્રે પત્નીને કહ્યુ –" જો જોઇએ, પથારીમા બિલાડી છે કે નહિ ? "

અચળ જલદીથી દીપકને હાથમા લઇ પથારી પાસે ગઇ તથા તેણે તપાસ કરી તો બિછાનામા બિલાડી જણાઇ નહિ, પરતુ એવામા ઉશિકા તરફ તેની નજર પડતા તે ભયથી ચમકી ઉઠી ! એક ભયકર વિષધર-સર્પ ઉશિકા પાસે પોતાની ફણા ઉચી નીચી કરીને ફુફાડા મારી રહ્યો હતો !

રમેશચદ્રે પણ આ કાળા નાગને જોયો સાથે સાથે રૂદન કરતો કરતો તે પુત્રને હાથમા લઇનેજ બ્હાર નીકળ્યો ચચળવહુ પણ રડની રડતી પતિ પાછળ બ્હાર નીકળી

રમેશચદ્રે ઘરમાથી બ્હાર નીકળી મ્હોટેથી ખૂમ, મારી " હરિયા ! ઓ હરિયા ! જલદીથી અહિં આવ ભાઇ ! સુકુમારને સાપ કરડ્યો છે રે-"

આ સમયે હરિશ્ચદ્ર ગામમા રખડી આવીને ઘેર બેઠો બેઠો

બાજરીનો રોટલો અને મોઢું જમનો હતો તરતજ તે હાથ ધાઇ એકજ ઘુટડો પાણી પી રમશચંદ્ર પાસે આવ્યો આવતાની સાથેજ તેને જે સમાચાર મળ્યા તે સમાચારથી તેના દુ ખની સીમા રહી નહિ. ભાઇના કહેવાથી તે તરતજ વાઘરીવાડામા સાપ ઉતારનાર માણુસને બોલાવી લાવવા વિજળી વેગે ચાલ્યો ગયો

રામલો વાઘરી સાપ ઉતારવામા ઘણો પ્રખ્યાત તેમજ સિદ્ધ હસ્ત હતો. હરિશ્ચંદ્ર તેને બોલાવીને ઘેર આવ્યો, પરતુ તે સમય સુકુમારના શરીરમા જીવ નહોતો સુકુમાર રૂપી પખી-તે સમયે આ સસારની માયા રૂપી પિંજરનુ બંધન છિન્ન ભિન્ન કરી નાખી કોઇ અજાણ્યા પ્રદેશમાં ઉડી ગયુ હતુ ! ઘરના તેમજ કુટુંબના સઘળા માણુસો તેના મૃતદેહની પાસે પછાડા ખાતા હતા ! પરંતુ અરેરે ! જે જાય છે-જે આ સસારના બધનને છિન્ન ભિન્ન કરી નાખે છે તે કદાપિ પોતાની પાછળ રૂદન કરનાર-હાયપિટ કરનારની તરફ એક દૃષ્ટિપાત સુદ્ધા કરતુ નથી !

આડોસ પાડોસના માણુસો આવી ચઢયા, તથા કેટલાક આત્મિય પુરૂષો સ્નેહ-કરૂણાના આધાર, સુકુમારના સુકોમળ દેહને તેના માતા પિતા તેમજ સગા વ્હાલા પાસેથી લઇને સ્મશાનમા મૂકી આવ્યા

જે દેહને સાપ કરડે છે, તેને અગ્નિદાહ દેવામા આવતો નથી, જળમા તણાતો મૂકવામા આવતો નથી, પણ સ્મશાન ભૂમિમા દાટી આવવોજ પડે છે, તેથી સુકુમારના દેહને પણ તેજ પ્રમાણે સ્મશાનમા દાટી આવવામા આવ્યો !

## પ્રકરણ ૪ થું.

### અપૂર્વ જ્ઞાન

રાત્રિનો અધકાર પૃથ્વી પરથી સર્વાગે દૂર થયો નહોતો હજી સુધી ગગનમા બે ચાર તારકા પ્રકાશી રહ્યા હતા રાત્રિએ જન જગ-

લમા ફરતા પશુઓ અદ્યાપિ અદ્રશ્ય થઇ ગયા નહોતા અદ્યાપિ રાત્રિનો વાયુ પ્રભાતના આગમનની રાહ જોઇ ધીમે ધીમે વહેતો હતો.

આ સમયે હરિશ્ચદ્ર દુ ખી હૃદયને દબાવી રાખી સ્મશાનભૂમિમા આવી ચઢયો તે જાણે કે સુકુમારને શોધવા આવ્યો હતો ગઇ રાત્રે એ દેહને આ સ્મશાનભૂમિમા મૂકી જવામા આવ્યો હતો, પરંતુ અત્યારે એ દેહ ક્યા છે? સર્વત્ર શૂન્ય છે!

સ્મશાન તટને ધોઇ નાખીને નદીનો પ્રવાહ સાગર તરફ પ્રચડ ગતિથી દોડયો જતો હતો શૂન્ય વાયુ 'ઝીમ ઝીમ' શબ્દ કરતો વહેતો હતો શિયાળવાનો ભયકર અવાજ સાભળવામા આવતો હતો કોઇ કોઇ ઠેકાણે કૂતરા ભમતા હોય એમ જણાતુ હતુ હરિશ્ચદ્ર સ્વગત બોલી ઉઠયો —" સુકુમાર! જીવનાધાર! ભાઇ! તને કેટલા બધા દિવસથી મ્હે મ્હારા ખોળામા નથી લીધો? શુ એક વખત તુ મ્હારી પાસે નહિ આવે? મ્હારા હૃદયમા અપાર દુ ખ થાય છે એક વખત શુ તુ એ વેદના દૂર કરવાને મ્હારી પાસે નહિ આવે? આવ આવ, તદ્દન નિષ્ઠુર ન થા સુકોમળ [illegible] આવી સ્મશાનભૂમિમા રહેવાને યોગ્ય નથી હે દેવલોકના બાળક! નયનમણિ! આવ, આવ, જલદી આવ, આ ત્હારા દુ ખી કાકાને વધારે ન સતાવ "

હરિશ્ચદ્રના આ વચનો સ્મશાનભૂમિમા સર્વત્ર ગાજી ઉઠયા, પરતુ કોઇએ કાઇ ઉત્તર આપ્યો નહિ કોઇએ એ વાતને સાભળી નહિ.

હરિશ્ચદ્રે આટલી બધી બૂમો મારી, વિનતિ કરી, તોપણ કોઇએ કેમ કાઇ ઉત્તર આપ્યો નહિ? હરિશ્ચદ્રે વિચાર્યુ —" સુકુમાર સિવાય આ જગતમા રહેવાથી શો લાભ છે? એ સસારનો ત્યાગ કરી ગયો તો હુ શુ કરી શકીશ નહિ? આ સરિતાના શીતળ જળમા સૂઇ જવાથી સઘળુ દુ ખ શુ દૂર થતુ નથી? એમ કરવાથી શુ આત્મહત્યાનુ પાપ લાગશે? પાપ! પાપ શુ છે? પાપમાજ દુ ખ છે—જ્વાળા છે આ દુ ખ કરતા, આ જ્વાળા કરતા શુ એ દુ ખ તેમજ એ જ્વાળા વિશેષ અસહ્ય છે? કોઇએ પણ નજર કરીને જોયુ નહિ કે આ હૃદયમા કેટલુ બધુ દુ ખ છે અરે ભગવાન!

તમે તો કલ્યાણકર્તા છો, તો પછી તમારા સંસારમા આટલુ બધુ અમંગળ કેમ થાય છે? સુકુમારને શા માટે તમે મ્હારી પાસેથી તમારી પાસે બોલાવી લીધો?

આ વચનોનો ઉત્તર નદીના સામેના કિનારેથી આવ્યો. કોઇએ જાણે કે પેલે કિનારે ઉભા રહીને ગંભીર સ્વરે કહ્યુ –"આ વિનાશ-નીતિ નિષ્ઠુરતાનુ કારણ નથી! સંસારમા સુખ દુખ તેમજ નાશ અને ઉત્પત્તિ ચાલ્યાજ કરે છે. ઉત્પત્તિ વિના સૃષ્ટિ થતી નથી!"

હરિશ્ચંદ્રે નમ્ર સ્વરે કહ્યું –"મ્હારા જીવનનો આધાર તોડી પાડવાથી, મ્હારી મધુર સુરવાળી વીણા ભાગી નાખવાથી શો લાભ થયો?"

ઉત્તર મળ્યો કે –"તુ અને હુ કોણ છીએ? જડ તેમજ ચેતન સર્વત્ર સમાન વિધિ છે! શોક શા માટે કરે છે? કોણ આવે છે, તથા કોણ જાય છે? એ સઘળી ભ્રાંતિ તુ ભૂલી જા અને હરિ-રસનો સ્વાદ ચાખવાને અન્તે આગળ ધા."

હરિશ્ચંદ્ર–શુ હુ ભૂલી જાઉં? સુકુમારને ભૂલી જાઉં? એ મ્હારૂં સર્વસ્વ હતો, મ્હારો નયનમણિ હતો, મ્હારા જીવનનો આધાર હતો, સંસારનો સાર હતો.

ઉત્તર–ત્હારી ભૂલ છે! જ્યારે તે આવ્યો હતો ત્યારે તેને બોલાવવો પડયો નહોતો. બોલાવ્યો હોત તોપણ તે આવત નહિ. હવે ચાલ્યો ગયો તોપણ તેને ચાલ્યા જવાનુ કહ્યુ નથી. કહ્યું હોત તોપણ તે જાત નહિ. જવુ આવવુ–ભ્રમ છે.

હરિશ્ચંદ્ર–તો સુકુમાર! પ્રાણાધિક સુકુમાર! એક વખત તુ મ્હને દર્શન દઇ જા. એકજ વખત મ્હારા ખોળામા બેસી જા. ત્હારી માતાએ તને મ્હારા ખોળામા બેસવા દીધો નથી તેથી મ્હને ઘણું દુખ થાય છે.

બરાબર આજ સમયે હરિશ્ચંદ્રની પાછળ કોઇ જલદીથી આવીને ઉભુ રહ્યુ. અંધકારમા પ્રથમ તો હરિશ્ચંદ્ર આવનાર વ્યક્તિને ઓળખી શકયો નહિ, ત્યાર પછી તેને માલૂમ પડયુ કે તેની પાસે તેનો મ્હોટો ભાઇ રમેશચંદ્ર આવીને ઉભો રહ્યો છે.

"ત્હારી માતાએ તને મ્હારા ખોળામા લેવા દીધો નથી !"
"પ્રાણાધિક, હરિશ્ચંદ્ર આટલો બધો પ્રેમ રાખતો હતો ? આવ ભાઇ ! આજે આપણે એક તીર્થના મુસાફર છીએ, એક દેવતાના દર્શન કરનાર છીએ હવે એ વાક્યને મુખમાથી બહાર કાઢીશ નહિ "

રમેશચન્દ્ર ભાઇને ગળે વળગી પડીને દીવાનાની માફક રડી પડ્યો હરિશ્ચંદ્ર પણ રડવા લાગ્યો

ત્યાર પછી બન્ને ભાઇઓ ઘેર ચાલ્યા આવ્યા

રમેશચન્દ્રે પોતાની માતા સરસ્વતીને બોલાવીને કહ્યુ -" જેને માટે હુ પૈસા એકઠા કરી રાખતો હતો, તે ચાલ્યો ગયો છે અમે તેને અમારા સિવાય બીજા કોઇની પાસે, તેના ન્હાના કાકાની પાસે સુદ્ધા જવા દેતા નહોતા તે જાણે કે તેને અયોગ્ય જણાતુ હતું, તેથી એ વંશનો તિલક, સકળનો નિધિ, અમારો એક ાનો થઇને ગ્હ્યો નહિ અમારા પાપેજ એ ચાલ્યો ગયો મા ! હવે એવી જૂદાઇ રાખવાની જરૂર નથી. આજે મ્હને તથા હરિને એકઠુ ખાવાનુ આપ ખાઇને હુ સદાને માટે જ્યા નોકરી કરૂ છુ ત્યા ચાલ્યા જાઉ છુ જે રકમની પ્રાપ્તિ થશે તે રકમ પ્રત્યેક મહિને ઘેર મોકલી આપીશ સુકુમાર સિવાય શૂન્ય બની ગયેલે ઘેર હવે હુ પાછો આવીશ નહિ "

## પ્રકરણ ૫ મું.

### ભ્રાતૃ-સ્નેહનું એક અપૂર્વ ચિત્ર.

રમેશચન્દ્ર પુત્ર શોકથી તદ્દન અધીર બની ગયો તેની માતાએ તેને ત્રણ ચાર દિવસ સુધી નોકરી પર જવા દીધો નહિ

આ ત્રણ ચાર દિવસમા તેમના સંસારની વ્યવસ્થા ઘણી ફેલાઇ ગઇ હતી

રમેશચન્દ્રે હવે જૂદા રહેવાની ઇચ્છા જણાવી નહિ. ચંચળવહુ પણ પુત્ર વિયોગના શોકથી ગાડી સ્ત્રીના જેવી બની ગઇ હતી. તેણે પણ હવે જૂદા રહેવાની વાત તરફ વિશેષ લક્ષ્ય આપ્યુ નહિ. સૌ

પૂર્વ પ્રમાણે એકઠા થઇ ગયા સ્નેહલતા પુત્ર શોકથી વ્યાકુળ બનેલી ચંચળવહુને આશ્વાસન આપવા લાગી

સુકુમારના મૃત્યુના સમાચાર જાણવામા આવતાજ ચંચળવહુની વિધવા ભાભી પોતાના પચીસ વર્ષની ઉમ્મરના પુત્ર રામપ્રસાદને લઇને તે દિવસે સંધ્યા સમયે રમેશચંદ્રને ત્યા આવી પહોચી

રમેશચંદ્ર ઘરમા બેઠો બેઠો ચંચળવહુને સાન્ત્વન આપતો હતો એવામા તેના સાળાની પત્ની તથા સાળાના પુત્રે ઘરમા પ્રવેશ કર્યો તેમને જોતાની સાથેજ ચંચળવહુ મ્હોટેથી રડવા લાગી રામપ્રસાદની માતાએ પણ પોતે પહેરેલા વસ્ત્રના પાલવને પોતાની આંખો ઉપર દાબ્યો

ચંચળવહુએ રૂદન કરતા કરતા કહ્યુ –" વહુ ! મ્હારા સર્વસ્વનો નાશ થયો છે મ્હારૂ ઘર, મ્હારો ખોળો, તેમજ મ્હારૂ હૃદય શૂન્ય થઇ ગયા છે ! "

રામપ્રસાદની માતાએ અનેક પ્રકારની ઉપમા તેમજ પુરાણની કથાઓના દૃષ્ટાંતો દર્શાવીને નણંદને સાન્ત્વન આપવાનો યત્ન કર્યો તથા ત્યાર પછી રામપ્રસાદનો હાથ પકડી તેને નણંદના ખોળા પાસે બેસાડીને કહ્યુ – ' ઉદર અને સહોદરમા કાંઈ જૂદાઇ નથી આ તમારા ભાઇનોજ પુત્ર છે તેને તમારોજ ગણીને તમારા ખોળામા બેસાડો આજથી એ મ્હારો નહિ પરંતુ તમારોજ છે "

ચંચળવહુએ ભાભીના આ વચનોનો કંઈ ઉત્તર આપ્યો નહિ રમેશચંદ્ર બહાર ચાલ્યો ગયો રૂક્મિણી આવીને રામપ્રસાદ તેમજ રામપ્રસાદની માતાને રસોડામા લઇ ગઇ

જમતી વખતે રમેશચંદ્રે માતાને કહ્યુ –" મા ! ભાગ્યમા જે બનવાનુ હતુ તે બની ગયુ છે હવે હુ સુકુમાર સિવાય શૂન્ય બની ગયેલા ઘરમા રહી શકતો નથી તેથી આજે હુ નોકરી પર ચાલ્યો જઇશ "

સરસ્વતીએ રડતા રડતા પૂછ્યુ –" ફરીથી ઘેર ક્યારે આવીશ ? "

રમેશચંદ્ર–હમણા કાંઇ કહી શકતો નથી. મ્હને લાગે છે કે

હમણા થોડા વખતમા તો મ્હારાથી આવી શકાશે નહિ !

સરસ્વતી—ભાઇ ! આ ગરીબ માતાને દુ ખ દેછશ નહિ. શાતિ ધારણ કર જ્યારે સુકુમારના વિયોગથી તને તેમજ મ્હને આટલુ બધુ દુ ખ લાગે છે તો પછી તુ ઘણા સમય સુધી મ્હને ત્હારૂ મુખ બતાવે નહિ એ દુ ખ મ્હારાથી કેમ કરીને સહન કરી શકાશે ?

રમેશચદ્ર-દીવાળી પહેલા તો નહિજ આવી શકાય

સરસ્વતી—ઠીક છે, પરતુ તે પહેલા જો અવકાશ મળે તો જરૂર વવારે નહિ તો માત્ર બે દિવસને માટે પણ આવી જજે હ, પણ તને હજી એક વાત કહેવાની છે

રમેશચદ્ર—શી વાત ?

સરસ્વતી—હવે હરિયાના વિવાહની કાઇ વ્યવસ્થા કર હવે મ્હારો ભરોસો રાખીશ નહિ—મ્હારૂ હૃદય અપાર દુ ખી થયુ છે કૃષ્ણચદ્રને ઘેર તેડી લાવવાનો યત્ન કર રામપ્રસાદ તથા તેની માતા આવ્યા છે—મ્હને લાગે છે કે, તેઓ જલદીથી પાછા જવાના નથી. તે માટે તુ કાઇ પણ બોલીશ નહિ હવે મ્હારે એકઠુ કરવાની કાઇ જરૂર નથી—જેને માટે હુ કાઇ સચય કરી રાખવાની ઇચ્છા રાખતી હતી તે તો દગો દઇને ચાલ્યો ગયો છે હવે તું મ્હને મહિને જે કાઇ મોકલીશ તેમાથી ઘર ખર્ચ ચાલ્યા કરશે

રમેશચદ્ર—તમને જેમ યોગ્ય લાગશે તેમજ થશે તોપણુ આટલા બધા ઉતાવળા થશો નહિ—સમારની સઘળી બાજી ઇશ્વરના હાથમા છે

માતા ! મહામાયાના સસારમા આ રહસ્યમય પ્રકારો કોઇ સમજી શકતુ નથી તોપણુ એટલુ તો સમજી શકાય છે કે, સર્વત્ર લોકદષ્ટિથી ગુપ્ત રીતે વિધાતાનો કોઇ મગળમય ઉદ્દેશ છુપાઇ રહેલો છે મનુષ્યની ક્ષુદ્ર બુદ્ધિ એ ગુઢ રહસ્યભેદનો પડદો ખસેડી શકતી નથી.

પુત્રના વિયોગ શોકથી ચિંતાતુર બની ગયેલા રમેશચદ્રે પછી પત્નીને સમજાવી કે—" આપણે ઘણા ક્ષુદ્ર છીએ. આપણે સસારના

સૌ સ્નેહીઓના સ્નેહપાત્ર કુળતિલક નિધિને સૌના સ્નેહમાથી વિચ્છિન્ન કરી રાખ્યો હતો મ્હને લાગે છે કે તેથી કરીનેજ એ દુખી થઇને આપણા સ્નેહનો ત્યાગ કરી નાસી ગયો છે હવે તો સૌની સાથે મળીને સલાહ શાન્તિમાજ બાકીના દિવસો પસાર કરજે "

ચચળવહુએ પતિના આ વાકયો પ્રમાણે વર્ત્તવાનુ કબૂલ કર્યું

પ્રભાતકાળે રમેશચદ્રે ઉઠીને હરિશ્ચદ્રને જગાડયો, તથા તેને કહ્યુ –" ચાલ તુ પણ મ્હારી સાથે સ્ટેશન સુધી ચલ સ્હવાર થતામા તો તુ ઘેર પાછો આવી શકીશ "

હરિશ્ચદ્ર ભાઇની સાથે ચાલી નીકળ્યો બન્ને ભાઇઓ કાઇ પણ બોલ્યા સિવાય શાન્તિથી ચાલ્યા જતા હતા ચારે દિશાએ શાન્તિ જણાતી હતી તોપણ હરિશ્ચદ્ર તેમજ રમેશચદ્રના હૃદયમા અશાન્તિનો અગ્નિ સળગી રહ્યો હતો જાણે કે રસ્તો પણ અનેક યુગ યુગાતરની પસાર થઇ ગયેલી યાદદાસ્તને છાતી ઉપર ધારણ કરીને આગળ વધતો હતો પીપળાના ઉચા વૃક્ષો તેજ પ્રમાણે ઉચુ માથુ કરીને શાન્તિ ધારણ કરી જીવનની ભૂતકથાની સાક્ષી આપતા હતા– સઘળુ તેવુજ જણાતુ હતુ માત્ર તેમના હૃદયમા એ સુખશાન્તિ નથી, એ પ્રફુલ્લતા નથી-હમણા તે શૂન્ય તેમજ ચિંતાપૂર્ણ છે !

ધીમે ધીમે બન્ને ભાઇઓ બાજવા સ્ટેશને આવી પહોચ્યા આ સમયે પૂર્વ દિશામા સૂર્યનારાયણના કિરણો પ્રકાશી નીકળ્યા હતા. રાત્રિનો અધકાર દૂર થઇ ગયો હતો

રમેશચદ્રે ગદ્દગદ્દ કઠે હારશ્ચદ્રને કહ્યુ –" ભાઇ ! હવે અડધા કલાકમાજ ગાડી આવશે ત્હારે અહિ રોકાઇ રહેવાની કાઇ જરૂર નથી તુ હવે ઘેર જા હુ પ્રત્યેક માસે જે રકમ પેદા કરીશ તે બધી ત્હારી તરફ મોકલી આપીશ. "

હરિશ્ચદ્રે સ્પષ્ટ તેમજ નમ્ર કઠે કહ્યુ –" મ્હારી તરફ ! ભાઈ ! હુ સસારનો ભાર ખેચી શકુ તેમ નથી વળી મ્હારી સમસ્ત શક્તિ સુકુમારના ચાલ્યા જવાની સાથેજ નાશ પામી છે મ્હારા જીવનુ બધન સુકુમાર-કોઇ અગમ્ય દેશે ચાલ્યો ગયો છે. હવે હુ સુકુમાર

સિવાય શૂન્ય બની ગયેલા ઘરમા રહી શકીશ નહિ ભાઇ! સસાર સબધીની વ્યવસ્થા કરવાનો ભાર તમારે શિર પર છે તો પછી તેને તમારા શિર પરજ રહેવા દ્યો હુ જેમ બને તેમ જલદીથી ઘરનો ત્યાગ કરી ચાલ્યો જવાનો છુ!"

રમેશચદ્રનુ પુત્ર શોકથી સતપ્ત હૃદય અનુતાપના ઉષ્ણ અશ્રુથી ગળી ગયુ હતુ તેણે ધીમેથી કહ્યુ -"હરિ! ભાઇ! અત્યાર સુધી એક પ્રકારની ભ્રમપૂર્ણ મોહજાળથી મ્હારા નેત્રો ઢકાઇ રહેના હતા તે સમયે હુ એમ સમજતો નહોતો કે, "મનુષ્યની દુર્બળ શક્તિની પાછળ પ્રકૃતિની મહાન્ શક્તિ રમ્યા કરે છે-કલ્યાણમયી પ્રકૃતિ માત્ર આગળી હલાવે છે એટલે મનુષ્ય તેનો વેચાયલો ગુલામ બની જાય છે પ્રકૃતિના સરળ ઉદાર વિધાન આગળ મનુષ્યનો સઘળો શ્રમ વ્યર્થ થાય છે મનુષ્યની બુદ્ધિ આસમાનમા ઉડી જાય છે" પરમાત્માએ મ્હારા સુકુમારને પોતાની પાસે બોલાવી લઇને મ્હારા જ્ઞાન ચક્ષુ ઉઘાડ્યા છે-મ્હને સમજાવ્યુ છે કે આટલું બધુ શા માટે? સ્વાર્થાંધ થઇને પોતાના એકલાને માટે સૌ સ્નેહીજનોનો સ્નેહ વિચ્છિન્ન કેમ કર્યો? એ કલાકમા તો એ ચાલ્યો જાય એ ભૂલી કેમ જાય છે? જે કર્તવ્ય છે-જે કાર્ય કરવાનુ છે-તે કદાપિ ભૂલી જઇશ નહિ ભૂલી જઇશ તો અસાધારણ દુ:ખ ભોગવવુ પડશે"

"ભાઇ! તુ કદાપિ ઘરનો ત્યાગ કરી ચાલ્યો જઇશ નહિ મ્હે ત્હારી સાથે ઘણુ નિષ્ઠુરતાપૂર્ણ વર્તન ચલાવ્યુ છે સુકુમારને ત્હારા ખોળામા આપવામા આવતો નથી, એ હકીકત મ્હારા જાણવામા આવ્યા છતા મ્હે એ સબધી કાઇ વ્યવસ્થા કરી ત્હારા વ્યથિત ચિત્તને શાન્ત કર્યુ નહોતુ, ઉલટુ મ્હે મોહાધીન થઇને એ મતમાજ મન દર્શાવ્યો હતો! મ્હારો એ મહાન્ અપરાધ ભૂલી જજે, મ્હને ક્ષમા કરજે" અશ્રુથી ભરાઇ ગયેલી આખોએ અસ્પષ્ટ સ્વરે રમેશચદ્રે આ વચનો કહ્યા

"ક્ષમા! શાની ક્ષમા ભાઇ? હુ તો તમારો ન્હાનો ભાઇ છુ" હરિશ્ચંદ્રથી વિશેષ બોલી શકાયું નહિ! તેના ભુજલતા અગને આલિંગન

કરી રમેશચંદ્રે તેના મસ્તક પર ચુમ્બન કર્યું

આ એક અપૂર્વ દેખાવ હતો ! વિરાટ અનંત સીમા વિનાના આકાશતળમાં એ દેખાવ મધુર હતો ! એ દેખાવ પવિત્ર ભ્રાતૃ-સ્નેહના અનંત ભંડારમાંના એક અદ્વિતીય ચિત્ર સમાન હતો !

ત્યાર પછી અશ્રુથી ભરાઇ ગયેલા નેત્રોએ હરિશ્ચંદ્ર બંધુની પાસેથી વિદાય માગી ઘર તરફ પાછો ચાલી નીકળ્યો

## પ્રકરણ ૬ ઠું.

### રજનીચંદ્રનો પત્ર.

લગભગ આઠ વાગતામાં તો હરિશ્ચંદ્ર બાજવા સ્ટેશનેથી ઘેર આવી પહોંચ્યો સમસ્ત ઘર સુકુમાર સિવાય જાણે કે ' હાહાકાર ' કરી રહ્યું છે ઘરની સામે આવેલા બે ચાર વૃક્ષો જાણે કે સુકુમારને માટે ચિંતાપૂર્ણ ભાવથી વખત વીતાડે છે

હરિશ્ચંદ્ર ઘેર આવીને ચંચળવહુ પાસે ગયો તે સમયે ચંચળવહુ શય્યામાં પડી પડી સુકુમારને યાદ કરી શોક કરી રહી હતી હરિશ્ચંદ્રે કરૂણસ્વરે કહ્યું -" ભાભી ! ઉઠો હવે ચિંતા કરવાથી કાંઇ વળવાનું નથી આ શરીરનો ત્યાગ કરશો તોપણ એ માણિક્ય હવે મળવાનું નથી. જો મળી શકે તેમ હોત તો આ હરિશ્ચંદ્રના નિરૂપયોગી દેહના દાનથી એ કાર્ય થઇ ગયું હોત "

ચંચળ ઉઠીને બેઠી થઇ તેણે મ્હોટેથી રૂદન કરીને કહ્યું - ' એ તમારી પાસે આવવાને માટે ઘણા પછાડા ખાતો હતો તોપણ હું હતભાગિની તેને તમારી પાસે આવવા દેતી નહોતી ! મ્હને લાગે છે કે તેને પરિણામેજ એ ક્રોધે ભરાઇને અમારી પાસેથી ચાલ્યો ગયો છે સુકુમાર ! પાછો આવ ભાઇ ! ત્હારા ન્હાના કાકા પાસે જતાં હવે હું તને કદાપિ રોકીશ નહિ એક વખત મ્હારા નયનમણિ ! આ ત્હારી જન્મદાયિની માતા પર કૃપા કરીને પાછો આવ "

કોઇએ આ વાક્યોનો ઉત્તર આપ્યો નહિ માત્ર હરિશ્ચંદ્રના

નેત્રોમાંથી પ્રબળ જળ-પ્રવાહ વહેવા લાગ્યો. તેણે ધોતીઆથી પોતાની આંખો સાફ કરી

રામપ્રસાદની માતા બરાબર આજ સમયે ત્યાં આવી ચઢી. તેણે હરિશ્ચંદ્રને કહ્યું –" અરેરે ! આ શું ? આમ કરીને એ દુઃખી જીવને વધારે શા માટે રડાવો છો ? જે વાત ભૂલાવી દેવાની છે, તેને શા માટે તાજી કરાવો છો ? રામુ રામુ ! આવ, ત્હારી ફોઇ પાસે આવ-તને જોતાં તેમના જીવને કાંઇક ટાઢક વળશે હરિશ્ચંદ્ર ! તમે હમણાં બ્હાર ચાલ્યા જાઓ "

હરિશ્ચંદ્ર ચાલ્યો ગયો

એ દિવસે એવો નિશ્ચય થયો કે રામપ્રસાદ તથા તેની માતા હમ્મેશાને માટે એ ઘરમાંજ રહેશે, તથા રામપ્રસાદ પોતાની પુત્ર વિયોગિની ફોઇનો પાલક-પુત્ર થશે

આ પ્રકારથી હરિશ્ચંદ્ર સંતુષ્ટ થયો નહિ હરિશ્ચંદ્રની માતા સરસ્વતી તેમજ બીજા કોઇને પણ આ નિશ્ચય પસંદ પડ્યો નહિ, તોપણ ચંચળવહુના નિશ્ચય વિરૂદ્ધ એક પણ શબ્દ બોલી શકવાનું સાહસ ઘરના કોઇ પણ માણસમાં નહોતું

આ પ્રકાર બની ગયા પછી પંદર દિવસે હરિશ્ચંદ્રને રજની-ચંદ્રનો એક પત્ર મળ્યો પત્ર મુંબઇથી આવ્યો હતો તેમાં રજનીચંદ્રે લખ્યું હતું કે –

' ઘણા દિવસથી ત્હારો પત્ર નથી મ્હારા સાંભળવામાં એમ આવ્યું છે કે, મ્હોટા ભાઇનો પુત્ર મૃત્યુ પામ્યો છે આ ઘણો દુઃખ-પૂર્ણ પ્રકાર બન્યો છે, પરંતુ ઇશ્વર લીલા આગળ લાચાર ! ભાગ્યના ઉપર મનુષ્યની કાંઇ સત્તા નથી જીવન પર થઇને અનેક પ્રકારના દુઃખ ચાલ્યા જાય છે હું નોકરી છોડી દઇને મુંબઇ આવ્યો છું, અને અહિં એક મ્હોટું દવાખાનું મ્હેં સ્થાપિત કર્યું છે, આ દવા-ખાનાનું સઘળું કામકાજ હું એકલો સંભાળી શકતો નથી. ઘેર ત્હારૂં પણ કાંઇ એવું ખાસ કામ હોતું નથી, માટે આ પત્ર મળતાંજ તું આ તરફ ચાલ્યો આવજે તું અહિં આવીશ એટલે મ્હને કામ-

કાજ કરવાની ઘણી સુગમતા થઇ પડશે મ્હાગથી પારકાની ઉપર વિશ્વાસ મૂકી શકાતો નથી. ત્હારા આવવાથી મ્હારો જીવ નિશ્ચિંત રહેશે ઘરના સમાચાર જરૂર લખજે એજ

લી૦ શુભેચ્છક

રજનીચંદ્રના શુભાશિર્વાદ "

હરિશ્ચદ્રે આ પત્ર ઘરના સૌ માણુસોને વાચી સભળાવ્યો અચળવહુએ પત્રની હકીકત સાભળી ખરી, પરતુ તે કઇ બોલી નહિ સસારના કોઇ પણ વિષયમા તે હવે લક્ષ્ય આપતી નહોતી પુત્ર શોકથી શોકાતુર રહેતી ચચળને આવા ગૃહસસારના વિષયોમા જોગવવાનો કોઇ યત્ન પણ કરતુ નહોતુ

હરિશ્ચદ્રની માતા પણ સુકુમારના શોકથી શય્યાવશ થઇ હતી તોપણ તેને સર્વ વિષયમા લક્ષ્ય આપવુ પડતુ હતુ આ શોક દુખમા પણ જો સસારનુ બંધારણ ફરીથી બધાય તો સારૂ એવી તેની આશા હતી તેણે કહ્યુ -" તેણે અહમ્મદનગર છોડયુ એ એક રીતે ઠીક કર્યું છે એમ મ્હને લાગે છે "

સ્નેહલતાએ અનેક દેવતાઓની પ્રાર્થના કરી અનેક પૂજાઓ માની તે મનમાને મનમા કહ્યા કરતી હતી કે -" હે દયાળુ દેવ ! પતિની બુદ્ધિને ઠેકાણે લાવો હે હરિ ! પતિ દેવતાને સુમતિ આપો હે સત્યનારાયણ દેવ ! એક વખત આ અભાગિનીની તરફ ઉંચુ મુખ કરીને જુઓ-હુ સવાપાચ શેરની કથા કહેવડાવીશ "

દેવતાએ સ્નેહલતાની આ વિનતિ, પૂજા, પ્રાર્થના માન્યતા વગેરેને સ્વીકારી કે કેમ એ કહી શકતા નથી, પરતુ સૌની સમતિથી હરિશ્ચદ્રને મુબઇ જવાનુ નક્કી ઠર્યું હરિશ્ચદ્ર પણ સુકુમાર સિવાયના ઘરનો ત્યાગ કરી મુબઇ ચાલ્યા જવાથી શાન્ત રહી શકાશે એમ વિચારી તે દિવસે રાત્રેજ મુબઇ જતી ફાસ્ટ ટ્રેનમા બેસી રવાના થયો.

જ્યારે હરિશ્ચદ્ર ઘેરથી સ્ટેશન તરફ જવાને વિદાય થયો ત્યારે સ્નેહલતાને પતિ પ્રત્યે એવો સદેશો મોકલવાની ઘણી ઇચ્છા થયા કરતી હતી કે -" માત્ર એક વખત-એકજ દિવસને માટે ઘેર આવીને

દર્શન દઇ જાઓ " પરંતુ શરમથી તે કાંઇ બોલી શકી નહિ તેના મનની વાત મનમાજ રહી ગઇ

# પ્રકરણ ૭ મું.

## ઘર જમાઇની દુર્દશા

હવે કૃષ્ણચંદ્રની સ્થિતિ પ્રત્યે લક્ષ્ય આપીશુ વ્હાલા વાચકો તેને નોકરી પર સ્હવારના ૧૦ વાગે જવુ પડતુ હતુ અને ત્યાથી તે સાંજના સાત વાગે છૂટો થતો હતો કોઇ કોઇ વખતે આઠ નવ પણ વાગી જતા હતા પ્રભાતકાળે ઉઠીને તે પોતાના સાળા હરિચરણની ખેતીનુ કામકાજ કરવા જતો હતો ત્યાથી પાછો આવીને તરતજ શીતળ કે ગરમ પાણીથી સ્નાન કરીને ટાઢુ ઉનુ જે કાંઇ હોય તે જમી લેતો હતો જો કોઇ દિવસે ટાઢુ ખાવાનુ ન હોય અને ગરમ ખાવાનુ થવાનો વિલંબ હોય તો ભૂખ્યે પેટેજ નોકરી પર ચાલ્યો જતો હતો

એક દિવસ રાત્રિના નવ વાગ્યા હતા કૃષ્ણપક્ષની રાત્રિ હતી. આકાશ વાદળાઓથી ઢંકાયલું હતુ વરસાદ ' ટપક ટપક ' કરતો વરસતો હતો આ સમયે હાથમા એક રૂમાલની અંદર શાક ઉચકીને કાદવવાળા પગે, ભિંજાઇ ગયેલા વસ્ત્રો પહેરીને ઠંડીથી ધ્રુજતો ધ્રુજતો કૃષ્ણચંદ્ર ઘેર આવી પહોચ્યો

આ સમયે હરિચરણ ઘરમા બેઠો બેઠો તેની માતા તેમજ બહેનો સાથે વાતચિત કરતો હતો કૃષ્ણચંદ્રને આવતાજ તેનો દેખાવ જોઇને હરિચરણ હસી પડયો, પણ જો તેની આવી સ્થિતિમ તે તેની માતા, અગર તો તેના બંધુઓ આગળ હાજર થયો હોત તો તેમની આખોમા આસુ ભરાઈ આવ્યા સિવાય રહેત નહિ અહિં તો હરિચરણને હસતો જોઇ, તેની માતા પણ હસવા લાગી અને વ્યંગ સ્વરે બોલી–" ઘણા દુર્ભાગી છે, તેથીજ વળવા પગારમાં અત્યાર સુધી મજુરી કરી કરીને મરી જાય છે. "

કૃષ્ણચન્દ્રની પત્ની ભ્રકુટી ચઢાવીને સહેજ દૂર ખસીને બેઠી

કૃષ્ણચન્દ્ર શાકની પોટલી જમીન પર મૂકી નીચે બેઠા. આ સમયે સાહજિક રીતે તેના મુખમાંથી એવા શબ્દો બ્હાર નીકળી પડ્યા કે-"હે પ્રભુ !"

હરિચરણે હસીને પૂછ્યું-"પ્રભુને કેમ યાદ કરો છો ?"

કૃષ્ણચન્દ્રે વિરક્તિપૂર્ણ સ્વરે ઉત્તર આપ્યો-"આ દુર્ભાગીનું દુર્ભાગ્ય દૂર કરવાને માટે"

હરિચરણ-તમે તદ્દન મૂર્ખ છો, તેથીજ અત્યાર સુધી ગદ્ધાવૈતરૂં કરો છો.

કૃષ્ણચન્દ્ર-શું કરૂં ? જેવું મ્હારૂં ભાગ્ય

હરિચરણ-ઠીક ત્યારે, હવે હુક્કો ભરી લાવશો કે ? બજારમાંથી મ્હારે માટે અફીણ લેતા આવ્યા છો કે ?

કૃષ્ણચન્દ્ર-હા, લાવ્યો છું, પરંતુ કાંઇક થોડું લાવ્યો છું

હરિચરણ-થોડું તે કેટલું ?

કૃષ્ણચન્દ્ર-પાવલી ભાર

હરિચરણ-એટલું બધું થોડું કેમ લાવ્યા ?

કૃષ્ણચન્દ્ર-મ્હારી પાસે પૂરતા પૈસા નહોતા આ માસનો પગાર કડકે કડકે લઇને ઘરખર્ચનાજ ઉપયોગમાં લીધો છે આજે જે કાંઇ થોડા ઘણા પૈસા મ્હારી પાસે સિલકે હતા તેમાંથી શાક અને અફીણ લાવ્યો છું

હરિચરણ-ધોબીને ત્યાંથી કપડાં લાવ્યા છો ?

કૃષ્ણચન્દ્ર-હા, લાવ્યો છું

હરિચરણ-હુક્કો ભરો

કૃષ્ણચન્દ્ર-હમણાં થોડો વખત મજૂર કરો મ્હારી છાતીમાં દર્દ થાય છે

હરિચરણ-આવું સાહસ કરશો તો કોઇ પણ દિવસે તમારો શુક્રવાર વળવાનો નથી. આળસથીજ માણસને દુઃખ ભોગવવું પડે છે. એક વખત હુક્કો ભરી આપો. પછીથી હાથ પગ ધોઇ કપડાં ઉતારો.

કૃષ્ણચંદ્ર નિરૂપાય હુક્કો ભરી લાવવાને ઉઠ્યો ત્યાર પછી હાથ પગ ધોઇ નાખીને તેણે વસ્ત્રો બદલ્યા

હરિચરણની માતાએ કહ્યુ –" અમારે સૌને ગામમા એક ઠેકાણે જમવા જવાનુ છે જમવાનુ મોડુ થવાનુ હોવાથી રાત્રે કોઇ ઘેર જમનાર નહોતુ, એટલે તમારા એકલાને માટે રાત્રે કેવી રીતે રાધી શકાય ? માટે સ્હવારની પાચ સાત ભાખરીઓ પડી છે તે શાક સાથે ખાઇ લ્યો "

" ઠીક છે, ખાઇ લઉ છુ " એમ કહીને કૃષ્ણચંદ્ર રસોડામા ગયો તથા ભાવે અભાવે થોડુ ઘણુ જમીને શયનગૃહમા ગયો

મંદાકિનીએ ગંભીર સ્વરે પૂછ્યુ –" લાવ્યા છો ? "

ઘણા નમ્ર સ્વરે કૃષ્ણચંદ્રે કહ્યુ –" ના "

મંદાકિની–ના ! ઠીક છે !

આમ કહીને તેણે પલગ પરથી એક ઉશિકુ ઉચકીને પલંગ પગજ પછાડ્યુ અને કહેવા લાગી –" હે યમ ! તુ મ્હને અહિં રાખીને ઉપવાસ કેમ કરે છે ? શુ મ્હારા જેવી દુર્ભાગી સ્ત્રીને લઇ જવામા તને પણ અશ્રદ્ધા થાય છે ? રહે કેટલી ગૌહત્યા અગર તો બ્રહ્મ-હત્યા કરી હશે તે હુ વિચારી શકતી નથી ! હે ભગવાન્ ! મ્હારા પાપનો છેડોજ નથી કે શુ ? "

પછીથી એક નિશ્વાસ મૂકી મંદાકિની ગુસ્સામા ને ગુસ્સામાજ પલંગ પર પડી રહી

આ સમયે ગદ્‌ગદ્ કંઠે કૃષ્ણચંદ્રે કહ્યુ –" તુ એક વખત મ્હારી વાત સાભળ મ્હારો કાંઇજ ગુન્હો નથી, મ્હારી પાસે પૈસા હોત તો હુ તને એક ગવન ન લાવી આપત કે ? શુ કરૂ ? મ્હારા દુખનો પાર નથી હવે તો પરમાત્મા જો કાંઇ કૃપા કરશે તો જ મનનુ દુખ દૂર થશે, નહિ તો આ જીવન નકામુ ગયુ છે "

મંદાકિની–હવે મ્હારે કાંઇ જોઇતુ નથી મ્હને સઘળુ મળી ગયુ છે મ્હારૂ ભાગ્યજ ફૂટેલુ છે હુ જ મૂર્ખ છુ કે તમારી પાસે વારંવાર ગવનની માગણી કરૂ છુ

આમ કહીને મંદાકિની પાસું ફેરવીને સુઇ રહી.

કૃષ્ણચંદ્રે કહ્યું –" શું કરૂં ? મહિને માત્ર ૭ રૂપિયાજ પગાર મળે છે તેમાંથી શાકપાન તેમજ અફીણનું ખર્ચ મ્હારે કરવું પડે છે ! દરરોજ ઓછામાં ઓછા ત્રણ ચાર આના આવા ખર્ચમાં જાય છે. પછી હું એક પણ પૈસો ક્યાંથી બચાવી શકું ? ત્હારા ભાઇ તો બજારની વસ્તુઓ લાવવા માટે એક પણ પૈસો આપતા નથી."

મંદાકિનીએ કાંઇક ક્રોધાવેશમાં આવી જઇને કહ્યું –" તમારા જેવું માણસ તો બીજું એક પણ જોયું નહિ. મ્હારા ભાઇ મહા મુશિબતે આપણું બન્નેનું ખર્ચ નિભાવે છે, તે બાબતનો ઉપકાર માનવો ભૂલી જઇને તમે તમારા રોજના શાકપાનના ખર્ચ માટે બબડ્યા કરો છો ! તમને ન ફાવતું હોય તો હવેથી શાકપાન, તમાકુ અફીણ વગેરેનું ખર્ચ તમે કરશો નહિ. તમે તમારે બીજે કોઇ સ્થળે નોકરીની તપાસ કરો. મ્હારા ભાગ્યમાં જેમ થવાનું હશે તેમ થશે."

ત્યાર પછી મંદાકિની એક પણ શબ્દ બોલ્યા ચાલ્યા સિવાય પલંગમાં સુઇ રહી. કૃષ્ણચંદ્ર તેને ફરીથી કાંઇ કહેવાનું સાહસ કરી શક્યો નહિ.

કૃષ્ણચંદ્રને પલંગમાં સ્થાન મળે તેમ નહોતું, તેમજ થોડો સમય પસાર કરવાને માટે કોઇ પુસ્તક પણ મળે તેમ નહોતું તેથી તે નવીન વર્ષના પંચાગના પૃષ્ઠોને ફેરવીને તેમાંની જાહેર ખબરો વાંચવા લાગ્યો.

ત્યાર પછી મંદાકિની જ્યારે નિદ્રાધીન થઇ ગઇ ત્યારે કૃષ્ણચંદ્ર ધીમે પગલે પલંગ પર ચઢીને બ્હીનો બ્હીતો એક બાજુએ સંકોચાઇને સૂઇ ગયો ! અને મહામુશિબતે તેણે રાત્રિ પસાર કરી.

## પ્રકરણ ૮ મું.

### જમાઇ કે જાનવર ? !

પ્રભાતકાળે ઉઠીને હરિચરણે કૃષ્ણચંદ્રને કહ્યું –" આજે ખેતરમાં

મજુરોને કેટલુક કામ સોપવાનુ છે, અને ત્યા તમારે ત્રણ ચાર કલાક રોકાવુ પડે તેમ છે, માટે જલદીથી કપડા પહેરીને તૈયાર થાઓ ”

કૃષ્ણચદ્રે કહ્યુ –“ જો ત્યા ત્રણ ચાર કલાક રોકાવાનુ હશે, તો તો મ્હાગથી બપોરે ઘેર આવી શકાશે પછીથી હુ નોકરી પર કેવી રીતે વખતસર જઇ શકીશ ? કેટલાક દિવસથી નોકરી પર મોડુ જવાય છે તેથી શેઠ વઢ્યા કરે છે ”

હરિચરણ–તેઓ વઢે છે તેમા હુ શુ કરૂ ? આ કામ પણ તમારે કરવાનુ છે ૭ રૂપિયામા કાઇ અમારાથી બે માણસોનું ભરણ પોષણ નિભાવી શકાય તેમ નથી

આ શબ્દોનો કૃષ્ણચદ્રે કાઇ ઉત્તર આપ્યો નહિ તે કપડા પહેરી ખેતર તરફ જવાને નીકળી પડ્યો

લગભગ દશ વાગ્યા પછી થાક્યો પાક્યો કૃષ્ણચદ્ર જ્યારે ઘેર આવી પહોચ્યો ત્યારે તેને માલૂમ પડ્યુ કે હરિચરણના મ્હોટા બનેવી આવેલા છે

તેમનુ નામ રામકૃષ્ણ હતુ તેઓ ભરૂચ જીલ્લામા ફોજદાર હતા તેથી ચેરીમેરીની આવક પણ ઘણી સારી હતી તેમની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી દેખાવમા કાઇક બેડોળ હતા. તેઓના પર સરસ્વતી દેવીની વિશેષ કૃપા નહોતી, પરતુ શ્રીમતી લક્ષ્મી દેવીની કૃપા હોવાથી તેમની પત્નીના અગ પર ઘણા ઘરેણા પહેરેલા રહેતા હતા, અને તેથી કરીનેજ તેમના સમાનની સીમા નહોતી.

તેમની આસપાસ અનેક નર નારીઓ વિંટળાઇ વળ્યા હતા તેઓ હસતા હસતા સૌની સાથે વાતચિત કરતા હતા હરિચરણની માતા જમાઇરાજને માટે જમવાની સામગ્રી બનાવવાની ખટપટમા પડી હતી

કૃષ્ણચદ્રે આવતાની સાથેજ રામકૃષ્ણને પ્રણામ કર્યા કૃષ્ણચદ્ર સબધીની સઘળી હકીકત પત્ર મારફતે રામકૃષ્ણના જાણવામા આવી હતી એક વખત હાસ્ય કરી વ્યગપૂર્ણ સ્વરે તેમણે પૂછ્યુ –“ કેમ કૃષ્ણચદ્ર ! ખુશી આનદમા છો ને ? ”

કૃષ્ણચંદ્ર–હા, છુ તો ખરો !

રામકૃષ્ણ–ક્યા ગયા હતા ?

કૃષ્ણચંદ્ર–ખેડૂતોને થોડુ ઘણુ કામ બતાવવાનુ હોવાથી સીમમા ગયો હતો.

રામકૃષ્ણ–ઘણી સારી વાત છે હરિચરણને બનતી મદદ કરવીજ જોઇએ

કૃષ્ણચંદ્ર–આપને ત્યા સૌ ખુશી આનંદમા છે ને ?

રામકૃષ્ણ-હા, ખુશીમા છે

ત્યાર પછી કૃષ્ણચંદ્ર ઉતાવળો ઉતાવળો હુક્કો ભરી લાવ્યા, અને થોડા સમય સુધી તેણે ધુમ્રપાન કરીને હુક્કો રામકૃષ્ણના હાથમા આપ્યો પછીથી તેણે જલદીથી સ્નાન કરી લઇ રસોડામા જઇ સાસુને પૂછ્યુ –" ભોજન થયુ છે ? "

મ્હો મરડી સાસુએ ઉત્તર આપ્યો –" એટલામા તે ક્યાથી ભોજન થાય ? જોતા નથી કે જમાઇ આવેલા છે ? તમે તે માણસ છો કે જાનવર તે હુ વિચારી શકતી નથી "

કૃષ્ણચંદ્ર–મ્હારે હમણાને હમણા નોકરી પર જવાનુ છે

સાસુ–તેથી હુ શુ કરૂ ! આજે ના જશો !

કૃષ્ણચંદ્ર–આજે નહિ જાઉ ના શેઠ વિશેષ ગુસ્સે ભરાશે

સાસુ–ત્યારે તો જેમ ફાવે તેમ કરો રસોઇ થવાને હજી ઘણા વખતની વાર છે હજી તો ઘણા પદાર્થો બનાવવાના બાકી છે

કૃષ્ણચંદ્ર–ત્યારે તો આજે મ્હારાથી નોકરી પર જઇ શકાશે નહિ

આમ કહી થોડુ જળ પીને કૃષ્ણચંદ્ર બ્હારની પરસાળમા ગયો તે દિવસે તેનાથી નોકરી પર જવાયુ નહિ, તેથી તેનુ ચિત્ત ઘણુ ચચળ બની ગયુ, કારણ કે તે દિવસે વિશેષ કામ હતુ, પરંતુ તે કેવી રીતે જઇ શકે ? ગઇ કાલે રાત્રે તે નજીવુ જમ્યો હતો ત્યાર પછી એક પણ સુકી અનાજ તેના પેટમા પડ્યુ નહોતું—ભૂખના દુખથી તેનુ સર્વાંગ ધ્રુજતુ હતુ

રામકૃષ્ણ તથા હરિચરણ પણ સ્નાન કરી થોડો નાસ્તો કરી

પછી પાન ચાવતા ચાવતા બ્હાર પરસાળમા જ્યા કૃષ્ણચદ્ર બેઠો હતો ત્યા આવી ચઢ્યા. આડોસ પાડોસમા રહેતા બે ત્રણ પુરૂષો પણ ત્યા બેસવાને આવ્યા પછીથી સૌની સમતિ અનુસાર હુક્કો ભરવાનુ કામ કૃષ્ણચદ્રને માથે આવ્યુ ! કૃષ્ણચદ્ર હુક્કો ભરી લાવ્યો એટલે સૌ બાજી રમવા બેઠા।

લગભગ બે કલાક સુધી બાજી રમવાનુ કાર્ય ચાલ્યુ હશે એટલામા રામકૃષ્ણ તેમજ હરિચરણને જમવા ઉઠવા માટેનુ રસોડામાથી નિમત્રણ આવ્યુ કૃષ્ણચદ્રે પ્રશ્ન કર્યો-" હુ જમવા આવુ કે ? "

ઉત્તર મળ્યો-" ના, તમારૂં ભોજન હજી તૈયાર થયુ નથી. "

કૃષ્ણચદ્રે ઝખવાણા પડી જઇને પોતાનુ મુખ બીજી દિશા તરફ ફેરવ્યુ રામકૃષ્ણ તેમજ હરિચરણ ઉઠીને રસોડામા ગયા

પાડોસમાથી બેસવા આવલા હરિલાલ નામના એક માણસે પૂછ્યુ-" કૃષ્ણચદ્ર કયારે જમશો ? "

કૃષ્ણચદ્ર-જ્યારે જમવાનુ મળશે ત્યારે

બીજો એક જીવનલાલ નામનો પાડોશી બોલી ઉઠ્યો-" હરિલાલભાઇ ! જુઓ આ આર્યસસારની સ્થિતિ ! ગુજરાતી ઘરજમાઇઓની દુર્દશા ! ! "

ત્યાર પછી જીવનલાલે કૃષ્ણચદ્રને સબોધીને કહ્યુ-" કૃષ્ણચદ્ર ! તમે ક્રોધે ભરાશો નહિ તમે ભણેલા ગણેલા છો, તમારા વશની આબરૂ પણ ઘણી છે, તો પછી તમે શા માટે અહિં પડ્યા રહો છો ? તમે તમારે ઘેર જશો તો સુખી થશો જો તમને તમારા ભાઇ સાથે ન ફાવતું હોય તો જૂદા રહો, પરતુ આ શુ ? આવુ અપમાન તમારાથી કેમ સહન કરી શકાય છે ? સાસરાના ઘરની ગુલામી તમને કેમ આટલી બધી વ્હાલી લાગે છે ? ! "

કૃષ્ણચદ્રે આ વાક્યોનો કાંઇ ઉત્તર આપ્યો નહિ.

ત્યાર પછી ઘણો સમય વીતી ગયો રામકૃષ્ણ અને હરિચરણ ભોજન કરીને બ્હાર આવ્યા હરિચરણે કૃષ્ણચદ્રને કહ્યુ -' હવે તમે જાઓ જમી લ્યો હુક્કો અને ચલમ સાથે લેતા જાઓ - ફરી ભરી

અહિ મોકલાવી આપીને તમે જમવા બેસજો "

અતિ ચિંતાતુર ચિત્તે કૃષ્ણચંદ્ર હુકકો લઇ ઘરમાં ગયો, તથા સાળાની આજ્ઞાનું પાલન કરીને જમવા બેઠો.

તેને માટે જાડા રંગુનના ચોખાનો ભાત તથા બાજરીના બે રોટલા કરેલા હતા કૃષ્ણચંદ્ર પોતાની પાસેના પૈસા ખરચીને શાક લઇ આવ્યો હતો છતાં તેને સહજ પણ શાક મળ્યું નહિ તેની સાસુએ તેને એમ કહ્યું કે–" રામકૃષ્ણ ત્રણે દિવસે આવેલા હોવાથી તેમને એકલા જમવા બેસાડીએ તો ખોટું દેખાય માટે હરિચરણને તેમની સાથે બેસાડવો પડ્યો હતો ને તેથી ફરીને શાક ખલાસ થઇ ગયું છે'

કૃષ્ણચંદ્ર કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય આકાશ પાતાળના વિચાર કરતો કરતો જમવા લાગ્યો દાળ ખૂટી પડેલી હોવાથી તે જમવા આવ્યો તે પહેલાં તેની સાસુએ દાળમાં જળ ઝમકાવ્યું હતું તેથી તેને દાળ પણ ભાવી નહિ છતાં અસાધારણ ભૂખ લાગેલી હોવાથી ભાવે અભાવે પણ તેણે થોડું ખાઇ લીધું

## પ્રકરણ ૯ મું.

## જૂની આંખે નવીન તમાસો.

રાત્રે ભોજન કરી લીધા પછી કૃષ્ણચંદ્ર શય્યામાં જઇ સૂઇ રહ્યો કલાક પર કલાક વીતી ગયા, પરંતુ તેની સ્ત્રી તેની પાસે આવી નહિ, રસોડામાં અંધકાર હતો છતાં પત્ની પોતાની પાસે કેમ આવી નહિ ? એ વિચાર કૃષ્ણચંદ્રના અંતઃકરણમાં ઘોળાવા લાગ્યો ઘરના સઘળા માણસો સૂઇ ગયા હતા કૃષ્ણચંદ્ર પત્નીની તપાસ કરવા માટે ઘરમાંથી બ્હાર નીકળ્યો

કૃષ્ણચંદ્રના શયનગૃહની પાસેના ઓરડામાંથી કોઇ સ્ત્રીનો કંઠસ્વર સંભળાતો હતો આ સ્વર કૃષ્ણચંદ્રથી અજાણ્યો નહોતો. એ સ્વર તેની સ્ત્રીનોજ હતો કૃષ્ણચંદ્ર એ ઓરડા પાસે ગયો, તો એ ઓરડાની એક બારી ખુલ્લી હતી કૃષ્ણચંદ્રે બારીમાં ડોકીઉં કરી

જોયુ તો તેણે રામકૃષ્ણને પલગ પર આડા પડેલા જોયા તથા તેમની પાસેજ પલગપર બેસીને તેણે પોતાની સ્ત્રીને ગાની જોઇ. તે જે ગાન ગાતી હતી તે પ્રેમગાન હતું કૃષ્ણચદ્રને આ પ્રકાર ગમ્યો નહિ, પરતુ તે પોતાની સ્ત્રીને બોલાવવાનું સાહસ પણ કરી શકયો નહિ. તે આશ્ચર્યમા પડી જઇને જ્યા ઉભો હતો ત્યાજ ઉભો રહ્યો.

આ સમયે એકાએક તેની સાસુ ત્યા આવી પહોચી કૃષ્ણચદ્રને ત્યા ઉભેલો જોઇ તે ક્રોધથી સળગી ઉઠી તેણે કહ્યુ –" આમ આવો જોઇએ "

આ વાકય સાભળતાજ કૃષ્ણચદ્રે પાછી દૃષ્ટિ ફેરવી તો તેણે પોતાની સાસુને જોઇ તેની સાસુ ઉપર પ્રમાણે કહી કૃષ્ણચદ્રના શયનગૃહમા ચાલી ગઇ કૃષ્ણચદ્ર પણ જલદીથી સાસુની પાછળ પાછળ પોતાના શયનગૃહમા ગયો

મ્હોને અમાવાસ્યાની રાત્રિના અધકાર જેવુ કરીને સાસુએ કહ્યુ –" ત્યા ઉભા રહીને શુ જોતા હતા ? "

કૃષ્ણચદ્ર–કાઇ નહિ બ્હાર જતો હતો તેથી એક વખત એ તરફ નજર કરી હતી

સાસુ–સાળી અને બનેવી વચ્ચે જે વાતચિત ચાલતી હોય તે સાભળી શકાય ખરી કે ?

કૃષ્ણચદ્ર–પરતુ મ્હને તો એમ લાગે છે કે, આબરૂદાર વશની સ્ત્રીઓ બનેવીને ભાઈ સમાન માને છે આ પ્રકાર તો મ્હને જૂની આખે નવીન તમાસા જેવો માલૂમ પડે છે !

કૃષ્ણચદ્રના આ વાકયોથી તેની સાસુના ક્રોધની સીમા રહી નહિ, તેણે ક્રોધાવેશમાજ કહ્યુ –" અમે બધી બજારની વેશ્યાઓ છીએ તેથીજ આમ કરીએ છીએ તમારી મા બ્હેનો સતી છે, અને અમે બધી કુલટાઓ છીએ ! "

ક્રોધાવેશમા ભરાયલી સિહણ જેવી રીતે કોઇ અજાણ્યા માણસ પર હુમલો કરે તેવીજ રીતે સાસુ તરફથી થયેલા હુમલાથી કૃષ્ણચદ્ર ગભરાઇ ગયો તેણે બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યુ –" માતાજી ! મ્હને

માફ કરો મ્હેં કાંઇ તમને ખોટું કહ્યું નથી મ્હેં તો માત્ર એકજ વખત નજર કરી હતી ”

આટલાથી પણ સાસુનો ક્રોધ શાન્ત થયો નહિ તેણે કહ્યું–“ તમારે નજર કરવાની શી જરૂર હતી ? તમારા જેવા અવિશ્વાસી સ્વભાવના માણસો મૂર્ખજ ગણાય છે ઠીક છે, એ સમયે જો કદાચ મ્હારી મદાએ તેના બનેવીના શરીર પર હાથ મૂકયો હોત તો ’

કૃષ્ણચન્દ્રનુ હૃદય જલદીથી ધડકવા લાગ્યુ, પરંતુ તે કાંઇ બોલ્યો નહિ તેની માસુ તેને શાન્ત જોઇને તેના વંશ, ક્ષુદ્ર હૃદય વગેરે સબધી વાકયો બડબડતી ત્યાથી ચાલી ગઇ

માસુએ મ્હાંથી જઇ, મન્દાકિનીને પોતાની પાસે બોલાવી અને ઉપરની હકીકત મીઠું મરચુ ભેળવી કહી સભળાવી, તથા તેને તેના શયનગૃહમા જવાની આજ્ઞા કરી મન્દાકિની મ્હોંઢુ ચઢાવીને પતિ પાસે જઇ પહોંચી તેણે વિકૃતસ્વરે કૃષ્ણચન્દ્રને પૂછ્યુ–“ કેમ શુ છે ? ”

કૃષ્ણચન્દ્રે સ્મિતહાસ્ય કર્યું એ હાસ્ય શુષ્ક હતુ–નિરાનન્દની વિકટ સ્મૃતિ જેવુ હતુ તેણે કહ્યું–“ હોય શુ ? ”

મન્દાકિનીએ નાક મરડીને પૂછ્યુ–“ તમે શુ જોવાને આવ્યા હતા ? ”

કૃષ્ણચન્દ્ર–મ્હારૂ શ્રાદ્ધ

મન્દાકિની–તમારૂ શ્રાદ્ધ જલદીથી થાય તો પણ કાંઇ હરકત નથી

કૃષ્ણચન્દ્ર–હુ પણ પરમાત્માની પાસે પ્રતિદિન એવીજ પ્રાર્થના કર્યા કરૂ છુ પરંતુ મ્હારા જેવા હતભાગ્યની પ્રાર્થનાને તેઓ સ્વીકારતા નથી

મન્દાકિની–વચનમા તો ઘણા દૃઢ જણાઓ છો–મ્હને બાળીને ભસ્મ કરી નાખી જેને તમારા જેવો પતિ મળ્યો હોય તેના જેવી કમનશીબ નારી આ પૃથ્વીમા મ્હારા સિવાય બીજી એક પણ જન્મી નહિ હોય !

કૃષ્ણચન્દ્ર–ત્હારૂ કહેવુ ખોટુ નથી મ્હેં તે શુ ભયંકર કાર્ય કર્યું છે, એવો તે શો અન્યાય કર્યો છે કે તુ મ્હારા પર

આટલી બધી ક્રોધે ભરાઇ છે ?

મંદાકિની–ના ના, તમે તો કાંઇ કર્યું નથી હું મ્હારા બને-વીની સાથે બેસીને બે ઘડી વાતચિત કરતી હતી એમાં પણ તમને અવિશ્વાસ ઉત્પન્ન થયો–અને વળી તે માટે તમે મ્હારી માતાને નહિ કહેવાના શબ્દો કહ્યા ! કેમ ? આટલું બધું કરવાની કાંઇ જરૂર ? સાસરે આવી અન્નદાસ થઇ રહ્યા છો છતાં આ સઘળું શું કરો છો ?

કૃષ્ણચંદ્ર–અન્નદાસ નહિ પરંતુ ગુલામ થઇને રહ્યો છું ! પર-માત્મા જ્યારે જે સ્થિતિમાં રાખે ત્યારે તે જ સ્થિતિમાં રહેવું પડે છે આ સઘળું પૂર્વજન્મ । કે આ જન્મના પાપોના પ્રાયશ્ચિત્ત સિવાય બીજું કાંઇ નથી !

મંદાકિની–તો પછી જે જેવું માણસ હોય તેને તે પ્રમાણે રહેવું ઉચિત છે જો પોતાનું કર્મફળ માણસ પોતે ન ભોગવે તો તેનો બદલ બીજું કોણ ભોગવે ?

કૃષ્ણચંદ્ર–હવે એ બધી વાતને બંધ કર રાત્રિ ઘણી વીતી ગઇ છે સૂઇ રહેવાનો વિચાર છે કે નહિ ?

મંદાકિની–મ્હારે સૂઇ રહેવું નથી

કૃષ્ણચંદ્ર–ત્યારે જા, ત્હારા બનેવી પાસે જઇને એક બે ગાયન ગાઇ આવ !

ક્રોધી સિંહણને લક્ષ્ય કરીને તીર છોડવામાં આવતાં જેવી રીતે તે કૂદકો મારી ઉઠે તે જ પ્રમાણે મંદાકિની કૂદકો મારી ઉઠી તેણે ઉચ્ચ સ્વરે કહ્યું –“ ત્યારે શું હું ગાયનો ગાનીજ ફર્યા કરૂં છું કે શું ? હું મુંબઇની કે કલકત્તાની ગાનારી છું કે શું ? ”

કૃષ્ણચંદ્રે મંદાકિનીનો હાથ પકડી કહ્યું –“ એક પણ શબ્દ મ્હોટેથી બોલીશ નહિ–મ્હે તને કાંઇ કહ્યું નથી મ્હને માફ કર. જો ત્હારી માતા ત્હારો અવાજ સાંભળશે તો મ્હને એકલાને તો શું પરંતુ મ્હારા પૂર્વજોના પૂર્વજોને પણ યાદ કરીને વાગ્બાણો છોડશે ! ”

મંદાકિની–ત્યારે પછી અહિં રહોછો જ શા માટે ? હું વેશ્યા,

મ્હારી મા વેશ્યા, મ્હારો ભાઇ ખરાબ અર્થાત્ અમે સૌ ખોટા છીએ તો પછી અમારા અન્નના ભિખારી થઇને રહેવાની તમને શી જરૂર છે ?

કૃષ્ણચંદ્રે આ વાકયોનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેણે એક પણ શબ્દ બોલવાનું સાહસ કર્યું નહિ, કારણ કે મંદાકિનીનો સ્વર ધીમે ધીમે સપ્તમ સુધી પહોંચતો હતો. એ સ્વર સાંભળી જો કદાચ સાસુ આવી પહોંચશે તો મહા સંકટ આવી પડશે એમ વિચારીને શાંત થવાનુંજ યોગ્ય ધારીને તે તદ્દન શાંત થઇ ગયો.

મંદાકિનીએ ઘણા સમય સુધી બકવાદ કર્યા પછી શય્યાનો આશ્રય સ્વીકાર્યો.

## પ્રકરણ ૧૦ મું.

### શું સારૂં ? અપમાન કે મૃત્યુ ?

બીજે દિવસે સીમમાં ફરી આવીને કૃષ્ણચંદ્ર જલદીથી સ્નાન કરી લઇ રસોડામાં જમવા ગયો. તે સમયે તેની સાસુએ તેને વઘારેલા ભાતની થાળી પીરસી આપી કહ્યું —“ જમાઇને માટે રસોઈ કરતા વાર થતી હોવાથી રાત્રે વધેલો ભાત વઘારી નાખ્યો છે ”

કૃષ્ણચંદ્રે પ્રફુલ્લ મુખે કહ્યું —“ ઘણું સારૂં કર્યું, કાલે વખતસર ખાવાનું ન મળ્યું તેથી મ્હારાથી કામ પર જવાયું નહિ ”

“ વખતસર ખાવાનું ન મળ્યું તેથી મ્હારાથી કામ પર જવાયું નહિ. ” આ વાકય સાસુ સહન કરી શકી નહિ. તેણે ક્રોધે ભરાઇને કહ્યું —“ જુઓ કૃષ્ણચંદ્ર ! તમારા શબ્દો ઘણા વિચિત્ર નીકળે છે તેને લીધેજ તમારે તમારા ભાઇ ભાભીઓની સાથે બનતું નથી શું અમારા ઘરમાં અન્નનો દુકાળ પડયો છે કે અમે તમને ખાવાનું ન આપીએ ? અને શું અમારા નામ પર કલંક બેસાડશો કે ? ”

કૃષ્ણચંદ્ર—નહિ નહિ, મ્હારૂં એમ કહેવું નથી કાલે રામકૃષ્ણ આવ્યા તેથી વખતસર રસોઇ તૈયાર થઇ નહિ તેને લીધે—

સાસુ—આ જુઓ ! તમે શુ બોલો છો તેનો વિચાર સુદ્ધા કરતા નથી પાંચે આંગળીઓની વેદના સમાન હોય છે સમજ્યા ? તમારા મનમા આટલો બધો દ્વેષ કેમ રહે છે ? રામકૃષ્ણ આવ્યા છે, તેથી તમને ખાવાનુ મળ્યુ નહિ. ઓ બાપ ! લોકો સાંભળે તો અમને શુ કહે ? ! તમારા પર આટલા આટલા ઉપકારો કર્યા, તમને નોકરી અપાવી તેનો બદલો તો અંતે આવી રીતે વાળ્યો કે ? દૂધ પાઇને સાપ ઉછેર્યો તે આનુજ નામ !

કૃષ્ણચદ્ર જે કાંઇ કહેતો હતો તેનુ પરિણામ વિપરીત આવતુ હતુ આ સ્થળે વિશેષ બોલવુ યોગ્ય નથી એમ વિચારી તે નીચુ મ્હો રાખીને થાળીમાનો ભાત જમવા લાગ્યો જમી રહ્યા પછી હાથ મ્હો ધોઇ તે પોતાના ઓરડામા ગયો મદાકિની તે વખતે એ ઓરડામા હાજર હતી ગઇ કાલે રાતથી તેણે પતિની સાથે વાતચિત કરવી બધ કરી દીધી હતી કૃષ્ણચદ્રે તેની પાસે એક પાન માગ્યુ. મદાકિનીએ પતિની માગણી પ્રત્યે બિલકુલ લક્ષ્ય આપ્યુ નહિ, ઉલટી તે ઓરડામાથી બ્હાર નીકળી ચાલી ગઇ

વખત વીતી ગએલો હોવાથી પાનની આશાનો ત્યાગ કરીને કૃષ્ણચદ્ર એક ફાટચો તૂટચો કોટ પહેરી નોકરી પર ચાલ્યો ગયો

રસ્તે જતા જતા તેને રાધાચરણ મળ્યો રાધાચરણ તેનો ન્હાનો સાળો હતો ઘણે દિવસે તે ઘેર આવતો હતો એક બીજાએ અરસપરસ કુશળ સમાચાર પૂછ્યા, અને પછીથી કૃષ્ણચદ્ર નોકરી પર જવા લાગ્યા તથા રાધાચરણ ઘર તરફ આવવા લાગ્યો.

કૃષ્ણચદ્ર દુકાને જઇ પહોચ્યો એટલે તેના શેઠે તેને ઘણોજ ઠપકો આપ્યો, અને સ્પષ્ટતાથી કહ્યુ કે—" તમારા જેવા નોકરથી અમારૂ કાંઇ કામ થઇ શકે તેમ નથી કાલે કેટલોક માલ ભરૂચ પહોચાડવાનો હતો, પરતુ કાલે તો તમે મ્હો સુદ્ધા બતાવ્યુ નહિ મ્હને કેટલુ નુકસાન થયુ છે તેનો તમને ખ્યાલ સુદ્ધા નહિ હોય જે માણસ પોતાનુ કર્ત્તવ્ય બજાવવામા પાછી પ્હાની કરે છે તેને માણસજ ગણી શકાતો નથી હવે તમે તમારી લેણદેણનો હિસાબ ચોખ્ખો કરી લ્યો, કાલથી તમે કામ પર આવશો નહિ. "

કૃષ્ણચંદ્રે કાંઇ પણ બોલ્યા સિવાય ઉપન્ના વાક્યો સાભળ્યા તેના શેઠ તેને ઘણોજ ઠપકો આપીને છેવટે શાન્ત થયા અને તેમણે કહી દીધુ કે—"ફરીથી જો આ પ્રમાણે થશે તો હુ તમને ધકકો મરાવીને કાઢી મૂકીશ "

કૃષ્ણચંદ્રે મનમાને મનમા વિચાર્યું કે, જે નિર્ધન હોય છે તેણે આવા વચનો સાભળી રહેવાજ જોઇએ, પરંતુ કૃષ્ણચંદ્રની સાથે જો કોઇ તેનુ શ્રેય ઇચ્છનાર માણસ હોત તો તે તેને કહી દેત કે, પૈસાને માટે વારવાર આવુ અપમાન સહન કરવા કરતા મૃત્યુજ ઉત્તમ છે

સમયસર કામ પૂરૂં કરીને કૃષ્ણચંદ્ર નોકરી પરથી ઘેર જવા નીકળી પડ્યો, ત્યાથી બારોબાર એક સુગંધી તેલો વેચનારની દુકાને તે ગયો અને તેણે એક સુગંધીદાર તેલના શીશી ઉધાર લીધી, અને તેથી તેણે પોતાની સ્ત્રીને સંતોષવાનો વિચાર કર્યો



## પ્રકરણ ૧૧ મું.



### સતી—સાધ્વીનો નમુનો

" સતિ શીરોમણી નાર, વચન પ્રિય પતિનુ પાળે,
સતિ શીરોમણી નાર, આપ કુળને અજવાળે,
સતિ શીરોમણી નાર, શિયળવ્રત રૂડુ રાખે,
સતિ શીરોમણી નાર, ભવ્ય મુખ મીઠું ભાખે,
વળી પતી વચન નહિ પાળતી, અવગુણનો ભંડાર છે,
ગુરૂજી એવી નારને, શતકોટી ધિક્કાર છે "

સધ્યા થઇ ગયાને ઘણો સમય વીતી ગયો છે સધ્યાના તારા પશ્ચિમ આકાશમા નમી પડ્યા છે, તથા શુકલપક્ષની ચોથનો ક્ષીણ ચદ્ર ગગનમાથી પૃથ્વી પર અમૃત વરસાવી રહ્યો છે એક ઓરડીમા દીપક બળ્યા કરે છે રાધાચરણ ત્યા બેઠો બેઠો રામાયણ

વાચતો હતો તેની પાસે રામકૃષ્ણ, હરિચરણ, હરિચરણની માતા, મંદાકિની તથા આડોસ પાડોસની ત્રણ ચાર સ્ત્રીઓ બેસીને તે સાભળતા હતા

રામાયણ વાચતા વાચતા કલિયુગના મહિમાની ચોપાઇઓ આવી –

રાધાચરણ આ ચોપાઇઓ બે ત્રણ વખત વાચી ગયો પરતુ તે તેના અર્થ સમજી શક્યો નહિ તેથી તેણે કહ્યુ –" આ ચોપાઇ-ઓના અર્થ હુ બરાબર કરી શકતો નથી "

રાધાચરણની માતાએ કહ્યુ –" તને આટ આટલુ ભણાવ્યો છે, થોડા દિવસમા તો તુ મ્હોટો ન્યાયાધીશ થવાનો છે, છતા તને આના અર્થ નથી આવડતા ? '

રાધાચરણ–માતાજી ! આ ચોપાઇના અર્થ કરવા એ કાઇ જેવી તેવી બુદ્ધિનુ કામ નથી. ( રામકૃષ્ણ તરફ નજર કરી પૂછ્યુ ) ' તમે આ ચોપાઇના અર્થ સમજાવી શકશો ? "

રામકૃષ્ણ–અમારો ધધો એવો છે કે, જો અમે આવુ શિખવા બેસીએ તો ભિખજ માગીએ એ ગરબડ સરબડ આપણે ન જાણીએ !

રાધાચરણ–ત્યારે કદાચ કૃષ્ણચદ્ર આવીને સમજાવશે ખરા

આ વાક્ય સાભળીને રાધાચરણની માતા ઘણા આશ્ચર્યમા પડી ગઇ આટલા બધા રૂપિયા કમાનાર જમાઇ રામકૃષ્ણ જે ચોપાઇના અર્થ સમજાવી શક્યા નહિ તે જ ચોપાઇના અર્થ મહિને માત્ર છ રૂપરડી કમાનાર સાસરાના ઘરનો અન્નદાસ કૃષ્ણચદ્ર સમજાવશે ! આ વાત પર રાધાચરણની માતાને વિશ્વાસ બેઠો નહિ

એવામા કૃષ્ણચદ્ર આવી પહોચ્યો કપડા ઉતારી હાથ પગ ધોઇ તે સૌની પાસે બેઠો રાધાચરણે તેને કહ્યુ –" તમે આવ્યા કે ? રામાયણમાની કેટલીક ચોપાઇના અર્થ અમે સમજી શકતા નથી, તમે સમજાવી શકશો કે ? "

કૃષ્ણચદ્ર–કયી ચોપાઇના અર્થ ?

" સાભળો " કહીને રાધાચરણે પેલી ચોપાઇઓ ફરીથી કૃષ્ણચદ્રને વાચી સભળાવી.

થોડા સમય સુધી વિચાર કરીને કૃષ્ણચન્દ્રે એ ચોપાઇઓના અર્થ નીચે પ્રમાણે સમજાવી દીધા.

"આ કળીકાળમા માકડુ જેમ મદારી પાસે નાચે છે તેમ પુરૂષો સ્ત્રીઓ પાસે નાચશે અને તેને આધીન વર્તશે સ્ત્રીઓ પોતાના ગુણયુક્ત પતિને ત્યાગી પરપુરૂષની સાથે પ્રીતિ જોડશે સૌભાગણી સ્ત્રીને પહેરવા વસ્ત્ર પણ મળશે નહિ અને વિધવા નવા નવા શૃગાર ધારણ કરવામા કોઇથી ડરશે નહિ જેથી વર્ણસકર પ્રજા ઉત્પન્ન થઇ અઘોર પાપ કરી મહા દુ ખો ભોગવશે

વળી તુલસીદાસજી કહે છે કે જો મનુષ્યો વિશ્વાસ રાખે તો કલિયુગના જેવો બીજો એક યુગ નથી, કેમકે સતયુગમા, ત્રેતામા અને દ્વાપરમા જે પ્રભુ તપશ્ચર્યા કરવાથી, ધ્યાન ધરવાથી અરે નાના પ્રકારના પૂજન યજન કરવાથી રીઝતા હતા તે જ પ્રભુ આ કઠીન કલીકાલમા વિના મૂલ્યે અને વિના પ્રયાસે વિશ્વાસ સહિત ફક્ત રામ નામનો ઉચ્ચાર કરવાથીજ રીઝે છે માટે હે જગતના જીવો ! આ સોઘામા સોઘો અને મોઘામા મોઘો શ્રીરામ નામનો ઉચ્ચાર કરો ઉચ્ચાર કરો "

આમ છતા કૃષ્ણચદ્રની સાસુને કૃષ્ણચદ્રે કરેલા અર્થ ખરા લાગ્યા નહિ તેણે વિચાર્યું કે, જો કૃષ્ણચદ્રનામા આટલી બધી વિદ્યા હોય તો તેની આવી દુર્ગતિ કેમ થાય ' તે તેમનો અન્નદાસ શા માટે થઇ રહે ?

રામકૃષ્ણના ગુસ્સાની સીમા રહી નહિ ગુસ્સાની સાથે તેમના મનમા અભિમાને પણ પ્રવેશ કર્યો પરતુ તેમના ક્રોધનો ભોગ રાધાચરણ નહિ થતા કૃષ્ણચદ્ર થઈ પડચો, પણ કૃષ્ણચદ્ર અત્યાર સુધીમા તો પોતાના શયનગૃહમા જતો રહેલો હોવાથી તેઓ તરતને માટે તો શાન્ત રહ્યા, અને સાક્ષાત અગ્નિશર્માનું સ્વરૂપ ધારણ કરીને પોતાના શયનગૃહમા ગયા

આ સમયે સાસુએ પુત્રીને કહ્યુ —" જમાઇને પાન આપી આવ "

જમાઈ એટલે રામકૃષ્ણ પુત્રી એટલે કૃષ્ણચદ્રની પત્ની મહા-

કિની મંદાકિની ઉઠીને ચાલી ગઇ પછીથી હરિચરણ પણ ઉઠીને સૂઇ રહેવા ગયો આડોસી પાડોશી ચાલ્યા ગયા રાધાચરણે રામાયણનો પાઠ બંધ કર્યો

મંદાકિની રામકૃષ્ણના શયનગૃહમા ગયેલી હોવાથી કૃષ્ણચંદ્ર સુગંધિત તેલની શીશીને એક ઠેકાણે મૂકી, ચોકડીમા પગ ધોવા ગયો, પરંતુ ત્યા બિનકુલ પાણી નહોતું તેથી નિરૂપાયે શય્યામા બેસીને પત્નીની ગહ જોવા લાગ્યો, પરંતુ ઘણા સમય સુધી મંદાકિની આવી નહિ.

કૃષ્ણચંદ્રના ધૈર્યનો અંત આવ્યો તેણે પોતાના શયનગૃહમાથી બ્હાર નીકળી ધીમેથી કહ્યુ —" એક વખત અહિં આવી જા ત્હારૂં કામ છે "

રામકૃષ્ણે મંદાકિનીને કહ્યુ —" તમે જતા રહો હુ વાઘ છુ તમારા પતિને આશંકા રહે છે કે વખતે હુ તમને કરડી ખાઉં તો ! ? "

કૃષ્ણચંદ્રને આ વાક્યનો ઉત્તર આપવો યોગ્ય લાગ્યો નહિ મંદાકિની ગુસ્સે ભરાઇને પોતાના શયનગૃહમા આવી તેની પાછળ પાછળ કૃષ્ણચંદ્રે પણ શયનગૃહમા પ્રવેશ કર્યો

મંદાકિનીએ મ્હોડું ચઢાવી, આંખો ફેરવીને કહ્યુ —" કેમ શુ છે ? આ પ્રમાણે કરતા તમને શરમ નથી આવતી ? ! "

કૃષ્ણચંદ્ર—હું ક્યારનોય અહિં આવીને બેસી રહ્યો હતો છતા તુ એક મિનિટને માટે પણ મ્હારી પાસે કેમ આવી ગઇ નહિ ?

મંદાકિની—તમારૂં આવું અયોગ્ય વર્તન જો લોકોના જાણવામા આવશે તો તેઓ શુ કહેશે ? !

કૃષ્ણચંદ્ર—મ્હારી પાસે આવવાથી લોકો ત્હારી નિંદા કરશે, અને તને બનેવી પાસે જતી જોઇને તેઓ ત્હારી નિંદા નહિ કરે કેમ ?

ગરમ થતા ઘીની કઢાઇમા પાણી રેડવાથી ભયંકર અવાજ સાથે જે પ્રમાણે અગ્નિ સળગી ઉઠે છે તે પ્રમાણે આ વાક્યથી કંપતા સ્વરે તેણે કહ્યું —' હે યમ ! હવે તમે મ્હને લઇ જાઓ. હવે હુ ક્યા જાઉં ? બનેવી પાસે ગઇ એમા આટલો બધો તિરસ્કાર ? ! "

કન્યાના આ વાક્યો માતાના સાંભળવામા આવ્યા. તે ક્રોધથી

કૃપતા શરીરે કન્યા પાસે આવી ચઢી માતાને જોતાજ મંદાકિની બોલી ઉઠી –" માતા ! હવેથી હું મ્હારા ચરિત્ર પર આવું અસત્ય કલંક રાખીને જીવવાની ઇચ્છા રાખતી નથી હું ફાંસો ખાઇને મરી જઇશ મ્હારા જેવી માણીના પર પણ કલંક ! "

માતા બોલી ઉઠી –" કૃષ્ણચંદ્ર ! તમને વારંવાર કહેવામાં આવ્યું છે તોપણ તમે તમારી મૂર્ખતા છોડતા નથી ! પેટ પ્રરતુ ખાવાનું મેળવવાની શક્તિ તો છે નહિ, અને આટલો બધો મિજાજ શાના પર કરો છો ? મ્હારી ગાય જેવી દીકરી તરફ એક ક્રૂર કસાઇના જેવું વર્તન કેમ ચલાવો છો ? જો હવેથી આવો અન્યાચાર કરશો તો તેનું પરિણામ સારૂં નહિ આવે, સમજ્યા ' '

કૃષ્ણચંદ્ર તો પત્થરના પુતળા પ્રમાણે જ્યાં ઉભો હતો ત્યાંનો ત્યાંજ સ્થિરતા ધારણ કરીને ઉભો રહ્યો તેને પોતાના જીવન પર કંટાળો છૂટયો જો આ વખતે તેના પગ નીચેની પૃથ્વીએ તેને જગ્યા આપી હોત તો તે અવશ્ય તેમાં સમાઈ જાત

## પ્રકરણ ૧૨ મું.

### સદાને માટે વિદાય

કૃષ્ણચંદ્રની સાસુના અમૃતમય વાક્યોથી સમસ્ત મકાન ગાજી ઉઠયું કોઇ ભયંકર પ્રકાર બન્યો છે, એમ વિચારીને ઘણાખરા માણસો ત્યાં આવીને એકત્ર થઇ ગયા કૃષ્ણચંદ્રની સાસુએ સૌને એમ સંભળાવી દીધું કે –" મ્હારી પુત્રી મંદા એક વખત માત્ર તેના બનેવીને પાન આપવાને ગઇ હતી એટલામાં તો કૃષ્ણચંદ્રે તેનો ઘણો તિરસ્કાર કર્યો છે–ન કહેવાના શબ્દો કહ્યા છે "

રામકૃષ્ણ પ્રથમથીજ કૃષ્ણચંદ્ર પર ક્રોધે ભરાયા હતા તેથી આ સમયે સુયોગ મળતાજ તેમણે કહ્યું –" ઘર જમાઇ તથા પાળેલો કૂતરો બન્ને જણ જો કોઇને ઘેર આવેલું જુએ છે તો બળી જાય છે હવે હું અહિં રહેવાનો નથી કાલે સ્વારેજ આ ગૃહનો ત્યાગ

ફરી ચાલ્યો જઇશ ”

સાસુ બોલી ઉઠ્યાં–“ ઓય બાપરે ! હવે હું ક્યાં જાઉં ? હમણાં જો ઘરમાં હરિચરણના વડિલ હયાત હોત તો મ્હારે આ સઘળી ફિકર શાની રહેત ? આ અભાગિયા જમાઇએ મ્હારી સોનાની પુતળી સમાન પુત્રીને હતભાગિની બનાવી દીધી છે પૂર્વજન્મે મ્હેં અનેક પાપો કર્યાં હશે તેને લીધેજ મ્હને આવો જમાઇ મળ્યો છે ”

હરિચરણે કહ્યું –“ કૃષ્ણચંદ્ર ! તમે તમારે બીજી નોકરીની તપાસ કરો હવે તમારે અહિં રહેવાનું નથી ”

અત્યાર સુધી કૃષ્ણચંદ્ર શાંત હતો તેણે કહ્યું –“ હું પણ એમજ ઇચ્છું છું ”

“ પરંતુ તમારે જેમ બને તેમ જલદીથી આ ગૃહનો ત્યાગ કરવાનો છે ” એમ કહી હરિચરણ ચાલ્યો ગયો રામકૃષ્ણ પણ કૃષ્ણચંદ્રના ચરિત્ર પર અનેક પ્રકારના દોષ મૂકતા મૂકતા ત્યાંથી ચાલ્યા ગયા ક્રમે ક્રમે સૌ ચાલ્યા ગયા, માત્ર પરાજય પામેલા સિપાહીની માફક એકલો કૃષ્ણચંદ્રજ ત્યાં બેસી રહ્યો

તેના હૃદયમાં ભયંકર દાવાનલ સળગી રહ્યો હતો “ કોને માટે શું કર્યું ? મંદાકિની ! હું તને મ્હારા જીવથી વિશેષ ચ્હાઉં છું તેનો બદલો આવોજ આપ્યો કે ? ” હૃદય-પ્રદેશને ભેદી નાખીને એક ગાઢ નિશ્વાસ તેનાથી મૂકી દેવાયો પછી તે શય્યામાં સુતો.

ધીમે ધીમે ઘણી રાત્રિ વીતી ગઇ રામકૃષ્ણ તેમજ હરિચરણે ભોજન કરી લીધું કૃષ્ણચંદ્રને જમવા માટે બોલાવવામાં આવ્યો તો તેણે ઉત્તર આપ્યો કે –“ મ્હારૂં શરીર ઠીક નથી, તેથી હું અત્યારે જમીશ નહિ ”

સાસુએ કહ્યું –“ ગુસ્સો ભરાયો હોય તો છો ભરાયો એમાં આપણે શું કરીએ ? ”

કેટલાક સમય પછી જમી પરવારીને પાન ચાવતી ચાવતી મંદાકિની શયનગૃહમાં આવી, પરંતુ તેણે કૃષ્ણચંદ્રની સાથે બિલકુલ વાતચિત કરી નહિ તે ચુપચુપ શય્યામાં સૂઇ રહી કૃષ્ણચંદ્ર પણ

કાંઇ બોલ્યો નહિ

ઘણો સમય પસાર થઇ ગયો ઘરના સૌ માણસો જ્યારે શાન્ત થઇ ગયા—નિસ્તબ્ધ બની ગયા—નિદ્રાધીન થઇ ગયા ત્યારે મંદાકિનીને બોલાવીને કૃષ્ણચદ્રે કહ્યુ –" તુ ઉઠીને મ્હારી એક વાત સાંભળ "

અત્યંત વિરક્તપૂર્ણ સ્વરે મંદાકિનીએ કહ્યુ –" મધ્યરાત્રિને સમયે તે વળી તમારે શી વાત કહેવાની છે ? હવે તો યમ મ્હને લઇ જાય તો હુ તમારા જુલ્મમાથી છૂટુ "

કૃષ્ણચંદ્રે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુ –" આજેજ છેવટનો દિવસ છે—આજથીજ તું સુખમા રહી શકીશ મંદાકિની ! મ્હે મ્હારા જીવ કરતા પણ ત્હારી પર વિશેષ પ્રેમ રાખ્યો છે ત્હારે માટે મ્હે માતાજીનો, ભાઇભાડુનો ત્યાગ કર્યો છે–ત્હારે માટે ઘરનો ત્યાગ કરી ઘરજમાઇ થઇ રહી પારકાની ગુલામગીરી કરૂ છુ, પરતુ ત્હે મ્હને મ્હારા આવા ત્હારા પ્રત્યેના પ્રેમપૂર્ણ વર્તનનો ઘણો સારો બદલો આપ્યો છે ! "

મંદાકિનીએ મ્હોડુ મરડી, આખો લાનચોળ કરી વિકૃત કંઠે કહ્યુ –" મ્હારે માટે સઘળાનો ત્યાગ કર્યો છે ? હુજ તમારી શત્રુ છુ, તો પછી હવે મ્હારી પાસે શા માટે રહો છો ? જ્યા સુખ હોય–આનંદ હોય ત્યા ચાલ્યા જાઓ "

કૃષ્ણચંદ્ર–ત્યા ! ના, ત્યા હવે જઇશ નહિ જગતને જોઇ લીધું છે—જગતના મોહને જાણી ગયો છુ હવે તો જ્યા રૂપિયા છે ત્યાજ જઇશ.

મંદાકિની–તમારે ફાવે ત્યા જાઓ, તેમા મ્હને શુ ? મ્હને શા માટે બોલાવો છો ?

કૃષ્ણચંદ્ર–જો મ્હારા બોલાવવાથી તને દુ ખ થતુ હશે તો હવે હુ તને બોલાવીશ નહિ–ત્હારે માટે સુગંધિત તેલની એક શીશી લાવ્યો છુ આ તેલની શીશીનો તુ સ્વીકાર કર, કદાચ હુ દુર્ભાગી તને હવે બીજુ કાંઇ આપી શકીશ નહિ

આટલુ બોલતામા કૃષ્ણચંદ્રની આખોમા આસુ ભરાઇ આવ્યાં.

તેણે તેલની શીશી મંદાકિનીના હાથમાં મૂકી

"આટલા બધા લાડ લડાવવાની કાંઇ જરૂર નથી" આમ કહીને મંદાકિનીએ તેલની શીશીને પતિની તરફ ફેંકી મંદાકિની અત્યારે પલંગ પર બિછાવેલી શય્યામાં સૂઇ રહેલી હતી, તથા ઉશિકા પર ડાબો હાથ મૂકી તેના પર તેણે પોતાનું મસ્તક ટકાવી રાખ્યું હતું અને કૃષ્ણચંદ્ર પલંગથી થોડે દૂર જમીન પર બેઠો હતો શીશી આવીને કૃષ્ણચંદ્રના કપાળમાં વાગી તે ભાગી ગઇ નહિ, પરંતુ કૃષ્ણચંદ્રને તેનો કાચ વાગવાથી તેના કપાળમાંથી લોહીની ધારા વહેવા લાગી શીશીનો બુચ ઢીલો થઇ જવાથી તેમાંથી થોડું તેલ જમીન પર ઢળ્યું મંદાકિની એક વખત પતિને થયેલા આઘાત તરફ દૃષ્ટિ કરી સૂઇ રહી. તેણે લોહીને વહી જતું અટકાવવાનો કાંઇ યત્ન કર્યો નહિ

કૃષ્ણચંદ્રે ઉઠી પાણીથી ઘાને ધોઇ નાખી કપડાં પહેરી, હાથમાં છત્રી લઇ મંદાકિનીને કહ્યું—"તું ઉઠીને બારણું બંધ કરી દે હું હવે મ્હારા ભાગ્યની પરીક્ષા કરવા નીકળી પડું છું હવે કદાપિ તું મ્હારૂં દર્શન કરી શકીશ નહિ મ્હને લાગે છે કે આ મ્હારી છેવટની વિદાય છે!"

મંદાકિનીએ માથું ઉંચું કરીને જોયું તો કૃષ્ણચંદ્રની આંખોમાંથી આંસુઓ સરી પડતાં હતાં તેનું મુખ મ્લાન અને ચિત્ત ચિંતાતુર બની ગયું હતું કપાળમાંથી હજી પણ થોડું થોડું લોહી નીકળતું હતું

કૃષ્ણચંદ્ર શાન્ત થયો નહિ એ નિસ્તબ્ધ રાત્રિએ ઘરમાંથી બ્હાર નીકળી પડીને શાન્ત-નિર્જન ગ્રામ્યમાર્ગ પર તે જવા લાગ્યો.

મંદાકિનીએ વિચાર્યું કે હમણાંજ પાછા આવશે ઘરમાં એક દીપક મંદ મંદ બળતો હતો ખુલ્લી બારીમાંથી વાયુ પ્રવેશ કરીને દીપકને બુઝાવતો હતો, તથા શીશામાંથી ઢળી ગયેલા તેલની સુગંધિથી સમસ્ત શયનગૃહને સુગંધિત બનાવતો હતો હમણાં આવશે, હમણાં આવશે એમ વિચારીને મંદાકિનીએ ઘણો સમય પસાર કર્યો, પરંતુ કૃષ્ણચંદ્ર પાછો ફર્યો નહિ અંતે મંદાકિનીએ વિચાર્યું કે—"ત્યારે

શું તેઓ પાછા નહિજ આવે? મ્હેં તેમને શા માટે જતા અટકાવ્યા નહિ? મ્હેં તેમને અટકાવ્યા હોત તો તેઓ જરુર જાત નહિ મંદાકિનીના નેત્રોમાં આંસુઓ ભરાઇ આવ્યાં પહેરેલા વસ્ત્રના પાલવથી ચક્ષુજળને સાફ કરી તેણે બારી પાસે જઇને એક વખત રસ્તા તરફ દૃષ્ટિ કરી, પરંતુ સર્વત્ર શાન્તિ માલુમ પડી, તેથી નિરુપાય તે પાછી પલંગમાં જઇને સુઇ ગઇ



## પ્રકરણ ૧૩ મું.



### પાપનો પશ્ચાત્તાપ

"હા પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે!
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે!
ઓહો! કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ધરે છે!
માફી પામ્યું કુદરત કને એમ માની ગણે છે!"

કલાપી

મંદાકિનીએ સ્હવારે ઉઠીને તપાસ કરી તો તેને સમસ્ત મકાન શૂન્ય જણાયું હરિચરણે તેની માતાને પૂછ્યું —" મા! તમારા ન્હાના જમાઇ ક્યાં છે? સીમમાં જવાના નથી કે શું?"

માતા—હું શું જાણું ભાઇ! તેમના વચનોથી રામકૃષ્ણ કાલે ગુસ્સે ભરાયા હતા, તથા આજે સ્હવારે તેમણે ચાલ્યા જવાનું જણાવ્યું હતું—હમણાં તેઓ શું કહે છે?

હરિચરણ—તેમને શું કહેવાનું હતું! તેઓ કાંઇ નથી સમજતા કે, કૃષ્ણચંદ્રમાં એક પૈસાભાર પણ અક્કલ નથી?

માતા—ત્યારે તો ઠીક, પરંતુ ભાઇ! તું દક્ષિણ તરફની સીમમાં જઇને કૃષ્ણચંદ્રની તપાસ કરી આવ જોઉં

હરિચરણ—પ્રથમ તમે મંદાબ્હેનને તો પૂછી જુઓ.

માતાએ તરતજ પુત્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું — "શાહુકારના પુત્ર ક્યાં ગયા છે?"

કૃષ્ણચંદ્રની સાસુ કૃષ્ણચંદ્રને માટે ઘણીખરી વખતે "શાહુ

કાંના પુત્ર " નુ જ સબોધન વાપરતી હતી મદાકિનીએ ઉત્તર આપ્યા – ' તેઓ કાલે રાત્રેજ કોઇ ઠેકાણે ચાલ્યા ગયા છે "

માતા–ત્યારે તો ઘેરજ ગયા હશે–બીજે ક્યા જવાના હતા ? પરંતુ આની વર્તણુક સારી ન કહેવાય

પૂર્વે મદાકિનીની માતા તેના પતિને જે કાઇ કહેતી તેથી તેને કોઇ પણ પ્રકારનુ દુ ખ લાગતુ નહોતુ, પરંતુ આજે તેના પતિને ઉદ્દેશીને તેની માતા જે વચનો ઉચ્ચારવા લાગી તે વચનો તેના હૃદયને ભેદી નાખવા લાગ્યા તેણે કહ્યુ – મા ! એ ગયા તો ભલે ગયા, હમ્મેશા કાઇ તમારે ઘેરજ પડી રહે કે શુ ? ! "

માતા પુત્રીનુ આ વાક્ય સાભળી શકી નહિ કૃષ્ણચદ્ર કાલે રાત્રે કોઇ ઠેકાણે ચાલ્યો ગયો છે એ સમાચાર તેણે હરિચરણ પાસે જઇને કહ્યા હરિચરણે ઘણા ગુસ્સે ભરાઇને કહ્યુ –" કેવા નિમકહરામ જમાઇ મળ્યા છે તે જોયા ? હમણા કામકાજ થોડુ વધારે કરવુ પડતુ હતુ એટલે કાઇ પણ કહ્યા કર્યા સિવાય સટકી ગયા "

આ સમયે મદાકિની અને રાધાચરણ ત્યા જઇ ચઢ્યા

રાધાચરણે ઘણુ દુ ખ પામીને કહ્યુ –" કાલે તમે તેમને જે વચનો કહ્યા હતા તે વચનો તેઓ કેવી રીતે સહી શકે ? તમે તેમને તુચ્છ સમજો છો, પરંતુ ખરી રીતે તો તેઓ તુચ્છ નથી. તેઓ બુદ્ધિશાળી છે, પરંતુ ભાગ્યના દોષથી તેમની આવી સ્થિતિ છે સૌના દિવસો કાઇ હમ્મેશા સરખી સ્થિતિમા પસાર થતા નથી. "

મદાકિનીએ કરૂણાપૂર્ણ દૃષ્ટિથી રાધાચરણ તરફ જોયુ પછી તેણે હૃદયનો દીર્ઘ નિશ્વાસ હૃદયમાજ દબાવી રાખીને કહ્યુ –" મ્હે અનેક અપરાધ કર્યા છે–છતા તેમણે કદાપિ મ્હારો તિરસ્કાર કર્યો નથી સૌનો સમય કાઇ સરખી સ્થિતિમા પસાર થતો નથી સુખ દુ ખનુ ચક્ર હમ્મેશા ફર્યાજ કરે છે "

મદાકિનીએ રાધાચરણને પોતાના શયનગૃહમા લઇ જઇને કહ્યુ –' ભાઇ ! મ્હારી એક વાત સાભળશો ? "

રાધાચરણ–શી કહો ?

મદાકિની–હુ તમને પૈસા આપુ છુ તમે એક માણસને મ્હારે

સાસરે જઇ આવવાને માટે બોલાવી લાવો

રાધાચરણ—કેમ, કૃષ્ણચન્દ્રના સમાચાર લઇ આવવા ?

મંદાકિની—હા, તેઓ રાત્રે ચાલ્યા ગયા છે, તેથી સુખરૂપ પહોચ્યા છે કે નહિ તે આપણે જાણવુ જોઇએ

રાધાચરણ—હુ માણસ મોકલવા સબંધીની વ્યવસ્થા કરૂ છુ તમારે પૈસા આપવાની જરૂર નથી મ્હારી પાસે પૈસા છે હ, પણ બ્હેન ! તમારા શયનગૃહમાથો આવી ઉત્તમ સુગંધ ક્યાથી આવે છે ?

મંદાકિની કાઇ ઉત્તર આપી શકી નહિ તેના નેત્રોમા આંસૂ ભરાઇ આવ્યા તેણે વસ્ત્રના પાલવથી ચક્ષુજળ સાફ કરીને કહ્યુ — "ભાઈ ! આ કામ વગનુ કોઇ માણસ ન જાણી શકે તેવી રીતે કરવાનુ છે તમે જે માણસને મ્હારે માટે મોકલો તેને અહિ તેડી લાવ્યા સિવાય બારોબાર મોકલજો તથા તે ત્યાથી સમાચાર લઇ આવે તે પણ મ્હને છૂપી રીતે કહી સભળાવે એવી સૂચના કરી દેજો "

"વારૂ, તેમજ કરીશ" કહીને રાધાચરણ ચાલ્યો ગયા

જે દિવસે આ પ્રમાણે વાતચિત થઈ તે દિવસે માણસ મળી આવ્યો નહિ તેને બીજે દિવસે એક માણસને છાણી ગામ તરફ રવાના કરવામા આવ્યો

એ દિવસમાજ એ માણસ આવીને એવી ખબર આપી કે, કૃષ્ણચન્દ્ર ઘેર ગયા નથી

રાધાચરણે આ હકીકત પોતાની બહેનને કહી સભળાવી આ હકીકત સાભળી મંદાકિની ઘણી ચિંતાતુર બની ગઇ તે પૂર્વે એમ નહોતી જાણતી કે, પતિના ચાલ્યા ગયા પછી તેના આત્માને આટલુ બધુ દુ ખ થશે તેણે વિચાર્યુ —" અરેરે ! જ્યારે કપાળમા ઘા થતા તેમાથી લોહીની ધારા નીકળતી હતી ત્યારે મ્હે હતભાગિનીએ એ લોહીની ધારાને વહેતી અટકાવવાનો કેમ કાઇ યત્ન કર્યો નહિ ? જ્યારે તેઓ ચાલ્યા જવાને તૈયાર થયા ત્યારે મ્હે શા માટે તેમના ચરણોમા નમી પડીને તેમને શાન્ત થવાની પ્રાર્થના કરી નહિ ?"

## ચોથો ખંડ સમાપ્ત.

# મિલન-મંદિર.



ખંડ પાંચમો.

## સતીત્વની પરીક્ષા.

# ખંડ ૫ મો.

## પ્રકરણ ૧ લું.

### પતિનું સુખ એજ પત્નીનું સુખ છે

" ફરન્તા ચક્ર આ તુજ નસીબની હ્હાણ મળશે !
અરે રો ના, હૈયા ! તુજ સહુ અધીરાઇ અમથી " કલાપી

મધ્યા થઇ ગયા પછી સ્નેહલતા જયતી પાસે બેસીને રૂદન કર્યા કરતી હતી આ રૂદન શાન્ત હતુ

જયતીએ કહ્યુ -" આમ રડે છે કેમ ? હુ થોડા દિવસમાજ પાછી આવી પહોચીશ ત્યારે માટે રૂદન કેમ કરે છે ? "

સ્નેહલતાએ હાથથી આખોમાનુ જળ સાફ કરતા કરતા કહ્યુ - બહેન ! જગતમા હવે મ્હારૂ કોઇ નથી તમે પણ આજે મ્હને મકીને ચાલ્યા જાઓ છો ! સાસુજી હવે વગડા થયા છે-લોકો કહે છે કે તેઓ ગાડા બની જઇને રસ્તે નહિ ભટકતા ઘરમાજ રહ્યા છે એ આપણુ મહા સૌભાગ્ય છે ચચળવહુનો સ્વભાવ તો બદલાતોજ નથી, મ્હે માત્ર તમારો એકલાનોજ છેડો પકડ્યો હતો હવે તમે ચાલ્યા જશો એટલે હુ એકલી આ સસારમા કેવી રીતે રહી શકીશ ?"

જયતી-બહેન ! મ્હારા ગયા સિવાય ચાલી શકે તેમ નથી તમને આરામ થશે કે તરતજ હું પાછી આવીશ

સ્નેહલતા-ના જાઓ તો ચાલે નહિ કે ? તેઓ તમારા શા સગા થાય છે ? મારીની સાસુને ? એટલુ દૂરનુ સગુ બિમાર થાય તો કોણ તેની સેવા ચાકરી કરવા જાય ?

જયતી-જો કોઇ ન જાય તો તે ભૂલ ગણાય બહેન સ્ત્રીનો એવો ધર્મ નથી, આ વાત તને કેટલી વખત કહી છે ! સબધનો વિચાર નહિ કરતા ' રોગમા સેવા ચાકરી, દુ ખમા દયા તેમજ શોકમા

સાંત્વના આપવી એ રમણીનો મુખ્ય ધર્મ છે જે આશ્રય લેવા આવે તેના પર ઉપકાર કરવો જોઇએ '

સ્નેહલતા—ત્યારે જાઓ પરંતુ જોજો હો, પાછા વહેલા આવજો

જયંતી—તે માટે ફિકર કરીશ નહિ જો મુંબાઇથી તેમનો કાંઈ કાગળ પત્ર આવે તો મ્હને સમાચાર લખજો

સ્નેહલતા—એ આશા રાખવી વ્યર્થ છે હરિશ્ચંદ્રભાઇને મુંબઇ ગયાને ત્રણ માસ થયા છે, એટલામાં તો તેમના પાંચ છ પત્રો આવ્યા છે, પરંતુ તેમનાથી તો એક પણ પત્ર લખી શકાયો નથી વળી હરિશ્ચંદ્રભાઇના પત્રોમાંની હકીકત તો તમે જાણો છોને '

જયંતી—હા હું જાણું છું કે, એ રંડા હજી પણ ભૂતડીની માફક તેમની પાછળ વળગી રહેલી છે

સ્નેહલતા—તેમાં એ રંડાનો શો દોષ ? રજનીચંદ્ર જાતેજ ઉન્મત્ત બની જઇને શા માટે તેની તરફ ધાય છે ?

જયંતીએ હસીને કહ્યું—' તને વશીકરણ મંત્ર નથી આવડતો માટે પતિને સ્નેહવશ કરવાનો મંત્ર પ્રત્યેક પત્નીને આવડવો જોઇએ '

સ્નેહલતા—એ વાત તો ખરી છે જો મ્હને વશીકરણ મંત્ર આવડતો હોત તો આજે હું શા માટે તમને મ્હારી પાસેથી જવા દેત ?

જયંતી સ્નેહલતાના મસ્તક પર ચુંબન કરી ઘર કામ કરવાને ચાલી ગઈ સ્નેહલતા પણ તેની પાછળ પાછળ ગઇ

બીજે દિવસ પ્રભાતકાળે એક બગીગાડીમાં બેસીને જયંતી પોતાની મામીની સાસુને ત્યાં ચાલી ગઇ

જ્યાં પીડા હોય, જ્યાં શોક હોય, જ્યાં યાતના હોય, ત્યાં જઇને જયંતી પોતાનાથી બની શકે તેટલી સેવા ચાકરી કરતી હતી સેવા કરવી એજ એના જીવનનું મુખ્ય કાર્ય થઈ પડયું હતું આવી નિસ્વાર્થ સેવા કરીને તે અપૂર્વ આનંદ પામતી હતી

જયંતી ચાલી ગઇ ઘરસંસારમાં ચંચળવહુ, સ્નેહલતા, સરસ્વતી, રામપ્રસાદ તથા રામપ્રસાદની માતા રહ્યાં.

સરસ્વતી ધરડી થઇ હતી તથા દુખ–શોકથી તેનુ હૃદય અસ્થિર રહેતુ હોવાથી, તેમજ શરીર બિમાર રહેતુ હોવાથી તે કદાપિ રસોડામા પ્રવેશ કરતી નહોતી ચચળવહુ પુત્ર–વિયોગના શોકથી શોકાતુર રહેતી હતી તેથી તે પણ કદાપિ રસોડામા પ્રવેશ કરતી નહોતી ગમ-પ્રમાદની માતા પણ રસોઇ કરવા તરફ તેમજ ગૃહસસારના કોઇ કામકાજ તરફ લક્ષ્ય આપતી નહોતી સસારનુ તેમજ રસોઇનુ મત્રણુ કામકાજ સ્નેહલતાને રૂક્મિણી સાથે મળીને કરવુ પડતુ હતુ, પરતુ કામકાજ કરવામા સ્નેહલતાને સહજ પણ દુખ જણાતુ નહોતુ. પ્રભાતકાળથી તે મધ્યરાત્રિ સુધી કામ કરવુ પડતુ હોવા છતા સ્નેહલતાને થાક જણાતો નહોતો આ જયતીનુ શિક્ષણ હતુ જયતીએ તેને શિક્ષણ આપ્યુ હતુ–નારીકર્ત્તવ્ય શિખવ્યુ હતુ સેવાવ્રત એજ તેનું મહાવ્રત હતુ ! સ્નેહલતા આ વ્રત પ્રમાણે સવારે વર્તતી હતી

ઉચ્ચ તેમજ વિશાળ પર્વતના ગગનને ચુબન કરી રહેલા શિખર ઉપર ઉભુ રહેલુ માણસ જે પ્રમાણે વાયુની પ્રબળ તાડના, સખ્ત તાપ તેમજ વૃષ્ટિના નિર્દય પ્રહાર વગેરેમા પણ તન્મય થઇ રહે છે તે જ પ્રમાણે સ્નેહલતા સ્વામિના તિરસ્કાર, સ્વામિના વિયોગ, સમાનના તદ્દન અભાવ વગેરેમા પણ પતિદેવતાના મદિરનુ માર્જન કરવામા તન્મય રહેતી હતી આ શિક્ષણ તેને તેની શિક્ષયિત્રી જયતીએ આપ્યુ હતુ તેણે સ્નેહલતાને એમ સમજાવી દીધુ હતુ કે, " રમણીએ સ્વામિના સુખમા સકટરૂપ શા માટે થવુ ? તેઓ જેથી સુખી થાય તેમજ કરવુ જોઇએ નારીને બીજુ સુખ શુ છે ? જગતનો આનદ એજ નારીનો આનદ છે નારીને જોઇએ પવિત્રતા અને કામકાજ જેના અતરમા અનત પ્રેમનો પ્રવાહ પ્રત્યેક ક્ષણે વહે છે, જે અચ્છેદ્ય પ્રેમબધનમા પોતાના સ્વામિને પોતાના ક્ષુદ્ર હૃદયમા રાખી શકે છે, તેને સ્વામિના વિયોગમા પણ શુ દુખ છે ? તેનો પતિ જો બીજી સ્ત્રી ઉપર પ્રેમ કરીને સુખી થતો હોય તો પછી સ્વામિને સુખ ભોગવતો જોઇને નારીએ શા માટે દુખ માનવુ ? "

જયતીએ સ્નેહલતાને આવા પ્રકારનું શિક્ષણ આપ્યુ હતું.

તેથી કરીનેજ સ્નેહલતા કે જે પૂર્વે પતિના વિયોગે રાત્રિ દિવસ દુ ખથી ઝુર્યા કરતી હતી–જેને માત્ર સ્પર્શ કરવાને માટે તેનુ તૃષિત શરીર અધીરૂ થઇ જતુ હતુ, જેના પ્રફુલ્લ મુખના પ્રેમવચનો સાભળવાને માટે તેના કાન પ્રત્યેક ક્ષણે આતુર રહેતા હતા, તેજ સ્વામિ દેવતા હમણા અન્ય નારીના મોહમા પડી પોતાને સુખી માને છે, બિચારી નિર્દોષ પત્નીને દર્શન સુદ્ધા આપતા નથી આ સર્વ હકીકત જાણવા છતા સ્નેહલતા જયતીના શિક્ષણને પ્રભાવે હવે ધૈર્ય ધારણ કરી પોતાનુ જીવન ટકાવી રહી છે જે વિકસિત યૌવનનો ઉછળતો અનુરાગ પતિદેવતાને ગાઢ આલિંગન બધનમા બાધી રાખવાની ઇચ્છા રાખતો હતો–જેના પ્રેમ વચનો સાભળવામા ન આવે તો અભિમાનથી આખા-માથી આસુઓ સરી પડતા હતા, જેના અનાદરની આશકાથી હૃદય જોરથી ધબકી ઉઠતુ હતુ–તે જ તેના પતિદેવ હમણા અન્ય રમણીના છે ! જ્યારે આ સઘળી હકીકત સ્મરણમા આવતી હતી ત્યારે તેની છાતી ફાટી જતી હતી તે એમ વિચારતી હતી કે–“ હુ તેમની સેવા કરવાનુ સુખ પામી શકતી નથી તોપણ તેમના ભાઇ, ભાભી તથા તેમના ઘરબારનુ કાર્ય કરી શકુ છુ એ મ્હારા માટે મહા સૌભાગ્યની વાત છે–એજ મ્હારા નારી જન્મની સાર્થકતા છે ! તેઓ ગુણવાન છે, અને હુ અશિક્ષિત મૂર્ખ છુ હુ તેમના ચિત્તને આનદમા–વિનોદમા રાખી શકુ તેમ નથી તો પછી તેમના આનદ–વિનોદનો મ્હારે શા માટે નાશ કરવો ! તેઓ સુખમાજ રહો–તેમના માથા પરના એક પણ વાળને આચ ન આવો–એવી ઇચ્છાને હૃદયમા રાખીનેજ હુ અભાગિની મ્હારા જીવનના બાકીના દિવસો પસાર કરીશ ”

પરતુ સ્નેહલતાના દુ ખનો આટલેથી અત આવ્યો નહિ રામ-પ્રસાદની પાપદૃષ્ટિ એ સતી શીયળવતી રમણીની પવિત્ર મૂર્તિ પર પડી



## પ્રકરણ ૨ જું.

### દેવ કે દાનવ?

રામપ્રસાદે કેટલાક માસમાં આ ગામની અંદર સારી પ્રખ્યાતિ મેળવી લીધી હતી, છતાં કોઇ સારા માણસને ત્યાં તે ભૂલે ચુકે પણ જતો નહિ. સ્હવારે આઠ વાગ્યે તો તે ઉઠતો હતો તેમજ કોઇ દિવસે તેથી પણ વધારે મોડા ઉઠતો હતો એમ કહેવું ભૂલી જવાય છે કે, કોઇ પણ દિવસે તે બૂમ પાડ્યા સિવાય ઉઠતો નહિ! ઉઠીને તત્તજ દાતણ પાણી કર્યા સિવાય તે બીડી સળગાવીને વણા સમય સુધી શય્યામાં બેસી રહીને આપ્યો ચોળ્યા કરતો હતો. બરાબર બે ચાર બીડીઓનો ધુમાડો કાઢ્યા પછી તે દાતણ પાણી કરવાને માટે ઉઠતો હતો.

ત્યાર પછી તે તળાવ પર જતો હતો અને સ્ત્રીઓના સ્નાન કરવાના સમયે તો તે તળાવ પર હાજર રહેવાનું કદાપિ ભૂલી જતો નહિ. જે ઘાટ પર એ બેસતો હતો તે ઘાટ પર થઇને અનેક સુંદરીઓ તળાવ પર સ્નાન કરવા, વાસણ માફ કરવા અગર તો પાણી ભરવાને જતી આવતી હતી. રામપ્રસાદ એ સુંદરીઓની તરફ લાલસામય દૃષ્ટિથી જોઇ રહેતો હતો. ત્યાર પછી તે ઘેર આવીને રસોડામાં બેસી રહેતો હતો. તેની માતા તેમજ ફોઇ તે સમયે ત્યાં બેસી રહેતા હતા—એ સમયે સ્નેહલતા રસોડામાં બેઠી બેઠી રસોઇ બનાવ્યા કરતી હતી. રામપ્રસાદ વારંવાર પાપપૂર્ણ દૃષ્ટિથી સ્નેહલતા તરફ નજર કરતો હતો, તથા પોતાની વિદ્વતા, સાહસિકતા તેમજ રસિકતાનો પરિચય કરાવતો હતો. આ સઘળો પરિચય પ્રાપ્ત થતાં તેની માતાના આનંદની સીમા રહેતી નહિ. તે એમજ વિચારતી હતી કે, જન્મ જન્માંતર સુધી તપસ્યા કરીનેજ આ રત્ન ગર્ભમાં ધારણ કર્યું હતું! પરંતુ રામપ્રસાદની ફોઇ આ સઘળા પ્રકારોથી આનંદ પામતી નહોતી.

તેને એમજ લાગતું હતું કે રામપ્રસાદ જે કાંઇ બોલે છે તે બધું તેની મૂર્ખાઇને લીધેજ બોલે છે ! !

ત્યાર પછી રામપ્રસાદ સ્નાન કરવા જતો હતો, તથા સ્નાન કરી સફેદ માંચેસ્ટરનું ધોતીઉં પહેરી કાંસકીથી વાળ ઓળીને છેનબટાઉ જેવો વાંકો સેંથો પાડતો હતો, અને કપાળમાં કુંકુમની એક ન્હાની ટીપકી કરી જમવા બેસતો હતો. ભોજન કરી રહ્યા પછી પાછો તે સુઇ જતો તે સંધ્યા સમયે ઉઠતો હતો

સંધ્યા સમયે ઉઠી, વસ્ત્રો પહેરી, વાળ સમારી તે ગામમાં ફરવા નીકળી પડતો હતો

હવે રામપ્રસાદની રાત્રિની લીલાનું વર્ણન કરીશું તે કદાપિ કોઇ સદ્‌ગૃહસ્થને ત્યાં જતો નહિ, એક લાનમાહેબ તરીકે સમગ્ર ગામમાં પ્રખ્યાત થયેલા યુવકની પરસાળમાં હમ્મેશાં સાંધ્ય-સમિતિ એકત્ર થતી હતી રામપ્રસાદ એ સમિતિ-મંડળનો પ્રમુખ હતો. હમ્મેશાં એ ત્યાં જતો હતો

આ મંડળમાં રાજનીતિ, સમાજનીતિ, ધર્મનીતિ, વિજ્ઞાન-દર્શન વગેરે વિષયો પર ચર્ચા ચાલતી હતી સંગીતશાસ્ત્રની ચર્ચા પણ બાકી રહી જતી નહોતી રામપ્રસાદ આ સઘળી ચર્ચા કરવામાં નિપુણ ગણાતો હોવાથી બીજા મેમ્બરો તેના શબ્દો સાંભળવાને અતિ આતુરતા ધરાવતા હતા તથા રામપ્રસાદની વક્તૃતા સાંભળી તેઓ અપૂર્વ જ્ઞાન મેળવતા હતા !

રામપ્રસાદ કહેતો હતો કે-"મુંબઇની સુંદરીઓ ચુનાસજ્જીથી પોતાના અંગ પ્રત્યંગને સાફ કરીને ધુએ છે ઇંગ્રેજો પોતાના બાળબચ્ચાંને દારૂથી ન્હવડાવે છે તેથીજ તેમનાં બાળબચ્ચાં ઘણાં સફેદ થઇ જાય છે ! રવિંદ્રનાથ ટાગોર બિલકુલ ભણ્યા નહોતા-આ દુઃખથી તેઓ એક દિવસે મધ્ય રાત્રે ગંગા નદીમાં ડૂબી મરવાને ગયા હતા એ સમયે સાક્ષાત સરસ્વતીએ આવી તેમને વરદાન દીધું, અને તેથી કરીનેજ તેઓ ધીમે ધીમે સર્વોત્તમ કવિ તરીકે પૂજાવા લાગ્યા !"

રામપ્રસાદ આવા આવા અનેક કંડા પહોગના ગપ્પા હાકતો હતો તે જ્યારે વાતચિત કરતો હતો ત્યારે શ્રોતાઓ તેની તરફ એકી ટસે જોઇ રહેતા હતા અને કેટલીક વખત 'વાહવાહ' 'વાહવાહ' કહીને તેના વખાણ કરતા હતા

આ સિવાય રામપ્રસાદ છાણી ગામમા વિશેષ પ્રખ્યાતિ પામ્યો હતો તેનુ કારણ એ હતુ કે તે ગામમા ધાર્મિક પુરૂષ તરીકે તે પ્રખ્યાત હતો તે પોતાના ગળામા રૂદ્રાક્ષની માળા પહેરતો હતો માથાની વચ્ચ મ્હોટી ચાટલી રાખતો હતો તથા હમ્મેશા પોતાના કપાળમા કુકુમની ટીલકી કરતો હતો આ સિવાય તેણે ભક્તિરસના કેટલાક ગાયનો મુખે યાદ કર્યા હતા દયારામ કવિનુ પ્રત્યેક કાવ્ય તને કંઠસ્થ હતુ વળી તે પુષ્કળ ગાજો પીતો હતો ધર્મશાસ્ત્રની ચર્ચા કરવામા તે અદ્વિતીય હતો તે સિવાય મારણ, ઉચ્ચાટન, વશીકરણ કવચ, વનસ્પતિનુ ઔષધ વગેરે વિષયો સબધી ઘણી માહિતી તે વગાવતો હતો

તે જે દિવસે ધર્મશાસ્ત્રની વ્યાખ્યા કરતો હતો તે દિવસે શ્રોતામડળ ભક્તિપૂર્ણ હૃદયે તેના વચનો સાભળતુ હતુ ન કોઇ દિવસે યોગશાસ્ત્ર સબધી ઓનનો તો કોઇ દિવસે મહાભાગતની કથા કહી સભળાવતો અને વળી ખરે દિવસે વ્રજલીલાનુ વર્ણન કરતો હતો આથી કરીને રામપ્રસાદ વગડા ખેડૂતોના પ્રેમને પ્રાપ્ત કરી શક્યા હતો કોઇ કોઇ સમયે કોઇ પ્રતિયોગી મળતા રામપ્રસાદ વાદવિવાદ પણ કરતો હતો.

એક દિવસે ધનેશ્વર શર્માનો ભાણેજ મહેશ્વર તેમને ત્યા આવ્યો હતો તે બ્હાર ઓટલા પર બેસીને ધર્મશાસ્ત્ર સબધી વાતચિત કરતો હતો મહેશ્વર ચૈતન્ય ભાગવત, વૃન્દાવનવિહાર, વગેરે બે ચાર ગ્રથનો અભ્યાસ કરતો હોવાથી તે એ વિષય સબધીજ વાતચિત કરતો હતો, એવામા રામપ્રસાદ ત્યા જઈ ચઢ્યો તેના બે ચાર મિત્રો પણ તેની પાછળ પાછળ ધનેશ્વરને ત્યા જઇ ચઢ્યા અને વાતચિત ચાલવા લાગી રામપ્રસાદે ગાજાના દમ કાંઇક વધારે મારેલા હોવાથી

તેની આંખો લાલચોળ થઇ ગઇ હતી તેણે મહદ્દહાસ્ય કરી ગર્વિત સ્વરે કહેવા માંડયું કે-' એક દિવસે શ્રીમતી રાધા મથુરામાંથી બ્હાર નીકળી યમુના કિનારે આવતા હતા તે સમયે કૃષ્ણ ભગવાન યમુનાના કિનારા પર ફરતા હતા તેમનું તથા શ્રીમતી રાધાનું દૃષ્ટિ-મિલન થયું ! એ સમયે કૃષ્ણપરમાત્મા રાધાજીનું દર્શન કરી ઘણો મોહ પામ્યા, અને બોલી ઉઠયા કે -

"રાધા આવો કેવો તમારો વેશ,
નહિ હું તો જોઇ શકું રે
વેણી ચુંથાઇ, આ કયની કાયા,
સ્વેદાણુઓ મુખ ઉપરી આવ્યા,
મન બળી ખાખ થાયે રે "

રામપ્રસાદે ઉચ્ચ સ્વરે આ લીટીઓ ગાઇ, અને તે સાંભળી તેનું મિત્રમંડળ ' વાહવાહ ' ' શાહબાશ ' ' ખૂબ કરી ' ' ઓહો ' વગેરે શબ્દો બોલવા લાગ્યું, પરંતુ મહેશ્વરને આથી કરીને આનંદ થયો નહિ. તેણે કહ્યું -" પ્રભુ અદ્વિતીય છે આપણે મૂઢ છીએ- પરમકૃપાળુ પરમાત્માને પ્રણામ કરીએ છીએ તેનો અર્થ સુદ્ધા આપણે જાણતા નથી કૃપા કરીને મ્હને એ સમજાવશો ? "

રામપ્રસાદે કહ્યું -" કહો કહો, તમે કયા મંત્રનો અર્થ સમજી શકતા નથી ? "

મહેશ્વરે કહ્યું-

**" अज्ञान-तिमिरान्धस्य ज्ञानांजन-शलाकया ।**
**चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः "**

રામપ્રસાદ કાંઇ ગાજ્યો જાય એવો નહોતો. એક ક્ષણ સુધી વિચાર કરીને તેણે કહ્યું -" હે ભાઇ ! આવા અતિ રહસ્યમય શાસ્ત્ર-મંત્રનો અર્થ તમારા જેવા સાધારણ બુદ્ધિવાળા મનુષ્યથી ઓછોજ કરી શકાય છે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી હું આ મંત્રનો અથ થોડો ઘણો સમજી શકું છું **अज्ञान-तिमिरान्धस्य ज्ञानांजन-शलाकया**-એટલે કે અજ્ઞાનીની આગળ જે ત્રણ મણને દશ શેર

માનૂમ પડે છે ત ગાનીની પાસે સોળ શેર માલમ પડ છે ' બાકીનો અર્થ તો કોઇ મહેલાઇથી સમજી શકે તેમ છે ! ! "

ગમપ્રસાદનો અર્થ સાભળી મહેશ્વર ઘણા આશ્ચર્યમા પડી ગયો પરંતુ બીજા બધાઓએ તો રામપ્રસાદનો જયજયકાર કર્યો. કહેવાનુ તાત્પર્ય એ જે કે ગમપ્રસાદની સાધ્વલીલા આવી રીતે પૂરી થતી હતી

ગમપ્રસાદના આવા વિવિધ ગુણોને અભાવે ટુક સમયમાજ તે પોતાની સેવામા ઘણા શિષ્યો મેળવી શક્યો તેઓ પ્રથમ તો રામપ્રસાદની ગાજાની ચલમના એક બે દમ મારીનેજ તૃપ્ત થતા હતા પરંતુ ધીમે ધીમે તેઓની તૃપ્તિ ઉડી ગઇ, અને તેઓ જૂદી જૂદી જાતના વ્યસનમા ફસાયા તેમના પૈસાનુ પાણી થવા લાગ્યુ

શિષ્યા તરફથી ગાજો મદ્ય, વગેરે વ્યસની વસ્તુઓ મન જેમ મળવા લાગી તેમ તેમ ગમપ્રસાદ વિશેષ વ્યસની બનવા લાગ્યો, તથા મધ્ય રાત્રિ સુધી મિત્રમડળમા રગરાગ ઉડાવી, ગુલતાન થઇને ઘેર આવવા લાગ્યો પાઠક ! આતે દેવ કે દાનવ '



## પ્રકરણ ૩ જુ.



### મહાન્ યોગી કે વિષય ભોગી ?

ગમપ્રસાદ કોઇ પણ દિવસે મધ્યરાત્રિ પૂર્વે ઘેર આવતો નહોતો આમ છતા પણ તે ચચળવહુનો સ્નેહપાત્ર હોવાથી તેને માટે મધ્યરાત્રિ સુધી ભોજન ગરમ રાખવુ પડતુ હતું આ માટે સ્નેહલતાને ઘણુ દુ ખ ભોગવવુ પડતુ હતુ. ઘરમા બીજુ કોઇ પુરૂષ માણસ નહોતુ–જયતીના ચાલ્યા ગયા પછી સ્નેહલતાનેજ રસોઈ વગેરેનુ કામકાજ કરવુ પડતુ હતુ તેની સાસુનુ શરીર ભાગી પડ્યુ હતુ, હમ્મેશા સધ્યા સમય પૂર્વે સરસ્વતીને થોડો ઘણો તાવ ભરાતો હતો. રાત્રે તે ઓરડામા નજર કરવા સુદ્ધા જઇ શકતી નહોતી. ચચળવહુ સધ્યા સમયે સુઇ જતી હતી, ત્યારે બિચારી સ્નેહલતા રસોઇને ગરમ રાખીને ગમપ્રસાદની રાહ જોઇ બેસી રહેતી હતી

જે દિવસે રૂક્મિણીને સ્નેહલતા ઉપર દયા થઇ આવતી હતી તે દિવસે તે રસોડાના બારણા પાસે સુઇ રહેતી હતી, તથા જે દિવસે તેને દયા નહોતી થઇ આવતી તે દિવસે તે પોતાને ત્યાં જઇને સુઇ રહેતી હતી સ્નેહલતા બિચારી એકલીજ મધ્યરાત્રિ સુધી રસોઇને ગરમ રાખીને બેસી રહેતી હતી

પહેલા તો આ પ્રકારમા કાંઇ વિશેષ ખટપટ ઉત્પન્ન થઇ નહિ પણ પછીથી જ્યારે રામપ્રસાદની રમિકતાના બરફના ટુકડાઓ વરસવાની શરૂઆત થઈ ત્યારે સ્નેહલતાએ પોતાના શિર પર મ્હોટુ સંકટ આવેલુ વિચાર્યુ જે દિવસે રામપ્રસાદ વિશેષ નિશાથી ચકચૂર બનીને ઘેર આવતો હતો તે દિવસે તેની રસિકતા પણ વધી પડતી હતી, તથા તે શુ બોલે છે, તેનુ તેને પોતાને ભાન સુદ્ધા રહેતુ નહિ તેનુ લાલચોળ મ્હો તેમજ શરીરના હાવભાવ નજરે પડતાજ સ્નેહલતા તેને રસોઇ પીરસી શકતી નહોતી–તે રામપ્રસાદની માતાનેજ બોલાવી લાવતી હતી આથી કરીને રામપ્રસાદની માતા સ્નેહલતા પર ઘણી ગુસ્સે ભરાતી હતી તે સ્નેહલતાને એમ કહેતી હતી કે –" એ મ્હારો હજુ ન્હાનકડો છોકરો છે તેની શરમ શા માટે રાખે છે? વળી તને બ્હીક પણ શી છે? જેની આખમા કમળો હોય તેને બધુ પીળુજ દેખાય!'

આવા વાગ્બાણો સ્નેહલતાની ઉપર વરસાવીને તે ભોજનની થાળી રામપ્રસાદ આગળ મૂકતી હતી રામપ્રસાદ લાલચોળ મુખ કરી, ગુસ્સે ભરાઇ એમ કહેતો કે –" મા! જો તો ખરી! હુ શુ વાઘ છુ કે ઘોડીનુ લોહી ચૂસી ખાઇશ!"

સ્નેહલતા રામપ્રસાદની સાથે વાતચિત કરતી નહોતી રામપ્રસાદ નજરે પડતાજ તે લાજ કાઢતી હતી આથી કરીને પણ તે તેની ઘણી ઠઠ્ઠા મશ્કરી કરતો હતો પછીથી સ્નેહલતા જ્યારે ઉઘાડે માથે ઘર કામ કરતી હોય ત્યારે રામપ્રસાદ છૂપી રીતે તેની પાછળ જઇને તેનુ મુખ જોવાની આશાથી સ્થિર ઉભો રહેતો હતો પછી સ્નેહલતા જ્યારે પાછી દૃષ્ટિ ફેરવતી હતી ત્યારે રામપ્રસાદ તેના

મુખનુ દર્શન કરી લેતો હતો એવે પ્રસગે તે પોતાના પાપિષ્ઠ નેત્રોને હલાવી, સ્મિતહાસ્ય કરી ચાલ્યો જતો હતો! સ્નેહલતાનો જીવ ભયથી ગભરાઇ જઇ લાકડાના જેવો સ્થિર થઇ જતો હતો તે જલદીથી મ્હોટો ઘુમટો ખેંચીને જ્યા કામ કરતી હોય ત્યાથી ઉઠી બીજે સ્થળે ચાલી જતી હતી જ્યારે તે આ હકીકત પોતાની સાસુ સરસ્વતીને કહેતી ત્યારે સરસ્વતી ચચળવહુને કહેવાનુ જણાવી નિશ્ચિંત થતી હતી જ્યારે સ્નેહલતા ચચળવહુને આ વાત કહેતી ત્યારે તે ઉત્તરમા જણાવતી હતી કે—"સ્નેહલતા! ત્હારૂ મન ઘણુ પાપી છે! રામુ તો પેટના દિકરા જેવા છે—એ હસે છે તેમા શુ થઇ ગયુ? એમા એનો કાઇ દોષ નથી તુ ત્હારે ચાલી જા ફરીથી આવી વાત કહી મ્હને કટાળો આપીશ નહિ"

સ્નેહલતા અતે નિરૂપાયે શાન્ત રહેતી હતી તેની આખોમાથી આસુની ધારાઓ વહેતી હતી. મનમાને મનમા તે વિયોગી પતિને યાદ કરીને કહેતી હતી કે—"હે પ્રાણેશ્વર! હૃદયદેવતા! હવે મ્હને આવા મહા દુ ખમા કેટલા દિવસ સુધી રાખશો? અરેરે! પહેલા હુ કેટલીયે આશાઓ કરતી હતી—કે તમે ભણી રહેશો—એ પૈસા કમાતા થશો એટલે હમ્મેશા મ્હને તમારી સેવા કરવાને માટે તમારી સાથે રાખશો તો પછી હે દેવ! મ્હને આવી રીતે હડસેલી કેમ મૂકી? હુ વધારે ભણી ગણી નથી—હુ ગાતા વગાડતા જાણતી નથી એ ખરૂ છે, પરતુ મ્હારાથી તમારી ચરણ-સેવામા કદાપિ ખામી આવત નહિ મ્હારી સેવા ચાકરીથી શુ તમારા હૃદયને આનદ થાત નહિ? વળી જ્યારે તમારી આવીજ ઇચ્છા હતી તો પછી તમે મ્હને લખતા વાચતા, ગાતા વગાડતા શા માટે શિખવ્યુ નહિ? તમને સતોષ આપવાને માટે હુ શુ ન કરત? તમે જ્યારે મ્હારો અસ્વીકાર કર્યો છે, તો પછી આ ક્ષુદ્ર જીવન શા માટે આ મૃત્યુલોકમા જીવ ધારણ કરી રહ્યુ છે? હે ધર્મરાજ! હવે મ્હને માત્ર તમારોજ ભરોસો છે—તમેજ માત્ર મ્હારૂ આશ્રયસ્થાન છો! પતિએ મ્હારો ત્યાગ કર્યો છે, પરતુ તમે મ્હને ભૂલી જશો નહિ તમે જેમ બને તેમ જલદીથી

મ્હને તમારી પાસે બોલાવી લ્યો ”

પરંતુ સ્નેહલતાના આ મર્મભેદક વચનો તેના પતિદેવ ન્હોતા કે ધર્મરાજ સુધી પહોંચતા નહોતા

એક દિવસે સ્નેહલતાને એકાંતમાં જોઇને રામપ્રસાદે કહ્યું – “હું પાપી નથી હું એક મહાયોગી અને ભક્ત છું ! તું મ્હને મદદ કર–મ્હારી સાથે રાસલીલા કર–એટલે પછી આપણે બન્ને આ મૃત્યુલોકમાંજ વ્રજવાસી વ્રજવિહારીની વ્રજલીલાનું દર્શન કરી શકીશું તથા પુષ્પના રથમાં ચઢીને મોક્ષ પામીશું ”

સ્નેહલતાએ આ વાક્યો સાંભળ્યા નહિ–સાંભળી શકી પણ નહિ તે રડતી રડતી રસોડામાંથી બ્હાર નાસી ગઇ એ દિવસની વાત પણ તેણે પોતાની માને તેમજ ચંચળને કહી, પરંતુ તેનું કાંઇ ફળ ફળ્યું નહિ પરિણામે રામપ્રસાદનું સાહસ પણ વધી ગયું

---

## પ્રકરણ ૪ થું.

---

### પાપીના પાપની પરિસીમા.

“ધીક તે નરને ખર તુલ્ય ગણો, પકડે રસ્તો વ્યભિચાર તણો,
દુઃખ ભોગવશે સુખ શું મળશે ? રખડી અન્ન પાણી વિના મરશે
વળી લાજ જશે દુઃખ દેહ થશે, નિજ નૂર ગુમાવી બધે ફરશે,
પણ કોઈ નહિ વિશ્વાસ કરે, છટકેલ તણી કયમ દાઝ ઠરે ? ”

ગયા પરિચ્છેદમાં દર્શાવેલો પ્રકાર બની ગયા પછી એક દિવસે રામપ્રસાદે ઘણું તોફાન કર્યું. સ્નેહલતા રાત્રે જેવી તેની થાળી પીરસીને રસોડામાંથી બ્હાર નીકળતી હતી તે જ સમયે રામપ્રસાદે તેનું ગવન પકડી તેને ઉભી રાખી, તથા તેણે જે શબ્દો કહ્યા એ શબ્દો સાંભળી સ્નેહલતા મનમાંને મનમાં મરી ગઇ ઘરમાં જઇને તે છૂટે મ્હોડે રડી પડી

મગાબર આજ સમયે રામપ્રસાદની માતા ત્યાં આવી ચઢી.

અગાઉથીજ સ્નેહલતાએ તેને બોલાવી હતી, પરંતુ તેને આવવામાં થોડો વિલંબ થયો હતો. સ્નેહલતાને રડતી જોઇને તેણે પૂછ્યું – "કેમ રે, રડે છે કેમ? વળી આજે પાછું તને શું થયું છે?"

સ્નેહલતા કાંઇ કહેવા જતી હતી તે પહેલાં તો રામપ્રસાદે આવીને કહ્યું –"હવે આપણાથી આ ઘરમાં રહી શકાશે નહિ. થાળી પીરસવાની રીત તો જો, મા! થાળી પીરસીને મૂકવી પડે છે, એમાં પણ આટલો બધો રોષ કરવાનું શું કારણ?"

રામપ્રસાદની માતા સળગી ઉઠી તેણે કહ્યું –"કેમ રે સ્નેહલતા! અમે શું બે મૂઠી અનાજને માટે તમારે ઘેર આવ્યા છીએ કે? રામુની ફોઇનો એકનો એક પુત્ર મૃત્યુ પામવાથી અમે તેમને શાન્તિ આપવાને આવ્યા છીએ અમે શું કાંઇ ત્હારૂં ખાઇએ કે પહેરીએ છીએ? વળી તું આટલું સતીત્વ બતાવે છે, પરંતુ ત્હારા ઢોંગ કાંઇ મ્હારાથી અજાણ્યા નથી!"

સ્નેહલતા કાંઇ બોલી શકી નહિ. તેનું હૃદય ફાટી જવા લાગ્યું પગના તળિયા પાસેની જમીન જાણે કે સરી જવા લાગી તે ચક્ષુજળને સાફ કરતી કરતી ચંચળવહુના ઓરડામાં ચાલી ગઇ તે જાણતી હતી કે સાસુને આ વાત કહેવાથી કાંઇ બંદોબસ્ત થવાનો નથી.

આ સમયે ચંચળવહુ ગાઢ નિદ્રામાં હતી અતિ નમ્ર સ્વરે સ્નેહલતાએ કહ્યું –"ચંચળબ્હેન! ઉઠો જોઇએ મ્હારી એક વાત સાંભળોને"

ચંચળવહુની ઉંઘ ઉડી નહિ. સ્નેહલતાએ તેનું અંગ હલાવીને કહ્યું –'બ્હેન! ઉઠીને મ્હારી એક વાત સાંભળો."

ચંચળવહુએ પાસુ ફેરવ્યું, તથા અર્દ્ધ નેત્રો ઉઘાડીને તેણે કહ્યું "કેમ, શું છે?"

સ્નેહલતાએ રડતાં રડતાં સઘળી હકીકત કહી સંભળાવી. રામપ્રસાદે તેને એમ કહ્યું હતું કે –"જો સહેલાઇથી નહિ માને તો બળાત્કાર કરીશ મ્હારા મ્હોડાનો કોળિયો કાઢી લેવાની શક્તિ કોઇનામાં નથી બંને બેટો મ્હારી આજ્ઞાને આધીન રહે એ-હું તો

કોઇ જુદાજ દેશમા લઇ જઇ શકીશ કોઇ કાઇ જાણી શકશે નહિ એમ થાય તેના કરતા તું ઘરમાને ઘરમાજ માની જા, એટલે બન્નેના દિવસો ઘણાજ આનંદમા પસાર થશે ”

સ્નેહલતાએ સઘળી હકીકત ચચળવહુને કહી સભળાવ્યા પછી તેના પગ પકડીને રડતા રડતા કહ્યુ –“ બહેન ! મ્હારૂ રક્ષણ કરો હુ તમારીજ વહુ છુ–મ્હારે તમારોજ આશ્રય છે–હુ તમારી ન્હાની બહેન છુ–તમે મ્હારૂ રક્ષણ નહિ કરો તો બીજુ કોણ કરશે ? ”

કીચકનો ભય પામીને સૈરન્ધ્રીએ પણ આવી રીતેજ વિરાટ મહિષીના પગ પકડીને આશ્રય માગ્યા હતો ચચળવહુ ગમે એવી પણ સતી રમણી હતી, તેથી સતી સ્નેહલતાનુ અપમાન સાભળીને તેના મનને લાગણી થઇ આવી એવામા રામપ્રસાદની માતા ક્રોધાવેશથી કપતી કપતી ત્યા આવી પહોચી, તથા ગરીબ બિચારી સ્નેહલતાને સબોધીને તેણે કહ્યુ –“ અલિ ! કેમ તુ મ્હારા નિર્દોષ પુત્રની પાછળ લાગી છે ? એ એની ભોજાઇને ઘેર આવ્યા છે–છતા તુ શા માટે તેને દુ ખ દે છે ? શા માટે તેનુ અપમાન કરે છે ? ચચળબા મ્હને વિદાય કરો અમે અમારે ઘેર ચાલ્યા જઇએ ” આમ કહી વક્તૃતાનો પ્રવાહ વહેતો કરીને, પછીથી ઉપસહારમા રામપ્રસાદ જે કાઇ બોલ્યો હતો, તે હકીકત ફેરવી નાખીને સાલકારથી તેણે ચચળને કહી સભળાવી. આ હકીકત સાભળીને ચચળવહુએ સ્નેહલતાનો દોષજ વિચાર્યો, તથા તેને ધમકાવીને પોતાની પાસેથી વિદાય કરી દીધી

સ્નેહલતા બિચારી હવે કોની પાસે જાય ? તે સાસુની પાસે ગઇ તે દિવસે સરસ્વતીને સખ્ત તાવ આવ્યો હતો સ્નેહલતાએ બે ત્રણ વખત સરસ્વતીના અગ પર હાથ મૂકી જોયો તો ગરમીની જ્વાળાથી સાસુનુ સમસ્ત અગ બળી જતુ હોય એવો તેને ભાસ થયો ત્યાથી પાછી ફરીને તે પોતાની ઓરડીમા જતી હતી તે સમયે નરાધમ રામપ્રસાદ તેની ઓરડી પાસે ઉભો રહ્યો હતો તેણે ભયકર હાસ્ય કરીને કહ્યુ –“ રાધાજી ! તમે ભલેને જ્યા ફાવે ત્યા જાઓ,

પરંતુ યાદ રાખજે કે આ સાક્ષાત કૃષ્ણકનૈયાજીના પંજામાંથી તમારી મુક્તિ થવાની નથી તમારે મ્હારી સાથે રાસલીલા રમવીજ પડશે "

શિકાર કરવાને માટે લક્ષ્ય તાકી રહેલા નિર્દય શિકારીના લક્ષ્યને ચૂકાવી, બ્હીકણુ, ચંચળ હરિણી જે પ્રમાણે ઝડપથી નાસી છૂટે છે તેજ પ્રમાણે સ્નેહલતા રામપ્રસાદનુ લક્ષ્ય ચૂકાવી ઝડપથી નાસી ગઇ તેણે પોતાની ઓરડીમા પ્રવેશ કરી જલદીથી દ્વાર બંધ કરી, સાકળ વાસી દીધી પછીથી તે શય્યામા સૂઇ રહીને મ્હોટેથી રૂદન કરવા લાગી. રૂદન કરતા કરતા તે સ્વગત કહેવા લાગી—" હે પ્રભુ ! હૃદયદેવતા ! તમે રમણીના રક્ષક છો—છતા ક્યા છો ? તમારાજ વગમા તમારી હતભાગિની દાસી એક પાપથી પીડાય છે—તિરસ્કાર પામે છે ! એ પાપિષ્ઠ પુરૂષ સ્ત્રી જન્મના સારને—આધારને—ધર્મને —પવિત્રતાને હરી લેવાનો ભય દર્શાવે છે શુ તમે આ દાસીનુ રક્ષણ કરવા આવશો નહિ ? હુ કોઇ પણ દેવને ઓળખતી નથી તમેજ મ્હારા દેવ છો, પ્રભુ છો. તમારા સિવાય બીજા કોઇ દેવને બોલાવતા મ્હને શરમ આવે છે હે મ્હારા પ્રભુ ! ભક્તને દુખમા જોઇ તમે સ્થિર રહી શકતા નથી—શાન્તિ ધારણ કરી સુખ ભોગવી શકતા નથી તો પછી કેમ આવતા નથી ? હુ તમારી પૂજાની પદ્ધતિ જાણુતી નથી—તમને બોનાવવાની ભાષા જાણુતી નથી, તેથીજ શુ નથી આવતા કે ? ! "

સ્નેહલતા ત્યાર પછી ઘણા સમય સુધી વ્યાકુળ ચિત્તે શય્યામા સૂઇ રહી સૂતી સૂતી વિચારવા લાગી કે—" એ પાપિષ્ઠે જે કહ્યુ છે, જે ભય દર્શાવ્યો છે, તેને એ કાર્યમા ફેરવવાનો યત્ન કરશે તો મ્હારૂ રક્ષણુ કરે એવુ કોઇ નથી જો કદાચ એકાએક કોઇ દિવસે રાત્રે થોડા ઘણા ખેડૂતો સાથે આવી, તે મ્હારૂ મુખ બંધાવી મ્હને ઉચકાવીને અહિંથી ઉપાડી જાય તો મ્હારૂ રક્ષણુ કોણુ કરે તેમ છે ? એમ થાય તો મ્હારી કેવી દશા થાય ? "

આવા વિચારોથી સ્નેહલતાનુ સર્વાંગ કંપી ઉઠયુ અંગ પ્રત્યંગ—માથી સ્વેદાણુઓ ઉપસી આવ્યા. તેનાથી સૂઇ રહી શકાયુ નહિ. તે

ઉઠીને બેઠી થઇ બેસી રહેતા પણ શાન્તિ મેળવી શકી નહિ ફરીથી સૂઇ ગઇ અને પાછી ફરીથી ઉઠી ત્યાર પછી તેણે નાસી છૂટવાનો નિશ્ચય કર્યો

સસારજ્ઞાનથી વિમુખ રહેલી રમણી સમજી શકી નહિ કે, આ અસાર સસારમા સુખમા રળી શકાતુ નથી. સ્નેહલતાએ એમ વિચાયુ કે, "જો આ રાક્ષસના અધિકારવાળા ઘરનો પરિત્યાગ કરી ખુલ્લા જગતમા જઇ શકીશ તો મ્હારા શીયળ સ્વરૂપ અમૂલ્ય નિધિનુ સરક્ષણ થશે" કોઇ તેને સમજાવનાર નહોતુ, કોઇ તેને ભરોસો આપનાર નહોતુ પ્રાણની જ્વાળાથી-રાક્ષસના ભયથી તેણે પલાયન કરી જવાનો સકલ્પજ નક્કી કર્યો

સાસુને સખ્ત તાવ આવ્યો છે અને એવે પ્રસગે જો પોતે પલાયન કરી જશે તો કોણ સાસુની સેવા ચાકરી કરશે એવો સ્નેહ-લતાને એક વખત વિચાર થઇ આવ્યો તેના નેત્રોમાથી અશ્રુધારાઓ સરી પડવા લાગી વળી તેણે ફરીથી વિચાર કર્યો કે, પલાયન કરી ગયા સિવાય રક્ષણનો બીજો એક પણ ઉપાય નથી, પરતુ અરેરે! તેણે એમ વિચાર્યું નહિ કે તે ક્યા પલાયન કરી જશે? તે ક્યા આશ્રય મેળવી શકશે? લાલચોળ આખોમાના આસુઓને પહેરેલા વસ્ત્રના પાલવથી સાફ કરી નાખીને, તેણે એક વખત પોતાના પ્રિય ઘર તરફ નજર કરી પોતાની પ્રિય વસ્તુઓને નિહાળી ત્યાર પછી એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુ -"તમે સૌ અહિં કાયમ રહો હુ અભાગિની તમારી પાસેથી હમ્મેશાને માટે વિદાય લઉં છુ જો કદાચ મ્હારા પતિ દેવ અહિં આવે તો તેમને એમ કહેજો કે તમારી અભા-ગિની પતિપ્રાણા સ્નેહલતા અમને સૌને તમારા ઉપયોગને માટે મૂકી સદાને માટે વિદાય લઇ ચાલી ગઇ છે"

આટલુ બોલતામા તો સ્નેહલતાના નેત્રોમા આસુ ભરાઇ આવ્યા, તે રડતી રડતી, એ અધકારમયી રાત્રિએ ઘરનો ત્યાગ કરી બ્હાર રસ્તા પર નીકળી પડી

રસ્તા પર જઈ પહોચતાજ તેની છાતી કપી ઉઠી તેણે ચારે

દિશાએ દૃષ્ટિ ફેરવી તો સર્વત્ર તેને ભયંકર અંધકાર માલુમ પડ્યો વૃક્ષોના પાંદડાના અવાજથી-ખડખડાટથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું અને કોણ જાણે ક્યા બળથી તેની ઇંદ્રિય-વૃત્તિ સ્તબ્ધ થઇ ગઇ-તેણે જ્ઞાન ગુમાવ્યું-આત્મજ્ઞાન ભૂલી ગઇ વિદિર્ણ વેદનાપૂર્ણ હૃદયે એકાંત રાત્રે તે અજાણ્યે માર્ગે આગળ ચાલી નીકળી



## પ્રકરણ ૫ મું.

### સૌંદર્યજ સંકટ લાવે છે

'આ દરબાર દરવાજે ડંકા પ્રેમના બાજે,
પરંતુ બેવફાઇના ઉપર નિશાન ફરકે છે!"

સ્નેહલતાએ બાહ્યજ્ઞાન ભૂલી જઇને દીવાનીની માફક સમસ્ત રાત્રિ અંધકારપૂર્ણ માર્ગ ઉપર ચાલ્ય ચાલ્ય કર્યું ક્યે રસ્તે થઇ ક્યાં જવું છે તેનો તેણે નિશ્ચય કર્યો નહોતો તેને કાંઇ જ્ઞાન પણ એ સમયે રહ્યું નહોતું તે માત્ર ચાલ્યાજ કરતી હતી ચાલતા ચાલતા તે એક નદી કિનારે જઈ પહોંચી નદીમાં પુષ્કળ જળ હતું તથા તેનો પ્રવાહ પ્રચંડ સ્વરૂપથી વહેતો હતો

નદી કિનારે આવી પહોંચતાજ સ્નેહલતાને કાંઇક જ્ઞાન થયું તે સમજી શકી કે નદી ઉતર્યા સિવાય આગળ જઇ શકાય તેમ નથી જ્ઞાનની સાથે સાથે ભયે આવીને તેના હૃદય પર પૂર્ણ પ્રતાપથી અધિકાર મેળવ્યો. સ્નેહલતા વિહ્વળતાથી નદી કિનારા પર આવેલા એક વૃક્ષ નીચે બેઠી

તેના મનમાં હવે પોતાની સ્થિતિ સંબંધીના અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા, એ વિચારોએ તેને આકુળ વ્યાકુળ બનાવી દીધી તેના બન્ને પગો કાંટા તેમજ માર્ગ પરના કાંકરા વાગવાથી ક્ષત વિક્ષત થઈ ગયા હતા! થાકથી સમસ્ત શરીર અવસન્ન થઇ ગયું હતું ઘણા સમય સુધી એ સ્થળે બેસીને તેણે રૂદન કર્યાં કર્યું રડતા રડતા તેણે ચૈતન્ય ગુમાવ્યું' એવામાં એકાએક નદી કિનારા પર

આવેલા વૃક્ષ ઉપર બેઠેલા એક પક્ષીએ પ્રભાતકાળ થયાની સૂચના પોતાના સુમધુર સ્વરથી જણાવી એ સૂચનાથી સ્નેહલતામાં પાછું ચૈતન્ય આવ્યું તેણે ચંચળ તેમજ ચમકિત નજરે પુનઃ ચારે દિશાએ દૃષ્ટિ કરી તેણે જોયું કે, પૂર્વ દિશામાં પ્રભાતકાળની જ્યોતિ પ્રકાશી રહી છે અનેક પ્રકારની અમંગળ આશંકાઓથી સ્નેહલતાનું હૃદય કંપી ઉઠ્યું તેણે વિચાર્યું કે—"જ્યારે સ્હવાર થશે ત્યારે આ અભાગિનીની શી દશા થશે ! "

એવામાં કોઇ માણસનો અવાજ સ્નેહલતાને કાને પડ્યો પરંતુ સ્નેહલતાએ એને એક પ્રકારનો ભ્રમ વિચાર્યો તેણે પોતાની દુઃખમય જીવન લીલા પૂરી કરવાનો—આ સંસાર નાટકમાં પોતાની અભિનયની સમાપ્તિ કરવાનો નિશ્ચય કર્યો તેણે સ્વગત કહ્યું—" મૃત્યુ ! પ્રાણપ્રિય મૃત્યુ ! તુંજ હવે મ્હારા દુઃખને દૂર કરી શકે તેમ છે આ અભાગિની હવે તેને આલિંગન કરી આ સંસારના સમસ્ત દુઃખને દૂર કરવાની ઇચ્છા રાખે છે આ શીતળ જળમાં ડૂબી મરવાથી સઘળાં સંકટો દૂર થશે, મનની વેદના ઉડી જશે હે યમદેવતા ! આ નિરાધાર રમણીને હવે માત્ર તમારોજ આધાર છે ! હે દેવ ! દાસી પર દયા કરો અને તમારા ચરણોમાં સ્થાન આપો કહેવત છે કે આત્મઘાત એ મહા પાપ છે—આત્મઘાત કરનારની સદ્ગતિ થતી નથી, પરંતુ હું નથી ધારતી કે આ સંસારના અસાધારણ દુઃખ આગળ આત્મઘાતનું દુઃખ વિશેષ હોય ! જીવન—નારીજીવન—એનો હેતુ શો ? પતિસેવા હાય ભાગ્ય ! જ્યારે આ નારીજીવન પતિસેવાથી વંચિત છે, ત્યારે પછી તેને ટકાવી રાખવામાં શો સાર છે ? જે જીવનાધાર છે, આ રમણીના સાક્ષત્ કૃષ્ણ છે, હૃદયનું લોહી છે, નેત્રોના નયનમણિ છે, કંઠના અલંકાર છે, ભક્તિમાં સાક્ષાત્ પરમાત્મા છે તેજ જ્યારે આ નિરાધાર નારીની સેવા સ્વીકારતા નથી, તેને પોતાના ચરણ યુગલમાં સ્થાન આપતા નથી તો પછી જીવનનું સાર્થક શું ? જીવનનો ધર્મ શું ? અને એવા ધર્મ વિનાના જીવન કરતાં મૃત્યુજ કલ્યાણકર્તા છે—સમસ્ત દુઃખહર્તા છે પતિના સુખમાજ

પતિના આનદમાજ, રમણીના સુખ તેમજ આનદ સમાયલા છે પતિ-પ્રભુ-દેવ તમે સુખી રહો એજ મ્હારી વિશ્વાધાર પ્રત્યે પ્રાર્થના છે હુ જાઉ છુ—આ સસાર સાથેનો સબધ છોડી—માયાના બધન ત્રોડી, મૃત્યુને આલિંગન કરવા જાઉ છુ દેવ ! મ્હને ક્ષમા કરજો આ નારી આપની સેવા કરવાને યોગ્ય નથી. હુ મૂર્ખ છુ તમે વિદ્વાન મહાપ્રાણ પડિત છો બસ એજ વિદાય-"

એવામા એકાએક ફરીથી કોઇ મનુષ્યનો સ્વર સ્નેહલતાએ સાભળ્યો નદીમા ડૂબી મરવા જતા તે સકોચ પામી ક્ષણ સુધી તેણે ચારે દિશાએ દૃષ્ટિ ફેરવી, પછીથી કોઇ પણ પ્રકારનો વિચાર કરી તે સ્મશાનભૂમિ તરફ જવા લાગી

પ્રભાતકાળનો શીતળ વાયુ સપાટાથી વહેતો હતો. સ્મશાન-ભૂમિના ચરણોને ચુબન કરી પ્રબળ વેગવની સરિતા પ્રચડતાથી સમુદ્ર સ્વામિને આલિંગન કરવાને દોડની ચાલી જતી હતી પૂર્વા-કાશમા પથરાઇ રહેલી લાલ જ્યોતિ થોડા સમયમાજ સૂર્યદેવતાના આગમનની સૂચના કરતી હતી

સ્નેહલતાનો જીવ ઉદાસ હતો શ્મશાનમા તેણે શિયાળ તેમજ કૂતરાઓનો અવાજ સાભળ્યો એક શબને તેઓ જમીનમાથી બ્હાર કાઢી કરડી ખાતા હતા માસ તેમજ ચામડા સિવાયની અનેક મસ્ત કોની ખોપરીઓ સ્મશાનભૂમિમા પડી રહેલી જણાતી હતી તેઓ જાણે કે માણસને બોલાવીને કહેતી હતી કે—" સાભળ ! અમારામા રૂપ હતુ, યૌવન હતુ, ધન, મદ, કામ, ક્રોધ, ઇંદ્રિય, મનોવૃત્તિ સર્વ હતુ, પરતુ હવે તેનુ પરિણામ જો ! જો ! જો ! કે, હવે અમારી કેવી શોચનીય સ્થિતિ થઇ ગઇ છે ? ! "

સ્નેહલતા આ દેખાવ જોઇ ડરી ગઇ નહિ કોણ જાણે કે શાથી સ્મશાનભૂમિનો ત્યાગ કરી જવાની તેને ઇચ્છા થતી નહોતી. જાણે કે તેના મનમા એમ કેમ ન લાગતુ હોય કે, આ સ્થાને અત્યાચાર નથી, મૂર્ખતા નથી—રામપ્રસાદ જેવા પાપીઓની પાપદૃષ્ટિ પણ નથી.

પરંતુ સ્નેહલતા વધારે વખત સુધી ત્યાં ઉભી રહી શકી નહિ. સ્મશાનભૂમિમાંથી આવતી દુર્ગંધ તે સહન કરી શકી નહિ તેથી એ સ્થાનનો ત્યાગ કરી આગળ ચાલવા લાગી. ધીમે ધીમે મ્હવાર થયું. સૂર્યોદયનો આભાસ જોઇને ઉષા સતી સભયે ચાલી ગઇ. સ્નેહલતા ઘણો ભય પામવા લાગી. હવે તે કેવી રીતે આત્મરક્ષણ કરશે ? એ વિચારથીજ તે આકુળવ્યાકુળ બની ગઇ.

વૃક્ષો પર પક્ષીઓ મધુર ગુંજારવ કરવા લાગ્યા. સરિતાના સ્વચ્છ પરંતુ ઉછાળા મારતા જળમાં સૂર્યકિરણો ઉછળવા લાગ્યાં.

ભયથી, ક્ષોભથી, લજ્જાથી તથા અત્યંત પરિશ્રમથી કાતર બની જઇને "હે પ્રભુ !" કહી સ્નેહલતા ભૂમિ ઉપર બેસી પડી.

આ સમયે પાછળથી કોઇએ પૂછ્યું —" તું કોણ છે ? અંગના કે દેવાંગના ? ત્હારા રૂપથી આ પૃથ્વી પ્રકાશી રહી હોય એવો ભાસ થાય છે, માટે હું જ્યોતિર્મયી દેવી ! તું કોણ છે ?"

સ્નેહલતાએ આશ્ચર્ય પામીને પાછું જોયું તો તેણે બે પ્રૌઢા સ્ત્રીઓને માથા ઉપર તેમજ હાથમાં ઘડાઓ સાથે ઉભી રહેલી જોઇ.

તેમને જોતાજ સ્નેહલતા નાસી જવાનો યત્ન કરવા લાગી. પરંતુ નાસી શકી નહિ. તેના થાકી ગયેલા ચરણો એક પણ પગલું આગળ ભરી શક્યા નહિ. તે રડી પડી.

એક સ્ત્રીએ કહ્યું —" બહેન ! રડે છે શા માટે ? અમે તો સ્ત્રીઓ. સ્ત્રીએ કહે તો ખરી કે તું ક્યાં જાય છે ?"

અસ્પષ્ટ સ્વરે ગદ્‌ગદ્ કંઠે સ્નેહલતાએ કહ્યું —" માજી ! હું નિરાધાર છું. ક્યાં જવું છે તેનું કાંઇ ઠેકાણું નથી—યમદેવતાના ઘરનો માર્ગ શોધું છું, પરંતુ બિલકુલ પત્તો લાગતો નથી !"

બન્ને પ્રૌઢા સ્ત્રીઓએ એમ વિચાર્યું કે—" સાસુ નણંદના તિરસ્કારથી, અથવા પતિના મારથી આ છોકરી સાસરેથી નાસી છૂટી પિયર તરફ જતી જણાય છે." બન્ને સ્ત્રીઓના દયાર્દ્ર હૃદયે નિરાધાર દુઃખી સ્નેહલતાને આશ્રય આપવાનો આગ્રહ કર્યો. એક જણીએ કહ્યું —" તું અમારે ઘેર આવીશ ? કોઇ પણ પ્રકારનો ભય રાખીશ



શ્મસાન ભૂમિમા સ્નેહલતા ઉભી રહી        જુઓ ચિત્ર ૨ જુ

નહિ. અમે શ્રીમંત નથી તોપણ વંશમર્યાદામાં ઉચ્ચ છીએ ”

સ્નેહલતા તેમને ત્યાં જવાને કબૂલ થઇ તેણે મનમાને મનમાં વિચાર્યું -“ હું એકલી રખડતી રઝળતી ક્યાં જઇશ ? વળી સ્ત્રીજાતિએ હિંમત કરી અજાણ્યે માર્ગે આગળ વધવાથી ઘણાં સંકટો સહન કરવા પડે છે તેથી હાલ તરત તો આ દયાળુ સ્ત્રીઓને ત્યાં જઇ તેમના આશ્રયમાં રહું, ત્યાર પછી અમુક નિશ્ચય પર આવીશ ” આમ વિચારી સ્નેહલતા ઉઠી ઉભી થઇ

બન્ને પ્રૌઢા સ્ત્રીઓ સરિતામાંથી સ્વચ્છ જળ ભરી લઇ સ્નેહલતાને સાથે લઇ ઘર તરફ જવા લાગી

હજી પણ સૂર્યકિરણોની જ્યોતિ પ્રકાશી રહી હતી-પ્રભાતકાળનો શીતળ સમીર વહેતો હતો પક્ષીઓનો મધુર ગુંજારવ સાંભળવામાં આવતો હતો

ગામના પટેલ શંભુપ્રસાદ સ્હવારે ફરવા નીકળી પડ્યા હતા. અને તેઓ સામા મળ્યા તેમની ઉંમર ચાળીસ વર્ષ ઉપરની હતી ગામમાં તેઓની ગણના એક મુખ્ય પુરૂષ તરીકે થતી હતી શ્રીમતી લક્ષ્મીની તેમના પર કૃપા હતી, અને તેને પરિણામેજ તેઓ પોતાની સર્વ પ્રકારની ઇચ્છાઓને પરિતૃપ્ત કરતા હતા

બે ખેડૂત સ્ત્રીઓની સાથે સાક્ષાત્ ઉષાદેવી સમાન સ્નેહલતાને જોઇને શંભુપ્રસાદ ચમકી ઉઠ્યા આટલું બધું રૂપ-આવું કુસુમ સુકુમાર લાવણ્ય ક્યાંથી આવ્યું ? કાળા નાગના જેવો, મુનિજનને પણ મોહ પમાડે એવો કેશકલાપ, વિશાળ નેત્રો, લાલચોળ અધરોષ્ઠ, ગુલેગુલાબી ગાલ વગેરે નજરે પડતાં શંભુપ્રસાદ આત્મભાન ભૂલી ગયા, તથા વિષયવાસનામાં તલ્લીન થયા તેઓ આ રૂપ જોતાંજ એક વખત ચમકી ઉઠ્યા. તેમણે પૂછ્યું -“ કમળાવહુ ! આ કોણ છે ? ”

કમળાલક્ષ્મીએ માથા ઉપરનું વસ્ત્ર સહજ આગળ ખેંચી નમ્ર તેમજ પવિત્ર સ્વરે કહ્યું -‘ મ્હને ખબર નથી નદી કિનારા પર એકલી બેસીને રડ્યા કરતી હતી તેથી તેને હું મ્હારે ત્યાં લઇ આવી છું ”

શંભુપ્રસાદ ઘણી વખત તૃષિત દૃષ્ટિથી સ્નેહલતાના મુખનું

દર્શન કરીને ચાલ્યા ગયા અન્ને ખેડૂત સ્ત્રીઓ પણ સ્નેહલતાને સાથે લઇને ઘેર ગઇ

શંભુપ્રસાદ સ્નેહલતાને ભૂલી શક્યા નહિ ઘેર જવા છતા એ અપૂર્વ સૌંદર્ય તેમના હૃદય-દેશમાથી દૂર થયુ નહિ વળી શંભુપ્રસાદનુ ચરિત્ર પણ સારૂ નહોતુ, છતા રૂપમાદકતાનો આવો નિશાપૂર્વે તેમને કદાપિ લાગ્યો નહોતો તેમણે પાડોસમા રહેતી સંતોક નામની એક સ્ત્રીને બોલાની કમળાલક્ષ્મીને ત્યા મોકલી, તથા તેની સાથે કાંઇ સમાચાર કહેવડાવ્યા

સંતોકની ઉમ્મર લગભગ આડત્રીસ વર્ષની હતી તે જ્ઞાતે ઉદીચ્ય બ્રાહ્મણી હતી ત્રણ વર્ષથી તેનો પતિ પરલોક પ્રયાણ કરી ગયો હતો તેને ત્રણ કન્યા અને બે પુત્ર હતા પતિ જીવતો હતો ત્યારથીજ ત એક યોગાનંદ નામના કહેવાતા સાધુ અર્થાત બગ ભગતની સાથ પ્યારમા પડી હતી, અને એ સાધુ મહાત્મા પાસથી કોઇ કોઇ સમય ભાગની પ્રસાદી લઇ તેમની સાથે રાસલીલા રમતી હતી પતિના મૃત્યુ પછી પણ તેણે એ સાધુનો સંગ છોડચો નહોતો અને પરિણામ તેની વિધવા સ્થિતિમા તે ગર્ભવતી થવાથી સમસ્ત ગામમા કુલટા સ્ત્રી તરીકે તે પ્રખ્યાત થઇ હતી

સંતોકે કમળાલક્ષ્મીને ત્યા જઇને તેને સઘળી હકીકત સમજાવી ત્યાર પછી તેણે સ્નેહલતા પાસે જઇ તેના ઉપર થયેલી ગામના મુખી પટેલની કૃપા તેમની અથાગ સંપત્તિ, તથા સ્નેહલતાના ભાવી સુખસૂર્યની કથા તેને કહી સંભળાવી । સ્નેહલતા એ હકીકત સાંભળી રડી પડી અને તેણે સંતોકનો તેમજ શંભુપ્રસાદનો ઘણો તિરસ્કાર કર્યો સંતોકે શંભુપ્રસાદ પાસે જઇને સઘળી હકીકત કહી સંભળાવી પરંતુ તેમનુ ચિત્ત વિષય વાસનાને શાન્ત કરી શક્યુ નહિ



## પ્રકરણ ૬ ઠું.



### જળ-સમાધિ

" રજની ગઇ એ, વાયુ ફર્યા ! તોફાન થયા પૂરા !
ઝળહળ થતો ઉગ્યો ભાનુ ! તુષાર ઉડી ગયા !
દીપક પ્રજ્વલતા તે બુઝાઇ ગયા રવિમા ભળી !
ધપતી ધપતી વહેતી નદી દરિયે મળી ! " કલાપી

રૂપ ત્હારા વખાણ કરૂં, કે તિરસ્કાર કરૂં તે વિચારી શકતો નથી પરંતુ તું વિશ્વપ્રિય છે તું સ્વર્ગવાસી છે, નહિ તો સ્વર્ગમા ત્હારૂં આટલું બધું માન ક્યાથી હોય ? તિલોત્તમા, રંભા, મેનકા તેમજ ઉર્વશી સંબંધી અનેક વ્યાખ્યાનો કેમ થાય ? તું સ્વર્ગવાસી છે તથીજ ત્રિભુવનનું યૌવન છે ત્હારા કટાક્ષમા રૂષિ મુનિઓ ધ્યાન સમાપન કરી ત્હારા ચરણોમા પોતાની તપસ્યાનું ફળ હાજર કરી દે છે કવિની કલ્પના ત્હારી આસપાસ ફરે છે વિશ્વ-સંસારના યૌવન-પ્રસારિત હાથમા ત્હારા મિલનની ઇચ્છા રાખે છે ત્હારા આ મંગળ ભાવનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે તને માનથી બોલાવવાનો, ત્હારા વખાણ કરવાનો વિચાર થાય છે-ત્હારી પ્રકટ મૂર્ત્તિ જોવાની ઇચ્છા થાય છે, પરંતુ જ્યારે તું આ કમનસીબ મૃત્યુલોકમા આવીને મૃત્યુલોકના યૌવનને જાગ્રત કરીને શાંત થતું નથી-તું વ્યાકુળતાપૂર્ણ લાલસા ઉત્પન્ન કરે છે-ત્યારે ત્હારો તિરસ્કાર કરવાની ઇચ્છા નથી થતી કે શું ? વાદળાની વિદ્યુત્ આકાશમાથી ટૂટી પડીનેજ ઘણાખરાનો વિનાશ કરે છે

શંભુપ્રસાદ રૂપના અગ્નિમા વ્યાકુળ બની જવા લાગ્યા. મૃત્યુલોકનું રૂપ આવી રીતેજ માણસોને બાળે છે શંભુપ્રસાદ શાન્તિ ધારણ કરી શક્યો નહિ તેમણે કમળાલક્ષ્મીના પતિ ગોપાળદાસને પોતાની પાસે બોલાવ્યો.

ગોપાલદાસ બ્હીતો બ્હીતો શંભુપ્રસાદ પાસે જઇ પહોચ્યો શંભુપ્રસાદે તેનો વણો સત્કાર કર્યો ત્યાર પછી બન્ને જણા એક એકાંત સ્થાને જઇને બેઠા બન્ને વચ્ચે ઘણા વખત સુધી વાતચિત થઇ ત્યાર પછી ગોપાળદાસે કહ્યુ-" ત્યારે તેમ કરો મહાશય ! આપની વિરૂદ્ધ વર્તન ચલાવવાની મ્હારામા તાકાત નથી ! "

ગોપાલદાસ ઘેર ચાલ્યો ગયો તેનુ મુખ ઘણુ ચિંતાપૂર્ણ થઇ ગયુ હતુ

સંધ્યા સમય પછી ગોપાળદાસ તેની પત્ની કમળાલક્ષ્મી સાથે વાતચિત કરતો હતો ત્યા આગળ બીજુ કોઇ હાજર નહોતુ, પતિ પત્ની ઘણે ધીમે સ્વરે વાતચિત કરતા હતા કમળાલક્ષ્મીએ ભ્રકુટી ચઢાવીને વિરક્તિપૂર્ણ સ્વરે કહ્યુ-" એમ કદાપિ બનશે નહિ "

ગોપાળદાસ-એમા શો દોષ છે ? એ આપણી શી સગી છે ?

કમળાલક્ષ્મી-તે ગમે તે હોય, પરંતુ નિરાધાર છે-આપણી આશ્રિતા છે આશ્રમમા આવી રહેનારનુ પોતાના પ્રાણનો ભોગ આપીને પણ રક્ષણ કરવુ એ હિંદુઓનો ધર્મ છે પવિત્ર હિંદુઓ આ ધર્મને ભૂલી ગયા છે-તેઓ સ્વાર્થાંધ થયા છે

ગોપાળદાસ-આ સંસારમા ધર્મનુ આટલુ મ્હોટુ પૂછડુ પકડી રાખવાથી રહી શકાતું નથી.

કમળાલક્ષ્મી-રામ રામ ! આ તમે શુ કહોછો ? તમારા અંતઃકરણમા લેશ પણ દયા માયા નથી ? આવી ગરીબ નિરાધાર સુકુમાર યુવતીને તમે વાઘનો શિકાર બનાવશો ? સતીના સતીત્વનો નાશ કરવાના સહાયકાર થશો ? હે પ્રભુ ! હવે હુ કયા જાઉ ?

ગોપાલદાસનુ મ્લાન મુખ વિશેષ મ્લાન બની ગયુ તેણે કહ્યુ - " શુ કરૂ ? તુ નથી જાણતી કે શંભુપ્રસાદના કોપનો ભોગ થઇ પડવાથી આપણુ અહિત થશે ? "

કમળાલક્ષ્મીએ વિરક્તિપૂર્ણ સ્વરે કહ્યુ " ધર્મ કરવા જતા અહિત થાય તો તેને હુ હિત થયા સમાન સમજુ છુ તમારી માન્યતા પણ ભૂલ ભરેલી છે ધર્મનોજ જય અને પાપનો ક્ષય થાય.

છે, માટે ધર્મ માર્ગે આગળ વધો અને પાપ માર્ગનો ત્યાગ કરો. ધર્મશૂન્ય જીવન તે જીવન નથી વળી આ સમસ્ત પૃથ્વી ઉપર હિંદુઓજ ચુસ્ત ધર્માભિમાની ગણાય છે, તો એ ચુસ્ત હિંદુધર્મ ઉપર કલંક ન બેસાડો ધર્મનુ રક્ષણ કરવા જતા આપણે આપણો જીવ આપવો પડશે તો બેલાશક આપીશુ અને દેવલોક નિવાસી થઇશુ "

ગોપાળદાસ--પરંતુ તુ જાણે છે કે, શંભુપ્રસાદનુ આપણી પાસે ઘણુ લ્હેણુ છે તેથી જો આપણે તેમની ઇચ્છા વિરૂદ્ધ વર્તીશુ તો તેઓ આપણુ ઘરબાર તેમજ સઘળો સરસામાન વેચી નાખી આપણને રસ્તે રખડતા નિરાધાર, કંગાલ બનાવી દેશે. તે આવી રીતે ક્રૂરતાથી પોતાના વેરની વસુલાત લેશે

કમળાલક્ષ્મી--ત્યારે પછી હુ શંભુપ્રસાદના ધર્મનિષ્ઠ પત્ની પાસે જઇશ આ ગરીબ નિરાધાર રમણીનુ રક્ષણ કરવાની તેમને પ્રાર્થના કરીશ સતીજ સતીના માન મર્યાદાનુ રક્ષણ કરશે

ગોપાળદાસે ચમકીને કહ્યુ --" નિદ્રાધીન થઇ ગયેલા વાઘને જાગ્રત કરી શુ સર્વસ્વનો નાશ કરવા ચ્હાય છે ? "

કમળાલક્ષ્મીએ કાંઇક આવેશમાજ કહ્યુ --" ત્યારે શુ તમારે ધર્મને વેચી ખાવો છે ? કદાચ આપણા દુર્દૈવે આપણે ઘરબાર વગરના થઇ પડીશુ તો ભિક્ષા કરી જીવનનો નિર્વાહ કરીશુ, પરંતુ ધર્મત્યાગ નહિજ કરીશુ

ગોપાળદાસ--બીજો પણ એક ભય છે

કમળાલક્ષ્મી--શો ?

ગોપાળદાસ--તેમણે એમ કહ્યુ છે કે, સંધ્યા સમય પછી ચાર માણુસો આવશે

કમળાલક્ષ્મી--ઠીક છે, આવવા દો હું જોઇશ કે સતીના અંગને સ્પર્શ કરવાની તાકાત કયા નરાધમમાં છે ? ! "

ગોપાળદાસ મંદમંદ પ્રકાશતા દીપકની જ્યોતિથી જોઇ શકયો કે, તેની પત્નીના સર્વાંગમાથી વારંવાર વિજળીની જ્યોતિ પ્રકાશી નીકળે છે તે કાંઇ પણ બોલી શકવાનું સાહસ કરી શકયો નહિ, પરંતુ

શંભુપ્રસાદના ભયથી તેનુ હૃદય ચંચળ બની ગયુ ! આ સમયે કમ-ળાલક્ષ્મી ક્રોધાવેશમાંજ રસોડા તરફ ચાલી ગઇ

સ્નેહલતા આ સમયે આ ઓરડાની એક બાજુએ બેઠી બેઠી રૂદન કર્યા કરતી હતી જ્યારે પતિપત્નીની વચ્ચે વાતચિત્ત શરૂ થઇ ત્યારે તેણે ઓરડાની બ્હારથી કાન દઇ એકાગ્ર ચિતથી સમસ્ત વાત-ચિત સાભળવા માંડી હતી એક રીતે તેની સ્થિતિ પ્રવાહમા તણાતા તૃણના જેવી થઇ ગઇ હતી—તેમા પણ વળી જ્યારે ગોપાળદાસ તેમજ તેની પત્નીની વાતચિત તેના સાભળવામા આવી ત્યારે તેનો જીવ ઘણો દુખી થયો ભ વી ભયની ભાવનાથી તે આકુળ વ્યાકુળ બની ગઇ તે ઘણા સમય સુધી વિચાર કરી રડતી રડતી મનમા બોલવા લાગી કે –

" જુલ્મી જમાનો આવીઓ છે, હાય હાય હરી હવે,
પાપીઓ પીડા કરે છે, ગાય રંક ગરીબને
શેઠીઆઓ સુખ માણે, બેસી ઘાડાગાડીએ
રાતદિન કરે મજુરી, પણ ન સુખ ગરીબને,
ક્ષત્રીઓ જે શૂર ધારી, તે ભરાયા ભૂતળે,
પેદા થયા નિર્માલ્ય હાય, રંજાડવાજ ગરીબને,
વ્યભિચારીઓના વમળમા અટવાઇ બાળા અબળ જે,
કીરતાર છે આધાર એકજ, તારો આરે ગરીબને "

કલિયુગની સતી

અંતે તેણે વિચાર્યું કે –" અહિં બેસી રહી રૂદન કરવાથી કાંઇ સારૂ પરિણામ આવવાનુ નથી જ્યારે મૂર્ખાઇનુ કામ કર્યું છે—સાસુજીને કાંઇ પણ કહ્યા સિવાય શ્વસુરગૃહનો ત્યાગ કર્યો છે—જ્યારે મહાપાપ કર્યું છે ત્યારે પછી તેનુ પ્રાયશ્ચિત્ત કરવુજ પડશે એ પ્રાયશ્ચિત્ત જીવ-નનુ બળિદાન દઇનેજ કરીશ. "

તેના મનમા થઇ આવ્યુ કે –" હવે જો અહિં રહીશ તો કદાચ મ્હારા સર્વસ્વનો નાશ થશે. એક પાપી પુરૂષની તરફના અસંખ્ય માણસોના જુલ્મમાથી મ્હને એક ધર્મનિષ્ઠ નારી કેવી રીતે બચાવી શકશે ? વળી જો તે મ્હારૂ રક્ષણ કરવાનો યત્ન કરશે તો તેને પણ

મહા સંકટને સ્વાધીન થવું પડશે મ્હારે લીધે હું એમને શા માટે દુ:ખી કરૂં ? આ જીવનની આહુતિ સિવાય આ કર્મ-હોમનું જ્યારે અવસાન થાય તેમ નથી ત્યારે પછી તેમના સર્વસ્વનો વિનાશ શા માટે કરૂં ? નદી કાંઇ વિશેષ દૂર નથી-ઘણી સહેલાઇથી હું મ્હારૂં કાર્ય પૂર્ણ કરી શકીશ "

આમ વિચારી સ્નેહલતાએ એક ક્ષણનો પણ વિલંબ કર્યો નહિ. કોઇને કાંઇ પણ કહ્યા સિવાય તે છૂપી રીતે કમળાલક્ષ્મીના ઘરમાંથી જેમ બને તેમ જલદીથી બ્હાર નીકળી ગઇ

જ્યોતિર્મયી રાત્રિ હતી-સ્નેહલતા સહેલાઇથી સરિતાતટ પર જઇ પહોંચી. પછીથી તીર પર ઉભી રહી, અને બન્ને હાથ જોડી, આકાશ તરફ દૃષ્ટિ કરી તેણે કરૂણ સ્વરે કહ્યું-" પ્રભુ ! સ્વામિન્ ! હું જાઉં છું એક વખત તમારા દર્શન કરવાની ઉત્કટ અભિલાષા હતી-પરંતુ મ્હારી અભિલાષા મનમાંને મનમાંજ રહી જાય છે ! જેવું દૈવ ! જેવું ભાગ્ય !!"

બીજું કાંઇ તે બોલી નહિ તેણે નદીના ઉચ્ચ કિનારા પરથી ઉછાળા મારતા જળમાં કૂદકો માર્યો

થોડે છેટે એક ન્હાનો નૌકામાં દીપક મળગતો હતો તેમાં એકના માણસે માછીને કહ્યું-" જલદી જો જોઇએ, નદીમાં કોઇ માણસ પડ્યું હોય એમ લાગે છે ! "

---

## પ્રકરણ ૭ મું.

### પાપીનું પાપ પકડાયું.

સ્નેહલતા આત્મઘાત કરી ચાલી ગઇ છે સર્વત્ર તેના નામ પર કલંક લાગ્યું છે. સઘળા માણસો તેનો ધિક્કાર કરે છે, પરંતુ કોઇએ વિચારી જોયું નહિ, શોધ કરી નક્કી કર્યું નહિ કે કેવા ભયંકર જુલ્મથી, કેટલા બધા અવિચારથી આત્મભાન ભૂલી જઇને તેણે આવું મૂર્ખાઇનું કામ કર્યું છે !

લોકોએ વળી જુદોજ વિચાર કર્યો-તેમણે સાંભળી પણ જુદીજ હકીકત ! રામપ્રસાદ તથા તેની માતાએ સમસ્ત ગામમાં એવો ઢંઢેરો પીટયો કે, કોઈ એક છોકરો રાત્રે છૂપાઇને સ્નેહલતા પાસે આવતો હતો પ્રથમ તો એ બાબતની કોઇને ખબર નહોતી, પરંતુ રામપ્રસાદના આવ્યા પછી તેમને પોતાના મિલનમાં ઘણી અડચણ નડતી હતી, કારણ કે રામપ્રસાદ મધ્યરાત્રે ઘેર આવતો હતો આથી કરીને સ્નેહલતા એ છોકરાની સાથે નાસી ગઇ છે કેટલાક દિવસમાં તો આ વાત સર્વત્ર જાહેર થઇ ગઇ સઘળા લોકો આ પ્રકારનીજ ચર્ચા કરવા લાગ્યા. સ્ત્રીમંડળમાં, તળાવના ઘાટ પર, નિશાળમાં ગૃહસ્થ માણસોના મંડળમાં માત્ર આ હકીકતની આલોચના-આંદોલનોજ ચાલવા લાગ્યાં ત્રણ ચાર દિવસ સુધી થતી ચર્ચા થયા પછી આ વાત કાંઇક ધીમી પડી

પાડોસમાં રહેતા વિષ્ણુપ્રસાદે આ વાત પર ઘણો વિચાર કર્યો, પરંતુ તેઓ કોઇ પણ પ્રકારનો નિર્ણય કરી શક્યા નહિ. તેઓ જાણતા હતા કે, સ્નેહલતા જેવી કુલલક્ષ્મી સમસ્ત ગામમાં બીજી એક પણ નહોતી વળી મુખ્યત્વે કરીને સદ્વંશમાં જન્મ પામેલી અને ભદ્રકુળમાં પરણેલી કુલવધુ ઇંદ્રિયોને આધીન થઇ કુળને કલંક લગાડે-સ્વામિભક્તિ પર પાણી ફેરવે એ સહજ પણ વિશ્વાસ રાખવા જેવો પ્રકાર નહોતો ! તેઓ એક દિવસે સંધ્યા સમયે પોતાના નિત્યકર્મથી નિવૃત્ત થઇ હાથમાં એક જાડી લાકડી લઇને રમેશચંદ્રને ત્યાં આવ્યા.

આ સમયે રમેશચંદ્રની માતા સરસ્વતીનો તાવ કાંઇક ઉતર્યો હતો ખરો, પરંતુ તેણે શય્યાનો ત્યાગ કર્યો નહોતો પોતાના ભાગ્યમાં આવું બનવાનું હશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો શય્યામાં સૂઇ રહીને રાત્રિ દિવસ તે રૂદન કર્યા કરતી હતી

વિષ્ણુપ્રસાદ સરસ્વતીની પાસેજ આવી ચઢયા, તથા તેમણે પૂછયું-"વહુ કેમ છે ? "

તેમને જોતાની સાથેજ સરસ્વતી મ્હોટેથી રડી પડી.

વિષ્ણુપ્રસાદે લાકડીને નીચે મૂકી એક આસન ખેંચી તેના પર

બેસતા કહ્યું –" વહુ ! શું થયું છે, તે કહો તો ખરા ?"

મૈત્રીભાના આંસુઓને પહેરેલા વસ્ત્રના પાલવથી સાફ કરી, અશ્રુવેગને કાંઇક ધીમો કરી સરસ્વતીએ કહ્યું –" હું તો કાંઇ જાણતી નથી."

કાંઇક વિરક્તિપૂર્ણ સ્વરે વિષ્ણુપ્રસાદે કહ્યુ –" તમે કાંઇ જાણતા નથી એ તો હું પણ જાણું છું. તમે કોઇ પણ વિષય પ્રત્યે લક્ષ્ય રાખતા નથી. કોઇ પણ વિષય પર બરાબર વિચાર કરી જોતા નથી જરૂર જેવું હોય તોપણ તમે કોઇને પણ ઉપયુક્ત શાસન કરતા નથી તેથી કરીનેજ તમારો સંસાર આવી રીતે માટીમાં મળી જાય છે જે ગૃહિણી પોતાના ગૃહસંસાર તરફ આવી રીતે દુર્લક્ષ્ય કરે છે, સંસારને સુભાગ્ય બનાવવાનો યત્ન કરતી નથી તેના સંસાર સુખનો આવીજ રીતે વિનાશ થાય છે "

સરસ્વતીએ એક ગાઢ નિશ્વાસ મૂક્યો, વિષ્ણુપ્રસાદે કહ્યું –" મ્હને લાગે છે કે આ કલંકપૂર્ણ પ્રકારમાં રામપ્રસાદનોજ હાથ છે "

સરસ્વતી–જેનો હાથ હોય તેનો ખરો, પરંતુ હવે મ્હારાથી દુનિયામાં કોઇને પણ મ્હારૂં મુખ બતાવી શકાય તેમ નથી

વિષ્ણુપ્રસાદ–રામપ્રસાદને ધમકાવીને હું આ હકીકત પૂછી જોઉં ?

સરસ્વતી–ના ના, એવું કામ કરશો નહિ એમ કરશો તો વળી આટલા દુખમાં બીજા પણ દુઃખનો વધારો થશે–મ્હારાથી આ ઘરમાં રહી શકાશે નહિ

વિષ્ણુપ્રસાદ–તમારા આવા ભીરૂ સ્વભાવને લીધે તો આમ થયું છે ગમે તેમ થાય તોપણ કાંઇ પૂછ્યા કર્યા સિવાય ખરી વાત બહાર નીકળશે નહિ વળી ખરી વાત જાહેર થયા સિવાય આપણા ઘરની કુલલક્ષ્મી સ્નેહલતાનો શો દોષ છે તે કોઇ જાણી શકશે નહિ. માટે તમારા ગૃહસંસારના હિતની ખાતર, સ્નેહલતાના રક્ષણની ખાતર તેમજ તમારી પ્રતિષ્ઠાની ખાતર ખરી હકીકત શી છે તે જાણવુંજ જોઇએ.

ત્યાર પછી વિષ્ણુપ્રસાદે 'રૂક્મિણી, રૂક્મિણી' કહીને હાક મારી. તરતજ રૂક્મિણી ત્યાં આવી હાજર થઇ. વિષ્ણુપ્રસાદે તેને

પૂછ્યુ -" રામપ્રસાદ ક્યા છે ? "

રૂક્મિણી-કપડા પહેરીને ગામમા જવાને તૈયાર થયા છે

વિષ્ણુપ્રસાદ-તેને બોલાવ જોઇએ

રૂક્મિણીએ જઇને રામપ્રસાદને આ હકીકત કહી રામપ્રસાદ પાન ચાવતો ચાવતો, અભિમાનથી પૃથ્વી પર પગ મૂકતો મૂકતો વિષ્ણુપ્રસાદ તથા સરસ્વતી પાસે આવી પહોચ્યો

વિષ્ણુપ્રસાદે ભ્રકુટી ચઢાવીને વક્રદૃષ્ટિથી એક વખત તેનુ સમસ્ત અંગ નિહાળી કહ્યુ -" બેસ, ત્હારી સાથે કેટલીક વાતચિત કરવાની છે "

રામપ્રસાદ-હમણા મ્હને બેસવાની ફુરસદ નથી, જે વાત કહેવાની હોય તે ટુકમાજ કહી નાખો

વિષ્ણુપ્રસાદ-ખરી રીતે જોવા જતા તુ જ એકલો આ ઘરમા પુરૂષ વર્ગનો છે તેથી ત્હારે ઘરની સર્વ પ્રકારની સભાળ રાખવી જોઇએ

રામપ્રસાદ-આપ એમ કહીને મ્હને બાળો છો શા માટે ? હુ શી બાબતમા તપાસ રાખતો નથી ? આજે સ્નેહલતા મ્હારી આખોમા ધુળ નાખીને નાસી ગઇ છે તે કાઇ ઓછી વાત છે ?

વિષ્ણુપ્રસાદ-હુ પણ તે જ પૂછવાની ઇચ્છા રાખુ છુ શુ બન્યુ છે તે મ્હને કહે જોઇએ ?

રામપ્રસાદ-શુ કહુ, વહુની ટેવ સારી નહોતી

વિષ્ણુપ્રસાદ-કદાચ એમ હશે, પરતુ શુ બન્યુ છે ?

રામપ્રસાદ-તમે જાણતાજ હશો કે હુ મધ્યરાત્રિના સુમારમા ઘેર આવુ છુ તેથી શો પ્રકાર બનતો હતો તે કાઇ મ્હારી ધ્યાન બ્હાર નથી.

બરાબર આજ સમયે રામપ્રસાદની માતા હાફતી હાફતી ત્યાં આવી ચઢી વિષ્ણુપ્રસાદ ઘણા વિચિત્ર માણસ હોવાથી તેઓ કદાચ પોતાના પુત્રને કાઇ કહે, એ ભયને લીધે તે ત્યા આવીને ઉભી રહી.

વિષ્ણુપ્રસાદ-ત્હારા ધ્યાનમા શુ આવ્યુ ? ત્હે શુ જોયુ ?

રામપ્રસાદની માતા બોલી ઉઠી -" એણે એકલાએ તો શુ પરતુ મ્હે પણ ઘણી વખત એ દેખાવ જોયો છે-એ દેખાવની

કલ્પના કરવા જતા સઘળુ અંગ ધ્રુજે છે ! ”

વિષ્ણુપ્રસાદ—કયા દેખાવની કલ્પના ? રામપ્રસાદ !

રામપ્રસાદ—એક મ્હારા જેટલી ઉમ્મરનો છોકરો રામપ્રસાદ આગળ બોલ્યો નહિ

વિષ્ણુપ્રસાદે પૂછ્યુ —“ હ પછી ? ”

રામપ્રસાદ—એક બે વખત તો મ્હે જાતેજ તેને હાંકી કાઢયો હતો.

વિષ્ણુપ્રસાદ—એ સ્નેહલતાનેજ મળવા માટે આવતો હતો એમ ત્હે શા ઉપરથી જાણ્યુ ?

રામપ્રસાદ—એક દિવસે રાત્રે મ્હે બન્નેને એક બીજાની સાથે વાતચિત કરતા જોયા હતા, તેમજ તેમની વાતચિત મ્હે સાભળી પણ હતી

વિષ્ણુપ્રસાદ—એ વાત ત્હે ઘરના કોઇ માણસને કહી હતી ?

રામપ્રસાદ—રૂક્મિણીને કહી હતી

વિષ્ણુસાદે રૂક્મિણીને બોલાવી. રૂક્મિણી આવી, અને તેને એ બાબતની હકીકત પૂછવામા આવી તો તેણે ઉત્તર આપ્યો કે — “ ના, મ્હને કોઇએ એવી વાત કદાપિ કહી નથી ”

રામપ્રસાદની માતાએ ક્રોધે ભરાયલી નાગણના જેવુ સ્વરૂપ ધારણ કરીને કહ્યું —“ એ હરામજાદી ! અસત્ય કેમ બોલે છે ? ”

રૂક્મિણી કાંઇ ડરી જાય તેવી નહોતી તેણે કહ્યું —“ અસત્ય કોણ બોલે છે તે તો પરમાત્મા સારી રીતે જાણે છે વળી હુ કાંઇ કોઇના ઉપકારમા આવી નથી કે કોઇથી ડરી જઇને અસત્ય બોલુ અહિં આવી લૂટી લૂટીને ખાવુ, અને વળી પાછી ઉપરથી આવી ધમકી આપવી એ સારૂ નથી, સમજ્યા ? ”

વિષ્ણુપ્રસાદ—તકરાર કરશો નહિ, હુ પૂછુ એટલી વાતના જવાબ આપો ઠીક, રામપ્રસાદ ! ઘરની ચાકરડીને આ વાત કહેતા પહેલા ત્હે આ વાત ઘરમા બીજા કોઇને કેમ જણાવી નહિ ?

રામપ્રસાદ—હુ જણાવા જઉ તો તેઓ કહે કે તું તેની તરફ દ્વેષ રાખે છે.

વિષ્ણુપ્રસાદ—ત્હે ત્હારી ફોઇને આ વાત કદાપિ કહી હતી કે ? તે તો તને પારકો નથી ગણતા ને ?

રામપ્રસાદ—હા, તેમને કહી હતી

વિષ્ણુપ્રસાદ—હુ તેમને પૂછી જોઉ ?

રામપ્રસાદ—તેઓ આપની સાથે વાતચિત કરશે નહિ

વિષ્ણુપ્રસાદ—શા માટે તેઓ મ્હારી સાથે વાત નહિ કરે ?

રામપ્રસાદ—પુત્ર વિયોગના શોકથી તેઓ ઘણા ચિંતાતુર રહે છે. તેઓ કોઇની પણ સાથે કાંઇ વાતચિત કરતા નથી

વિષ્ણુપ્રસાદ—ઠીક સમજ્યો હવે રામપ્રસાદ ! તુ મ્હારી એક વાત સાભળ

રામપ્રસાદ—શી વાત ?

વિષ્ણુપ્રસાદ—તુંજ આ પ્રકારનુ મૂળ છે

રામપ્રસાદ—કોણ હુ ?

વિષ્ણુપ્રસાદ—હા તુજ, તુજ ગરીબ બિચારી સ્નેહલતા ઉપર અત્યાચાર ચલાવવાને તૈયાર થયો હતો, અને તેથીજ તેણે કાંઇ પણ વિચાર કર્યા સિવાય નહિ કરવાનુ કામ કર્યું છે

રામપ્રસાદ—ઠીક ત્યારે એમ

વિષ્ણુપ્રસાદ—એમ છે કે ! તુ એમ ધારીશ નહિ કે આવી રીતેજ ત્હારા દિવસો પસાર થશે "ભગવાનની દૃષ્ટિ જગતમા ચાલતા સર્વ પ્રકારોમા છે જે પાપ કરે છે તેને તેની સજા મળ્યા સિવાય રહેતી નથી "

રામપ્રસાદે કહ્યુ —"ઠીક છે, સજા મળવાની હશે તો મળશે."

આમ કહીને રામપ્રસાદ ચાલ્યો જતો હતો એવામા વિષ્ણુપ્રાદે તેને કહ્યુ —"સાભળ રામપ્રસાદ ! હજી પણ સાચુ બોલ. જો કદાચ એ બાલિકા ભયની ભાવનાથી પલાયન કરી ગઈ હોય તો અમે તેની શોધ કરીએ "

રામપ્રસાદે ઉભા રહીને કહ્યુ —"નાસી ગયેલી વહુને શોધી લાવવા જવુ કે કેમ એ સબંધી હુ કાંઇ સલાહ આપી શકતો નથી."

ગમપ્રસાદ ચાલ્યો ગયો. તેની માતાએ આ વાતનો પ્રતિધ્વનિ કર્યો વિષ્ણુપ્રસાદ માન મુખે ચાલ્યા ગયા.

રમેશચન્દ્રની માતા ઘણા સમયથી પરલોકવાસ પામેલા પોતાના પતિ તથા મ્હોટા પુત્ર અને રજનીચન્દ્રનુ નામ લઇને રૂદન કરવા લાગી અંતે પાપીનુ પાપ પકડાયુ.



## પ્રકરણ ૮ મું.

## નિરાશામાં આશા

" કઇ લાખો નિરાશામા અમર આશા છુપાઇ છે. "

મ૦ ન૦ દ્વિવેદી.

વાદળાઓને ભેદી નાખીને મધ્યાન્હના સૂર્યકિરણો ચારે દિશાએ સમસ્ત પૃથ્વી પર પ્રકાશી રહ્યા હતા સખ્ત તાપને લીધે લાહ્ય લાહ્ય વરસી રહી હતી રસ્તે કોઇનો અવર જવર જણાતો નહોતો. ખેતરો પાક વિનાના જણાતા હતા ખેડૂતોએ ઘણા દિવસથી ધાન્યની કાપણી કરી નાખી હતી.

રસ્તાની એક બાજુએ એક મ્હોટુ તળાવ આવેલુ હતુ આ તળાવમા અનેક કમળો ઉગેલા હતા રસ્તો પણ તળાવને કિનારે થઇને જતો હતો. આ રસ્તે થઇને એક ઇગ્રેજ સાયકલ પર બેસીને જતો હતો. એવામા એકાએક એક ઢોળાવ પરથી ઉતરતા સાયકલ ઉંધી થઇ ગઇ, તથા સાહેબ ત્યા આગળજ કઠિન માટીવાળી જગ્યા પર પછડાઇ ગયો

એક મુસાફર થોડે દૂર આવેલા એક વિશાળ વૃક્ષની નીચે બેસીને વિશ્રામ લેતો હતો. સાહેબને આફતમા પડેલો જોઇને તે ત્યા દોડી આવ્યો આ મુસાફર બીજો કોઇ નહિ પણ કૃષ્ણચન્દ્ર હતો

કૃષ્ણચન્દ્રે સાહેબની પાસે આવીને જોયુ તો સાહેબને સખ્ત વાગ્યુ હતુ માથામા પણ એક ઠેકાણે વાગવાથી ઘા પડ્યો હતો, તથા એ ઘામાથી લોહી વહી જતુ હતુ ધીમે ધીમે સાહેબ બેભાન

બની જતો હતો. તેની સાયકલ ભાંગી ગઇ હતી.

કૃષ્ણચન્દ્રે પોતાના ખિસ્સામાંથી એક રૂમાલ બ્હાર કાઢીને સાહેબના મસ્તક પર બાંધી દીધો, તથા તળાવમાંથી કમળપત્રમાં જળ લઇ આવીને તે સાહેબના મુખ પર, તથા તેને માથામાં થયેના અઘાત પર છાંટવા લાગ્યો ઘણા સમય સુધી આવા પ્રકારની સેવા થયાથી સાહેબ શુદ્ધિમાં આવ્યો.

શુદ્ધિ આવતાજ તે ઉઠીને બેઠો થયો. એક વખત તેણે ચાર દિશાએ દૃષ્ટિ ફેરવી જોઇ જાણે કે થોડા સમય સુધી આ પ્રમાણે ચોતરફ દૃષ્ટિ ફેરવીને તે પોતાની સ્થિતિ વિચારી ગયો ત્યાર પછી તેણે પોતાના મસ્તકમાં થયેના ઘા પર હાથ ફેરવીને, કૃષ્ણચન્દ્ર તરફ દૃષ્ટિ ફેરવી અને પૂછ્યું –" તમે કોણ છો ? "

કૃષ્ણચન્દ્ર–હું એક દરિદ્ર મુસાફર છું આ સામેના વૃક્ષ નીચે વિશ્રામ લેતો હતો, પરંતુ આપને એકાએક સંકટમાં ફસાઇ પડતા જોઇને અહિં દોડી આવ્યો છું આપ કોણ છો અને ક્યાં જાઓ છો ? આપની ગાડી તો ભાગી ગઇ છે હવે કેવી રીતે આગળ જઇ શકશો ?

સાહેબ–હું આ ગામડાઓ જોવાને માટે બ્હાર નીકળી પડ્યો છું હું કેટલાક ઇંગ્લીશ વર્તમાનપત્રોનો લેખક છું લેખકોએ દરેક પ્રકારનો અનુભવ લેવાની જરૂર છે, અને હું પણ એજ ઉદ્દેશથી આ તરફ નીકળી પડ્યો છું તમે ક્યાં જાઓ છો ?

કૃષ્ણચન્દ્ર–મ્હારે માટે જવાનું કોઇ આશ્રયસ્થાન નક્કી નથી સાહેબ ! હું ઘણો દરિદ્ર છું–નોકરી ચાકરી મેળવવાની આશાથી ભટકતો ફરૂં છું

સાહેબ–તમે ગુજરાતી હો એમ લાગે છે તમારા જેવા માણસને નોકરી માટે ભટકવું પડે છે એ સાંભળીને મ્હને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે આ દેશ ઘણો દરિદ્ર છે મુંબાઇ ગયા હતા કે ? ત્યાં કોઈ ઠેકાણે નોકરી ન મળી ?

કૃષ્ણચન્દ્ર–ના હું મુંબાઇ ગયો નથી. વળી મુંબાઇમાં સિફારસ વિના નોકરી ભાગ્યેજ કોઇને મળે છે.



ફ્રાંણચંદે કહ્યું –" હું એક ગરીબ મુસાફર છું "   જુઓ ચિત્ર ૩ જુ

સાહેબ—આમ છતાં ભારતવાસીઓ પોતાને ઉન્નત જાતિના ગણાવાનો યત્ન કરે છે એ આશ્ચર્યની વાત છે ! તમારા જેવા દરિદ્રને માસિક પચાસ રૂપિયાની નોકરી મળે તોપણ તેથી તમને સંતોષ થાય તેમ છે—કુટુંબ પરિવારને લઇ સુખમાં દિવસો પસાર કરી શકાય તેમ છે મુંબાઇમાં ઘણા શ્રીમંતો પડ્યા છે કે જેઓ મોજશોખમાં તથા રાંડોની ગુલામી કરવામાં હજારો રૂપિયાનું પાણી કરે છે, મૉટરો અને ઘોડાગાડીઓ દોડાવે છે, અનેક પ્રકારના વ્યસનોના દાસ થઇ સારાસારનો વિચાર કરતા નથી, અને તેને પરિણામેજ તેમના તમારા જેવા દેશબંધુઓને નોકરી વિના રખડવું પડે છે ! સિફારસ સિવાય નોકરી ન મળે એ એક પ્રકારના અન્યાયજ કહેવાય માણસની નીતિ રીતિ તેમજ તેના ચરિત્રની પરીક્ષા કર્યા પછી તેને યોગ્ય સહાયતા કરવી એ શ્રીમંતોનો ધર્મ છે પરંતુ તેઓ પોતાના ધર્મનો કર્ત્તવ્યનો ત્યાગ કરી, અવનતિના ઉંડા ખાડામાં પડી પૈસાનો ધુમાડો કરે અને પછીથી પોતાને દુનિયાની સઘળી જાતિઓમાં શ્રેષ્ઠ જાતિના મનાવવાનો યત્ન કરે એ કેટલી મૂર્ખતા ભરેલી વાત છે ? તેમને શ્રેષ્ઠ જાતિના થવાને માટે હજી યુગ યુગાન્તરની જરૂર છે !

કૃષ્ણચંદ્ર—સાહેબ ! સંધ્યા સમય થવા આવ્યો છે આપની ગાડી ભાંગી ગઇ છે હું ધારૂં છું કે આપ જે ગામ જવા ધારો છો તે ગામ અહિંથી હજી આઠ નવ ગાઉ દૂર છે હવે આપ કેવી રીતે જશો ?

સાહેબ—તેથી તો હું તમને પૂછું છું કે તમે ક્યાં જશો ?

કૃષ્ણચંદ્ર—હું પણ આપની માફક આ જીલ્લાથી અજાણ્યો છું. અહિંથી થોડે દૂર એક ગામ આવેલું હોય એવું અનુમાન આ તળાવની પરિસ્થિતિ પરથી હું કરી શકું છું એ ગામમાં જઇનેજ રાત્રિ પસાર કરીએ, એવો મ્હારો વિચાર છે.

સાહેબ—ચાલો, હું પણ તમારી સાથે આવું છું ઇંગ્રેજી ભાષાથી ગામડાના લોકો હજી અજ્ઞાની રહેલા છે આ જીલ્લામાં તેમજ સમસ્ત ભારતવર્ષમાં અદ્યાપિ ઇંગ્રેજી ભાષાનો જોઇએ એવો પ્રચાર થયો નથી. તમે મ્હારી સાથે હશો તો મ્હને ઘણી સુગમતા થઇ પડશે. હું ધારૂં

છુ. કે, મ્હારી સાથે રહેવામા તમને કાઇ અડચણ તો નહિજ હોય

કૃષ્ણચંદ્ર—અડચણ શાની હોય ! આપ ચાલો અનુમાનથી એમ લાગે છે કે, ગામ અહિંથી લગભગ એક ગાઉ દૂર હશે. હ, પણ સાહેબ ! આપની ગાડીનુ શુ કરીશુ ?

સાહેબ—તમે કહો છો તે ગામમા જઇને એક બે માણસો મોકલીશુ.

કૃષ્ણચંદ્ર—ઠીક ત્યારે તેમજ કરીશુ

આમ કહીને કૃષ્ણચંદ્ર ઉઠીને ઉભો થયો સાહેબ પણ ઉઠ્યો કૃષ્ણચંદ્ર જાણતો હતો કે, સાહેબને મસ્તકમા થયેલા સખ્ત ઘામથી ઘણુ લોહી વહી ગયેલુ છે અને તેથી તે કાંઇક દુર્બળ બની ગયો છે માટે બન્ને જણા ધીમે ધીમે ગામ તરફ ચાલી નીકળ્યા

સંધ્યા સમયને થોડાજ વખતનો વિલંબ હતો એટલામા તો કૃષ્ણચંદ્ર સાહેબને સાથે લઇને ગામમા જઇ પહોચ્યો ગામ ઘણુ ન્હાનુ હતુ માત્ર કેટલાક ખેડૂતો તેમજ મજુરો એ ગામમા રહેતા હતા પ્રથમ તો સાહેબને જોઇને તેઓ ભયના માર્યા નાસી જવા લાગ્યા પરંતુ કૃષ્ણચંદ્રે તેમને સમજાવ્યા કે તેઓ બન્ને સંકટમા ફસાયા છે, અને તેમના અતિથિ તરીકે આવ્યા છે—ભય રાખવાનુ કાંઇ કારણ નથી

એક જીર્ણ મકાનના આગણામા બન્ને જણાને વિશ્રામ માટે જગ્યા મળી કૃષ્ણચંદ્ર સાહેબને એ સ્થાને રાખી, એક મજુરને સાથે લઇને સાહેબની સાયકલ લઇ આવવાને માટે તળાવ તરફ ચાલી નીકળ્યો, અને મોડી રાત્રે તે સાયકલ ઉચકાવીને સાહેબ પાસે આવી પહોંચ્યો. ત્યાર પછી કેટલાક ફળ વગેરે મંગાવી તેણે સાહેબને ખવડાવ્યા, અને પોતે પણ કેટલાક ફળ ખાઇને રાત્રિ પસાર કરી. બીજે દિવસે એક બળદ ગાડી મંગાવી સાહેબને આગળ વધવાની તેણે વ્યવસ્થા કરી આપી. એક મજુરને સાયકલ ઉચકી લેવાનુ કામ સોપવામા આવ્યુ

જતી વખતે સાહેબે કહ્યુ—“ મિ કૃષ્ણચંદ્ર ! તમારા આવા પરોપકારી વર્તનથી હુ ઘણો સંતોષ પામ્યો છુ તમે પણ મ્હારી સાથે ચાલો. આપણે થોડા સમય સુધી આ દેશનુ નિરીક્ષણ કરી

પછીથી મુંબઇ જઇ પહોચીશુ, તથા મુંબઇમા હું તમારે માટે નોકરીની વ્યવસ્થા કરી આપીશ. ”

કૃષ્ણચંદ્ર—જ્યા સુધી આટલામા કોઇ ઠેકાણે નોકરી મળી જાય ત્યા સુધી મ્હારો મુંબઇ નોકરી કરવાનો વિચાર નથી, કારણ કે ‘મુંબઇની કમાણી મુંબઇમાજ સમાણી ’ એવી જે લોકવાયકા છે તે કાંઇ ખોટી નથી

સાહેબ—ઠીક છે, ત્યારે તો જેવી તમારી મરજી, પરંતુ જો બીજે કાંઇ ઠેકાણે નોકરી ન મળે તો મ્હારી પાસે મુંબઇ જરૂર આવજો તમારે નિરાશ નહિજ થવુ પડે લ્યો આ મ્હારી મુલાકાત કરવાનુ શિરનામુ છે

આમ કહીને સાહેબે એક વિઝિટિંગ કાર્ડ કૃષ્ણચંદ્રના હાથમા મૂક્યુ, તથા સાહેબના કહેવાથી કૃષ્ણચંદ્રે સાહેબની ડાયરીમા પોતાનુ શિરનામુ પણ લખી આપ્યુ

# મિલન-મંદિર.



ખંડ છઠ્ઠો.

કર્મ-ફળ.

# ખંડ ૬ ઠ્ઠો.

## પ્રકરણ ૧ લું.

### માતૃ-ઉપાસક.

" ક્યા કરે ચાહનેવાલકા ભરોસા કોઇ,
સચ હય દુનિયામા કિસીકા નહી હોતા કોઇ,
અય જફાકાર નહી મેરી વફાઓકા ખિયાલ,
યુ ભી કર લેતા હય પત્થરકા કલેજા કોઇ "

એક ઉર્દુ કવિ

મુમ્બઇમા કાલબાદેવી રોડ પર એક ઔષધાલય આવેલુ હતુ આ ઔષધાલયનો ભપકો ઘણો હતો એમા હમ્મેશા પાચ છ માણસો કામ કરતા હતા બ્હાર બારણાની ઉપર એક પાટીઉ ટાગવામા આવ્યુ હતુ કે—" મિસિસ પી. દેસાઇનો એલોપૅથિક સ્ટોર—ડૉકટર રજનીચદ્ર એલ, એમ ઍન્ડ એસ, હમ્મેશા હાજર રહીને ઔષધાલયની વ્યવસ્થા કરે છે, તથા આવનાર રોગીઓની વગર મૂલ્યે પરીક્ષા કરીને દવાની વ્યવસ્થા કરે છે "

આ મુકાનમા બે કુટુબ રહેતા હતા એક ભાગમા કેશવજી નામના શેઠ પોતાના કુટુબ સહ રહેતા હતા બીજા ભાગમા પુષ્પાવતી રજનીચદ્ર ડૉકટરની સાથે રહેતી હતી. હરિશ્ચદ્ર પણ આવીને તેમના ભેગોજ રહેવો હતો.

પુષ્પાવતી વારવાર હરિશ્ચદ્ર તરફ પ્રેમવિહ્વળ દૃષ્ટિથી જોઇ રહેતી હતી વેગવતી સરિતાનો પ્રચડ પ્રવાહ જે પ્રમાણે નદીમા રહેલા મુલના થાભલાઓ સાથે અથડાઇને વિશેષ પ્રચડ તેમજ ઉચ્છૃખલ બની જાય છે તે જ પ્રમાણે પુષ્પાવતીના હૃદયની લાલસા હરિશ્ચદ્રની આસપાસ—તેના સર્વ અવયવો સાથે અથડાઇને વિશેષ

ઉચ્છૃંખલ બની ગઇ તે તેના હૃદયના વેગને દબાની શકી નહિ-ચિત્ત પર સયમ રાખી શકી નહિ

સધ્યા વીતી ગઇ છે ત્રીજા માળના અગાસીમા બે આરામ-ખુરસીઓમા પુષ્પાવતી અને હરિશ્ચદ્ર બેઠા છે

ઉપર અનત આકાશ છે આકાશમા તેજસ્વી ચદ્ર પ્રકાશી રહ્યો છે-પૃથ્વી પર પ્રેમધારા વરસાવી રહ્યો છે એ પ્રેમધારાથી જગત રસબસ બની ગયુ છે શીતળ વાયુ વાય છે નીચે રસ્તા પરથી પસાર થતી ટ્રામનો, ગાડીઓનો, મૅાટરોનો તેમજ ખટાગઓનો ખડખડાટ સાભળવામા આવે છે, અનેક મનુષ્યો રસ્તા પર થઇને જતા આવતા જણાય છે વીજળીના દીવાના પ્રકાશથી રસ્તો પ્રકાશિત બની ગયો છે

પુષ્પાવતીએ આજે અપૂર્વ વેષ ધારણ કર્યો છે તેણે પોતાના મન સાથે એવો નિશ્ચય કર્યો છે કે, “ હવે સહન કરી શકતી નથી ક્ષણે ક્ષણે વિરહાગ્નિમા બળી શકતી નથી આજેજ હુ મ્હારા વિરહાગ્નિને શાત કરીશ આજે હુ તેમને મ્હારા હૃદયસિંહાસન પર બેસાડીશ અગર તો મ્હારા પગમા પછાડી, ઉત્સવના અતની પુષ્પમાળાની માફક તેને કચરી નાખીશ ! ” આવા નિશ્ચયને લીધેજ પુષ્પાવતીએ આજે મનોહર કિંમતી વસ્ત્રોથી તેના શરીરને સુદરતા પૂર્ણ બનાવ્યુ છે સફેદ રેશમી સાડીમાથી જણાઇ આવતા તેના મોહક અવયવો જોનારના હૃદયમા વિલાસ-વાસના ઉત્પન્ન કરે તેમ છે તેમજ સફેદ રેશમી પોલકાના મધ્ય ભાગમાના સોનાના આકડાઓ ચોળીને બન્ને તરફથી ખેચી પોતાની અદર છૂપાઇ રહેલા મોહક અવયવોને છૂપાઇ રાખવાના યત્નમા નાસીપાસ થાય છે તેના પગમા ઉચી એડીના લેડિઝ શુઝ છે ગળામા એક નેકલેસ છે. ઉચ્છૃંખલ સુગધિત કેશકલાપ વાયુની સાથે આલિંગન ચુબન કરી રહ્યો છે પુષ્પાવતીના વસ્ત્રોમાથી સુગંધિત સેન્ટ તેમજ ઑટોની સુવાસ આસપાસ ફેલાઇ રહેલી છે આકાશમાથી કૌમુદી પૃથ્વી પર ઉતરી આવીને તેના સર્વાગમા ઉછળી રહી છે તેની સામેજ એક બીજી

આરામ ખુરારસીમા હરિશ્ચદ્ર બેઠા છે તે ધીર, સ્થિર તેમજ ગભીર છે આ ગભીરતા ઘણી પવિત્ર, ઘણી મધુર, તેમજ ઘણી કઠિન છે! પુષ્પાવતીના વેષમા જે ખૂબી છે, બાધામા જે કમનીયતા છે, કાળા કેશકલાપમા જે રમણીયતા છે, કટાક્ષમા જે કુટિલ બાણુ છે, અધ-રોષ્ઠ પર જે વિજળી છે, વર્ણમા જે લાલિત્ય છે એથી ભાગ્યેજ કોઇ પુરૂષ સ્થિરતા ધારણુ કરી શકે તેમ છે હરિશ્ચદ્ર પણુ સ્થિરતા ધારણુ કરી શકે એવા વિરલ પુરૂષોમાનોજ એક છે.

હરિશ્ચદ્ર શુ યોગી છે? આવી મોહિની મૂર્ત્તિના દર્શનથી મહાન્ યોગીશ્વરનુ મન પણુ ચલિત થઇ જાય તેમ છે—ત્યારે હરિશ્ચદ્ર કોણુ છે? હરિશ્ચદ્ર માતૃ—ઉપાસક શક્તિસાધક છે. તેથી કરીનેજ તે આ સજ્ઞા સિવાયના અનત સૌદર્યને તેની ઉપાસ્ય દેવી માતૃ—મૂર્ત્તિનો વિકાસ વિચારીને ગભીર તેમજ સ્મિત વદને વિચારો ક્ર્યા કરે છે, તથા ભક્તિથી ગદ્‌ગદ્ કઠે મનમાંને મનમા તે માનુ સ્મરણુ કરે છે મા ઘણો મધુર શબ્દ છે માના નામ માત્રથી મહાન્ શત્રુ નિર્બળ બની જાય છે, જીવ આનંદથી નાચે છે, નેત્રોમાથી આનદાશ્રુઓ સરી પડે છે તે માને બોલાવતા શિખ્યો છે—રૂપ—રસ—ગધ—શબ્દ સ્પર્શ-મયી અનત સૌદર્યશાલિની માને ઓળખતા શીખી શક્યો છે, તેવીજ હરિશ્ચદ્ર આત્મજયી છે જ્યા સુધી ઇદ્રિયો રૂપ, રસ, ગધ, શબ્દ તેમજ સ્પર્શની કગાલ રહેશે—જ્યા સુધી ભોગ ભોગવવાની ઇચ્છાને આધીન રહેશે ત્યા સુધી નવી નવી વાસનાઓ ઉત્પન્ન થશેજ. મનમા વાસનાનો ઉદય થશે એટલે પછી તેનુ ફળ ઉત્પન્ન થયા સિવાય તેનો નાશ થશે નહિ. પ્રકૃતિ આપણુને એવીજ રીતે બાધે છે, પરતુ જો આ અનત પ્રકૃતિને માતા તરીકે પિછાનવામા આવે તો જોઇ શકાય કે, કરૂણામયી માતા જે માર્ગે આવી છે તે જ માર્ગે ચાલી જશે. ચાલી જઇને, જે જીવનના માર્ગચિહ્‌ન વગરના મરૂપ્રદેશમા માર્ગ હાર્યુ હોય છે, તેને ફરીથી માર્ગ દર્શાવવાને પ્રવૃત્ત થશે. આનેજ શક્તિસાધન કહે છે એ સાધનાના સાધકોને શક્તિસાધકો કહેવામા આવે છે 'હરિશ્ચદ્ર સાધનાથી સિદ્ધપુરૂષ હતો. કોણુ કહી શકશે કે

આત્મબળથી-પૂર્વજન્મની સાધનાના પરિણામે હરિશ્ચંદ્ર આત્મભ્રષ્ટ નહોતો ! !.

પુષ્પાવતીએ કહ્યું :- " સાંભળો હરિશ્ચંદ્ર ! મ્હારા હૃદયને તપાસી જુઓ-તેમાનું પ્રત્યેક અણુ પરમાણુ તમારા હૃદય સાથેજ મળી ગયેલું છે હું માત્ર તમનેજ ચ્હાઉં છું "

હરિશ્ચંદ્રે ગંભીર સ્વરે કહ્યું :-" શા માટે આવી ખોટી વાસના રાખો છો ? હું તો તમારો પુત્ર છું ! "

પુષ્પાવતી-એ બધી જુના જમાનાની વાતને મૂકી દ્યો મ્હે તમને ઘણા દિવસથી કહ્યું છે કે, હું સ્વતંત્ર રમણી છું-કોઇની પણ સાથે મ્હારો કોઇ સંબંધ નથી. હું મ્હારી ઇચ્છા પ્રમાણે વર્તવાને માટે શક્તિમાન છું હું મ્હારી ઇચ્છાથી તમને ગ્રહણ કરૂં છું-તમે મ્હારા થાઓ

હરિશ્ચંદ્ર-તમે તો મ્હારાં મા છો

પુષ્પાવતી-ફરી પાછા એવું બોલ્યા કે ! એમ ન ધારશો કે તમારા ભાઇ આપણા સંબંધને જાણી જશે છૂપી રીતે આપણે આપણી વાસના સહેલાઇથી પૂર્ણ કરી શકીશું

હરિશ્ચંદ્ર-તમે મ્હારી આગળ આવા શબ્દો બોલશો નહિ.

પુષ્પાવતી-સાંભળો હરિશ્ચંદ્ર ! તમે કોણ છો કે હું તમારા ચરણોમા નમી પડીને તમારી કૃપાભિક્ષા માગું છું ? આ જીવનમા આવું નિષ્ફળ રૂદન મ્હે કદાપિ કર્યું નથી ! મ્હારા સંકેત માત્રથી સેંકડો પતંગો આવીને વાસના અગ્નિમા બળી ગયા છે તોપણ હું સમજું છું કે-મ્હારાથી તમને ભૂલી જવાશે નહિ તમે વધારે નહિ તો માત્ર એકજ દિવસ મ્હને " તને ચ્હાઉં છું " કહીને પ્રેમાલિંગન કરો એટલે હું મ્હને પોતાને કૃતાર્થ થઇ સમજીશ-હું મ્હારા જીવનને સફળ થયું સમજીશ

હરિશ્ચંદ્ર-પુષ્પાવતી ! હું કોણ છું ? મ્હારે માટે શા સારૂ તમને આટલી બધી લાલસા થાય છે ? મ્હારા દેહ કાપી જુઓ-તો શિયાળવાઓ તેમજ કૂતરાઓનો ખોરાક થશે. માટીની કાયા માટીમા

મળી જશે, તો પછી એવી માટી પર શા માટે મોહ રાખો છો ?

પુષ્પાવતી—હે પાષાણ હૃદયના નિષ્ઠુર માણસ ! આટલી બધી શકતા ! આટલી બધી નીચતા ! !

હરિશ્ચંદ્ર—હું તમને માતા સમાન સમજું છું. ફરીથી કહું છું કે માતાજી મ્હારૂં રક્ષણ કરો—મ્હને માફ કરો !

પુષ્પાવતીના નેત્રમાં દ્વેષાગ્નિ સળગી ઉઠયો. ગંભીર તીવ્ર તેમજ ઉત્તેજીત સ્વરે તેણે કહ્યું—" મ્હારી પ્રાર્થના, મ્હારી વિનંતિ તેમજ મ્હારી ભિક્ષા તમે કબૂલ નહિ કરો ? "

હરિશ્ચંદ્રે દ્રઢતાથી કહ્યું —" ના "

પુષ્પાવતી દીવાનીની માફક ઉઠીને ઉભી થઇ. તેણે ક્રોધાવેશમાં પોતાના બન્ને હાથ હલાવી તીવ્ર સ્વરે કહ્યું —" તો પછી તૈયાર થાઓ એમ નહિ ધારતા કે મ્હને પ્રેમાગ્નિમાં સળગાવી તમે સુખી રહી શકશો. આ જુઓ, તમારે પણ બળી મરવું પડશે "

પુષ્પાવતીએ પાસેની ખુરશી નીચેથી એક વસ્તુ હાથમાં લઇ તે હરિશ્ચંદ્રને બતાવીને કહ્યું —" આ શું છે, જાણો છો ? "

હરિશ્ચંદ્ર—જાણું છું

પુષ્પાવતી—તમારી સ્થિતિ કેવી છે તે જાણો છો ?

હરિશ્ચંદ્ર—હા, ઘણી સારી રીતે

પુષ્પાવતી—હું તમનેજ ગુન્હેગાર તરીકે પકડાવીશ, મ્હારી ઇચ્છા પર લાવીશ, મ્હારા પ્રેમની વસ્તુસ્થિતિમાં હું સર્વોપરી થઇશ.

હરિશ્ચંદ્ર—મ્હેં શો ગુન્હો કર્યો છે ?

પુષ્પાવતી—આ પુષ્પાવતીના મસ્તક આગળ તમે તમારા ચરણો નીચે ચુંથી નાખ્યો છે ! હવે હું જોઇશ કે, તમે કેવી રીતે સુખમાં રહી શકો છો ? જોઇશ કે, કેવી રીતે આત્મરક્ષણ કરી શકો છો ? હજી પણ કહો કે મ્હારા થશો કે નહિ ? હજી વખત છે. એક વખત હાથમાંથી છુટેલું તીર પાછું નહિ ફરશે—બસ મ્હારૂં ધાર્યુંજ થશે. તમારૂં શુભ સમાપ્તને માટે ઉડી જશે. કહો પ્રિયતમ ! મ્હારા થશો કે નહિ ?

દ્રઢતાથી હરિશ્ચંદ્રે કહ્યું —" ના, પૃથ્વીના નાશ થાય, ચંદ્ર, સૂર્ય

પૃથ્વી પર આળોટતા થઇ જાય, પ્રકૃતિ સૂર્યના પ્રકાશથી પ્રકાશિત ન થાય તોજ મ્હારા વચનો મીથ્યા થાય "

પુષ્પાવતી–હજી પણ દુરાગ્રહ કરો છો ? દુખની સાથે પ્યાર કરવાનો માર્ગ ગ્રહણ કરો છો ?

હરિશ્ચંદ્ર–માતાની સાથે પુત્રનુ વર્તન હમેશા એક સરખુ જ હોય છે.

પુષ્પાવતી હવે એ સ્થળે એક ક્ષણ પણ ઉભી રહી નહિ. રાક્ષસીના જેવી ગતિથી તે અગાસીમાંથી અદૃશ્ય થઇ ગઇ ! તેણે હરિશ્ચંદ્રને જે વસ્તુ બતાવી હતી તે વસ્તુ પણ જતી વખતે તે પોતાની સાથે લઇ ગઈ.

હરિશ્ચંદ્રે ઘણા સમય સુધી બેસી રહીને કાંઇ વિચાર કર્યા કર્યો ત્યાર પછી મધુર કંઠે એક ભક્તિરસપૂર્ણ ગાનની લીટીઓને લલકારતો લલકારતો તે નીચે ઉતર્યો



## પ્રકરણ ૨ જુ.



## ધર્મી પર ધાડ.

" રમણી અનંતનો મહિમા, વિશ્વની કીર્તિ, તેમજ સૃષ્ટિનું નૈપુણ્ય છે નારી વિલાસીનો વિલાસ, સાધકની સાધના, યોગીનું ધ્યાન તેમજ તપસ્યાનો પ્રાણ છે નારી સ્વરૂપમા સેફાલિકા, માધુર્યમા અનરાજિતા તેમજ સતીત્વની કીર્તિમા સુગંધિત પારિજાતક છે નારી સ્નેહની મંદાકિની, પવિત્રતામા ગૌમુખી, દયા દાક્ષિણ્યમા ભાગિરથી તેમજ પ્રેમની પુલ્ગ છે આ નારીજ દુઃખ સહન કરવામા સીતા, પાતિવ્રત્યમા સાવિત્રી તથા તેજસ્વિતામા દ્રૌપદી છે નારી ગૃહકાર્યમા ગૃહિણી, સંતાનનું પાલન કરવામા જનની, ભૂખ્યાની અન્નપૂર્ણા અને દુઃખીઓની દયામયી માતા છે. નારીનો અપાર મહિમા ભાષાથી દર્શાવી શકાતો નથી–વ્યાખ્યાથી સંપૂર્ણ થતો નથી. "

દેવી કેમ દાનવી થાય છે ? માનવી કેમ નાગણ થાય છે ? ત્યારે દેવી દાનવી થાય છે, માનવી નાગણ થાય છે, ગુલાબની સુગંધિ

ઉડી જતા તે નકામું થઇ પડે છે, સ્વર્ગનું પારિજાતક સુગંધિ વિનાનું થઇને મૃત્યુલોકમા સાધારણુ પુષ્પ ગણાય છે પુષ્પાવતીએ ઉન્મત્ત ઇંદ્રિયોની ઉત્તેજનાથી સતીત્વ જેવા અમૂલ્ય ધનને લાલસારૂપી કચરા-પટ્ટીના કૂવામાં ગુમાવી દીધુ છે તેથીજ દેવી દાનવી થઇ છે તેથીજ એ રમણી નાગણુ થઇ હતી. હરિશ્ચંદ્રના સયમ આગળ તેની લાલસા નિષ્ફળ થવાથી તે સળગી ઉઠી હતી—તેથીજ તેણે નાગણુનુ સ્વરૂપ ધારણુ કર્યું હતું લાલસાની પ્રચડ શિખા તેના નેત્રોમા ધગ ધગ સળગી રહી હતી. તેના પ્રત્યેક વચનમા ક્ષણે ક્ષણે ઝેર જણાતું હતુ

પુષ્પાવતી ત્રીજા માળની અગાસીમાથી બીજે માળે આવી એક અનેકાસન પર પડી, તથા તેણે એક નોકરને ડૉકટર સાહેબને બોલાવી લાવવા મોકલ્યો

નોકર ચાલ્યો ગયો ઘરમા ગ્યાસનો દીવો સળગતો હતો. પુષ્પાવતીએ ઉઠીને દિવાલ સાથે ટાગેલા આયના પાસે જઇને એક વખત પોતાની પ્રતિમૂર્તિનું દર્શન કર્યું ત્યાર પછી પાછી તે અનેકાસન પર આવીને બેઠી, તથા ઘણે ધીમે સ્વરે દઢ કંઠે બોલવા લાગી—" હે મૂર્ખ ! ત્હેં આવા અપ્સરાના જેવા સૌંદર્યનો તિરસ્કાર કર્યો ? આવા નવીન યૌવન, આવા ઉન્નત શિક્ષણુ, આટલી બધી વિશ્વાસ લાલસા વગેરેને લઇને હુ ચાર માસથી ત્હારે માટે ઝુર્યા કરૂં છુ, વિરહાગ્નિમાં બળી મરૂં છુ અને તે બધુ ત્હારા જેવામા આવ્યા છતા તુ આટલો બધો અહકાર રાખે છે ? ! તું કોઇ પણુ રીતે કબુલ ન જ થયો ! તેથી કરીને તો આ કારસ્થાન રચીને આજે છેવટનો ઉત્તર લઇ લીધો. હવે તું ત્હારા આવા અવિચારી કૃત્યનુ ફળ બરાબર ભોગવજે—જ્યાં સુધી હરિશ્ચદ્ર જીવતો હશે ત્યા સુધી આ પુષ્પાવતીના પ્રાણુને શાન્તિ મળશે નહિ. હવે તો બસ ત્હારૂ મૃત્યુ કરવુ એજ મ્હારૂ લક્ષ્ય છે—એજ મ્હારો ઉદ્દેશ છે ! "

બરાબર આ સમયેજ ડૉકટર રજનીચદ્ર ત્યા આવી ચઢચો. તેને છંછેડાયલી પુષ્પાવતી આ સમયે અતિ સુદર માલુમ પડી. રજનીચદ્ર તેને જોતાજ ચમકી ઉઠચો. તેણે કહ્યુ.—" આજે આટલા

આમ ઠાઠમાઠમાં કેમ છે ?"

પુષ્પાવતી–ના ના સહજજ, પરંતુ મ્હારા સાંભળવામાં એક વાત આવી છે તમે સાંભળી છે ?

રજનીચંદ્ર–ત્હારા કહ્યા સિવાય હું કેવી રીતે જાણી શકું કે શી વાત ?

પુષ્પાવતી–ઘણી ગંભીર તેમજ મહત્વની વાત છે.

રજનીચંદ્ર–શી વાત ?

પુષ્પાવતીએ જે વસ્તુ હરિશ્ચંદ્રને બતાવી હતી તે જ વસ્તુ રજનીચંદ્રને બતાવી તે જોતાંજ રજનીચંદ્રે આશ્ચર્યથી ચમકી ઉઠીને કહ્યું–" એ આ મકાનમાં ક્યાંથી આવ્યો ? !"

પુષ્પાવતી–તમારા ભાઇની બહાદુરીથી આવ્યો !

રજનીચંદ્ર–ત્યારે હવે કાંઇ ઉપાય ? તુંજ એ આપદને ખેંચી લાવી છે મ્હેં તેને અહમ્મદનગરથી હાંકી કાઢ્યો હતો તોપણ ત્હેં તેને પુનઃ આગ્રહ કરીને બોલાવ્યો. હવે શું કરવું ? આબરૂ ચાલી જશે, પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે. તું શું કરવાની સલાહ આપે છે ?

પુષ્પાવતી–કરવાનું શું છે ? હમણાંજ હું કેશવજી શેઠની પાસે જઇશ. તમે તેમની પાસે ક્ષમા માગવા સબંધીનો એક પત્ર મ્હને લખી આપો. એ પત્રમાં એવું સ્પષ્ટ લખી દ્યો કે, " હરિશ્ચંદ્રને હું ત્વરાથી આ ઘરમાંથી હાંકી કાઢીશ, અને તેથી પરિણામે તમને કોઇ પણ પ્રકારની ચિંતા રાખવાનું કારણ મળશે નહિ."

રજનીચંદ્રે કાંઇ વિચાર કર્યો ત્યાર પછી તેણે કહ્યું–" હું અગાઉથીજ લખીને ગુન્હો કબૂલ કરૂં ?"

પુષ્પાવતી–હા, તેઓ આ પ્રકાર જાણી શક્યા છે હમણાં જો આપણે હરિશ્ચંદ્રને અહિંથી કાઢી મૂકીશું તોપણ તેઓ કેસ ચલાવ્યા સિવાય રહેશે નહિ તેઓ મ્હારીજ સાક્ષી મૂકશે, અને હું મરી જઇશ તોપણ મ્હારાથી જુઠું બોલાશે નહિ. વળી આ બ્રિટિશ ગવર્નમેન્ટનું રાજ્ય છે–હરિશ્ચંદ્ર નાસી નાસીને પણ ક્યાં જઇ શકશે ?

રજનીચંદ્ર–ત્યારે કેવો ભાવનો પત્ર લખી આપું કે, આપને

પ્રકાર ખુલ્લો ન થઇ જાય.

પુષ્પાવતીએ આ વાતમા સમતિ આપી રજનીચદ્રે લખ્યુ કે-
" મ્હારા મુખ તરફ નજર કરી દયા ભાવે ક્ષમા કરજો. તેને જલદીથીજ હું અહિંથી દૂર કરીશ, અને જ્યા સુધી તે અહિં રહેશે ત્યા સુધી હું તેના પર બરાબર દેખરેખ રાખીશ આપની વસ્તુ મ્હે આ સાથે મોકલી છે

ક્ષમાભિલાષી-રજનીચંદ્ર "

પુષ્પાવતી આ પત્ર તેમજ હાર લઇને ઉઠી ઉભી થઇ રજનીચદ્રે હરિશ્ચદ્રને બોલાવ્યો.

ખરી વાત એ હતી કે પુષ્પાવતી જે મકાનમા રહેતી હતી તે જ મકાનમા પહેલે માળે રહેતા કેશવજી શેઠની પત્નીનો એક કંઠહાર તેમજ એક વિંટી ચોરાયા હતા કેશવજી શેઠની સ્ત્રીએ પતિના ભયને લીધે એ વાત પતિને કહી નહોતી પછીથી શેઠને જ્યારે તપાસ કરતા માલૂમ પડી આવ્યુ કે તેમની સ્ત્રીના એ ઘરેણા ખોવાયા છે, ત્યારે તેમણે એ સબંધી શુ બન્યુ છે તે જાણવાને પત્નીને પૂછ્યુ તેમની પત્નીએ કહ્યુ -" ચોરાઇ ગયા હશે હુ કાઇ જાણુતી નથી " કેશવજીને પત્નીના ચરિત્ર ઉપર વિશ્વાસ નહોતો. તેમનું ચિત્ત સદિગ્ધ હોવાથીજ તેમને પત્નીના ચરિત્ર ઉપર અવિશ્વાસ હતો, નહિ તો ખરી રીતે તેમની પત્ની લક્ષ્મીસ્વરૂપા હતી. કેશવજી શેઠે આ ચોરી ઉપર પણ ઘણો સદેહ કર્યો ત્યાર પછી આ ચોરી સબધીની હકીકત તેમણે પોલિસમા જાહેર કરી આ પ્રકાર ત્રીજે દિવસે બન્યો હતો તેમજ મકાનમા રહેતા સઘળા માણસોના જાણવામા આવ્યો હતો.

આ કુકર્મ પુષ્પાવતીનુ હતું જ્યારે હરિશ્ચદ્રદ્વારા પોતાની ઇચ્છા તૃપ્ત થાય એમ નથી એમ તેના જાણવામા આવ્યુ ત્યારે તેણે એક નવોજ માર્ગ સ્વીકાર્યો કેશવજી શેઠના દિવાનખાનામા પુષ્પાવતી ગઇ હતી, અને તે જાતેજ આ ઘરેણા ચોરી લાવી હતી તેના હૃદયમા પ્રેમને બદલે શત્રુતાએ સ્થાન લીધુ હતું તેણે રમણીને બદલે રાક્ષસીનુ સ્વરૂપ ધારણ કર્યું હતું. તેથીજ તેણે હરિશ્ચદ્રનો જીવ લેવાની ખટપટ કરવા માડી હતી !

સિપાઇની સાથે હરિશ્ચંદ્ર રજનીચંદ્ર પાસે આવી પહોચ્યો. સિપાઇને વિદાય કરી રજનીચંદ્રે ક્રોધથી-કર્કશ કંઠે કહ્યું –" તું આવુ નીચ કામ કરવાને માટે મ્હારી પાસે શા માટે આવ્યો ?"

હરિશ્ચંદ્ર-કેમ ? મ્હે શુ કર્યું છે ?

રજનીચંદ્ર-હજી પણ શુ કર્યું છે ? દુષ્ટ ! ત્હે અમારો વિનાશ કરવાના માર્ગનેજ સ્વીકાર્યો છે તું કોનો હાર ચોરી લાવ્યો હતો ?

હરિશ્ચંદ્ર-હુ કોઇનો હાર ચોરી લાવ્યો નથી

રજનીચંદ્ર-ત્યારે શુ, મ્હે ચોરી કરી છે ?

હરિશ્ચંદ્ર-ભાઇ ! હુ તમારા સોગન ખાઇને કહુ છુ કે મ્હે ચોરી કરી નથી એ હાર પહેલવહેલો મ્હે પુષ્પામાઇના હાથમા જોયો હતો

રજનીચંદ્ર-ત્યારે પુષ્પાવતીએ ચોર્યો છે, કેમ ?

હરિશ્ચંદ્ર-એ સબધી હુ કાઇ જાણુતો નથી.

રજનીચંદ્ર-નિમકહરામ ! પુષ્પાવતી ત્હારે માટે આટલુ બધુ કરે છે, તે ત્હારા ઉપર અસાધારણ પ્રેમ રાખે છે, તે ત્હારે માટે ક્ષમાભિક્ષા માગવાને ગઇ છે, તેના પર ચોરીનુ કલક મૂકતા તને બિલ કુલ શરમ નથી આવતી ? નિમકહરામ ! કૂતરા ! અહિંથી ચાલ્યો જા !

હરિશ્ચંદ્રના નેત્રોમા આસુ ભરાઇ આવ્યા તેણે ગદ્દગદ્દ કંઠે કહ્યું –" પુષ્પાવતી મ્હારા માતા છે તેઓ શા માટે મ્હારા પર પ્રેમ ન રાખે ? હુ આવતી કાલની સવારની ગાડીમાજ ચાલ્યો જઇશ પરતુ ભાઇ ! મ્હને અભય આપો. મ્હારે તમને એક વાત કહેવાની છે-તમે મ્હારા મ્હોટા ભાઇ છો-તમારા કલ્યાણમાજ મ્હારૂ કલ્યાણ છે. તમે કૃપા કરીને આ રમણીનો સગ છોડી દ્યો ઘરની લક્ષ્મી ભૂખના દુ ખથી રીબાય છે, રાત્રી દિવસ તમને યાદ કર્યા કરે છે, અને તમે અમૃતને બદલે ઝેરને પીઓ છો !"

રજનીચંદ્ર આ વાક્યોનો કાઇ ઉત્તર આપ્યા સિવાય ક્રોધે ભરાઇ બડબડતો બડબડતો ચાલ્યો ગયો હરિશ્ચંદ્ર સ્હવારે વિદાય થવાનો હોવાથી પોતાના વસ્ત્રો એકઠા કરવા લાગ્યો.



હરિશ્ચંદ્રે રજનીચંદ્રને કહ્યું –"તમે કૃપા કરીને આ રમણીનો
સંગ છોડી દ્યો" જુઓ ચિત્ર / યુ

## પ્રકરણ ૩ જું.

### ભયંકર કાવત્રુ

" શ્વાસથી આગ જે વરસાવે તે અજગર છું હું,
જિદમા તુફાન તો ગુસ્સામા સમન્દર છું હું,
હુ બાળીશ, ઉડાવીશ, ડુબાવીશ તને;
ફરી ગયેલા ત્હારા ભાગ્યનુ ચક્કર છુ હું ! "

કેશવજીશેઠની અટક ગમે તે હોય, પરતુ સૌ તેમને રાજા-સાહેબ કહીને બોલાવતા હતા આ ખિતાબ તેમને કેમ તથા કેવી રીતે મળ્યો તેનુ કાઇ ખાસ કારણ કોઇના જાણુવામા નહિ હોવા છતા સૌ તેમને રાજાસાહેબના સબોધનથીજ સબોધતા હતા અમે પણુ તેમને રાજાસાહેબ સબોધનથી સબોધીશુ

રાજાસાહેબની રીતભાત, તેમનો પહેરવેશ વગેરે સભ્યસમાજને યોગ્ય થઇ પડે એવા હતા, છતા એ સઘળુ જાતીયતા વિવર્જિત જણાતુ નહોતુ તેમના પિતાએ સ્વદેશમાથી ખાલી હાથે મુબઇમા આવી કપડાની ફેરી કરીને કાળક્રમે અઢળક દ્રવ્ય એકઠુ કર્યું હતુ, પરતુ તેઓ એ દ્રવ્યને ભોગવી શકવાને માટે ભાગ્યશાળી થયા નહોતા તેમણે પોતાની પેદા કરેલી સઘળી સપત્તિ પુત્રના હાથમા સમર્પણ કરી, ઇશ્વરનું આમ ત્રણ થતાજ પરલોક–પ્રયાણ કર્યું હતું. રાજાસાહેબનો જન્મ મુબઇમા થયો હતો, તથા મુબઇની વિલ્સન કૉલેજમા તેમણે ઇગ્રેજી વિદ્યાનું શિક્ષણ સપાદન કર્યું હતું

રાજાસાહેબની ઉમ્મર ત્રીસ વર્ષ કરતા વધારે નહોતી તેઓ કોઇ પણ પ્રકારનો વ્યાપાર ધંધો કરતા નહોતા. માત્ર પિતૃસપત્તિને વ્યાજે ફેરવીને પોતાના દિવસો પસાર કરતા હતા કાલબાદેવી ઉપર તેઓ જે મકાનમા રહેતા હતા એ મકાન તેમનું પોતાનું હતું, તથા મકાનના બે માળા ભાડે આપી ત્રીજે માળે તેઓ પોતે રહેતા હતા.

રાજાસાહેબના દયાદૃષ્ટિ પુષ્પાવતી પ્રત્યે કાંઇક આકર્ષાઇ હતી, પરંતુ પુષ્પાવતી હવે પૂર્વના જેવી નથી તે હવે સ્વચ્છંદતાથી વર્તી શકતી નથી. તેના હૃદયમાં વેદના ઉત્પન્ન થઇ છે તે એક માણસને તેનું હૃદય સ્વાધીન કરી ચૂકી છે રાજાસાહેબ પોતાની પાછળ દીવાના બન્યા છે, એ પુષ્પાવતી સારી રીતે જાણે છે, પરંતુ તેણે કદાપિ રાજાસાહેબને તેમની વૃત્તિને ઉત્તેજન મળે એવા ભાવથી તેમના તરફ નજર સુદ્ધાં કરી નથી.

આજે પુષ્પાવતી સ્વેચ્છાથી રાજાસાહેબની પાસે ગઇ, અને તેમને એકાંતમાં લઇ જઇને તેમની પાસે ખુરસી નાખી બેઠી

રાજાસાહેબે કહ્યું.–" ડૉક્ટરસાહેબા ! શા કારણે આજે મ્હારૂં ઘર પવિત્ર કર્યું ? તમે મ્હારા પ્રત્યે ઘણી કૃપા દર્શાવી છે ! "

પુષ્પાવતી–રાજાસાહેબ ! સૌભાગ્ય દુર્ભાગ્યને હું સમજતી નથી હું તમને ચ્હાઉં છું જ્યાં સુધી હું જીવતી હોઇશ–જ્યાં સુધી મ્હારા જીવમાં જીવ હશે–ત્યાં સુધી હું આપનું બુરૂં થતું જોઇ શકીશ નહિ, તેથીજ હું આપની પાસે આવી છું

રાજાસાહેબ–તમે મ્હને ચ્હાઓ છો ! કેવી મધુર અમૃતધારાએ મ્હારી ચિત્તભૂમિને પવિત્ર કરી ? ડૉક્ટર સાહેબા ! મ્હારૂં બુરૂં કોણે કર્યું છે ?

પુષ્પાવતી–એ હકીકત સાંભળવાથી આપના પરમ પવિત્ર કોમળ હૃદયને દુઃખ થશે

રાજાસાહેબ–એવા તે શા સમાચાર છે ? તમે મ્હારે માટે નિર્ભય રહો, અને જે હકીકત બની હોય તે બેધાશક કહો

પુષ્પાવતી–હું આપને અંતઃકરણથી ચ્હાઉં છું, તેથીજ કહેવાને માટે આવી છું, નહિ તો આપના અનિષ્ટની, આપના કુળકલંકની વાત કહેવાને માટે હું શા માટે આપની પાસે આવત ? મ્હારે શા માટે આપના આત્માને ખોટું લગાડવું જોઇએ ?

રાજાસાહેબ–શું થયું છે તે કૃપા કરી જલદી કહો. તમારો એકેક શબ્દ મ્હારી ઉત્સુકતાને વધારી દઇ મ્હને આકુળ વ્યાકુળ

બનાવી દે છે

પુષ્પાવતી-આપની પત્ની પવિત્ર રમણી છે-પરંતુ તેના યૌવનની ઉછૃંખલ લાલસા ડૉક્ટર સાહેબના ન્હાના ભાઇ હરિશ્ચંદ્ર પર પડી છે.

રાજાસાહેબ ફૂંફાડો મારીને ઉઠી ઉભા થયા. તેમના કપાળમાંની સઘળી નસો ઉપસી આવી ઉત્તેજિત સ્વરે તેમણે કહ્યું.-"આ વાત તમને કોણે કરી ?"

પુષ્પાવતી-સાભળો રાજાસાહેબ ! હું આપને પ્રથમથીજ કહી ચૂકી છું કે હું આપને મ્હારા જીવન કરતા પણ વિશેષ મ્હાલું છું તેથીજ આપને આ ગુપ્ત કલંકપૂર્ણ હકીકત નિવેદન કરવાને આવી છું વ્યાકુળ ન બની જાઓ-યોગ્ય ધૈર્ય ધારણ કરો, અને મ્હારી હકીકત લક્ષ્યપૂર્વક સાભળો.

રાજાસાહેબ-હુ તમારી હકીકત સાભળી શકતો નથી તમારે હવે જે કાંઇ કહેવુ હોય તે ઘણુ સંક્ષિપ્તમા કહો, હવે વિલબ ન કરો

પુષ્પાવતી-આપની પત્નીએ તેનો કંઠહાર તથા હાથમાની સુવર્ણમુદ્રિકા હરિશ્ચંદ્રને આપ્યા હતા

રાજાસાહેબે સવિશેષ ઉત્તેજીત સ્વરે કહ્યુ -"તદ્દન ખોટી વાત ! એ વસ્તુઓ ચોરાઇ ગઇ છે ! તમને આવી ખોટી હકીકત કોણે કહી છે ?"

પુષ્પાવતી-જો એ વસ્તુઓ ચોરાઇ ગઇ હોત તો આપની પત્નીએ એ હકીકત આપને તરતજ નિવેદન કરી હોત. આ જુઓ એ કંઠહાર અને સુવર્ણમુદ્રિકા.

રાજાસાહેબના નેત્રોમાથી અગ્નિવૃષ્ટિ થવા લાગી તેમનુ મસ્તક ફરી ગયુ. હૃદય છિન્નવિછિન્ન થઇ ગયુ દાંતથી ઓષ્ઠ દબાવીને તેમણે કહ્યુ-"આ શુ ?!"

પુષ્પાવતી-ઉતાવળા ન થાઓ. આપ મરદ માણસ છો. સાધારણ સ્ત્રીજાતિની માફક આ પ્રકારથી અસ્થિર બની ન જાઓ. સાંભળો-મારી હકીકત એક વખત સાંભળો.

રાજાસાહેબ—હવે કાંઇ સાંભળવાની મ્હારી ઇચ્છા નથી, છતાં તમારૂં અપમાન કરી શકતો નથી, જે કહેવાનુ બાકી રહ્યું હોય તે જલદીથી કહી નાખો

પુષ્પાવતી—આથી કરીને ડૉક્ટર સાહેબે એક પત્ર લખી આપ્યો છે. આ જુઓ આપને હરિશ્ચંદ્રનો ગુન્હો માફ કરવો પડશે—દયા દર્શાવવી પડશે

પુષ્પાવતીએ રજનીચંદ્રનો પત્ર રાજાસાહેબના હાથમા મૂક્યો રાજાસાહેબે દીપક પાસે જઇ એ પત્ર વાચી જોયો, અને ત્યાર પછી તેના અસખ્ય ટુકડા કરી નાખ્યા. પછી તેમણે કઠોર સ્વરે કહ્યું—"ક્ષમા ! હા, હરિશ્ચંદ્રના લોહીથીજ આ ગુન્હાની તેને ક્ષમા મળશે તમારે હવે જવુ હોય તો ભલે જાઓ."

પુષ્પાવતી—આપ આટલા બધા ઉતાવળા કેમ થઇ ગયા ? હુ ફરીથી કહુ છુ કે, રાજાસાહેબ ! પ્રાણાધિક ! જીવન—સર્વસ્વ ! હુ આપને ચ્હાઉં છુ ઘણા દિવસથી હૃદયમા રાખેલી વાત આજે આપને જણાવુ છુ આપની હિતાકાંક્ષિણી તરીકે હુ આપને પ્રાર્થના કરૂ છુ કે, આ પ્રકારને સહન કરો આપને દુખી કરવાનો મ્હારો ઉદ્દેશ નથી

રાજાસાહેબ—પાપીને તેના પાપનો બદલો આપવામા કાંઇ પાપ નથી

પુષ્પાવતી—પરંતુ એમ કરવાથી આપને શિરે સકટ આવશે, એ આપ જાણો છો ?

રાજાસાહેબ—જેની સ્ત્રી પરપુરૂષ સાથે પ્રેમ કરે છે તે પુરૂષને માટે સુખ દુખ છેજ ક્યા ?

પુષ્પાવતી—નહિ નહિ, આપ ભૂલો છો. પ્રેમ કાંઇ જબરદસ્તીથી ઉત્પન્ન થતો નથી. ડૉક્ટર સાહેબ મ્હને ખુશી રાખવામા ક્યા પાછી પ્હાની કરે છે, છતા મ્હારો જીવ આપની તરફ કેમ આકર્ષાય છે ? આપને જોતાજ મ્હારા જીવને કેમ અપૂર્વ આનંદ થાય છે ?

રાજાસાહેબ—ડૉક્ટરસાહેબા ! કોઇ પણ પ્રકારનો વિચાર કર્-

વાનો અવકાશ નથી—સમસ્ત હૃદય બળીને ખાખ થઇ જાય છે. હરિશ્ચંદ્રનું લોહી રેડાયા સિવાય મ્હારા હૃદયમાં સળગી રહેલો ક્રોધાગ્નિ શાંત થનાર નથી

પુષ્પાવતી સમજી ગઈ કે તેનો શ્રમ વ્યર્થ ગયો નથી, વિષ-ક્રિયાની શરૂઆત થઇ ગઇ છે યોગ્ય સમય વિચારીને તેણે પૂછ્યું – "ત્યારે આપની શી ઇચ્છા છે ?"

રાજાસાહેબ—હરિશ્ચંદ્રનું લોહી રેડાયેલું જોવાનીજ ઇચ્છા છે

પુષ્પાવતી—નજીવા કારણથી ઉત્તેજિત બની જઇને આપ શા માટે આપનો જીવ જોખમમાં નાખો છો ? આ ન્યાયી સરકારનું રાજ્ય છે—માટે ખૂનના બદલામાં આપનું ખૂન થશે, અને તેને પરિણામે મ્હારો જીવ બળીને ખાખ થઇ જશે ?

રાજાસાહેબ—મ્હને મૃત્યુની ચિંતા નથી

પુષ્પાવતી—નહિ નહિ, હું આપને શિરે સંકટ આવેલું જોઇ શકીશ નહિ.

આમ કહીને પુષ્પાવતી ખુરસી પરથી ઉઠીને ઉભી થઇ તેનાં નેત્રોમાં અગ્નિ સળગી રહ્યો તેણે કહ્યું –" ત્યારે તેમજ કરીશું. આજેજ હું આપની ઇચ્છા પૂરી કરીશ. સાભળો રાજાસાહેબ ! હરિશ્ચંદ્રે મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે—જબરદસ્તીથી મ્હારા સતીત્વનો નાશ કર્યો છે મ્હારી પાસે જે દ્રવ્ય હતું, તે ચોરી કરીને તેણે ઉડાવી દીધું છે—તેનું મૃત્યુ નિપજે તો મ્હારા વેરની વસુલાત પણ થઈ ગણી શકાય તેનું લોહી રેડાયાથી મ્હારા જીવને પણ શાંતિ થાય ! એ આવતી કાલે સ્હવારેજ ઘેર ચાલ્યો જવાનો છે, માટે આપણે આપણું કામ આજેજ આટોપી લેવાનું છે આપ મ્હને એક ગુપ્ત-ઘાતક સોંપજો ! હરિશ્ચંદ્ર દવાખાનામાંજ સુઇ રહે છે. હું આજે દવાખાનાનું પ્રવેશદ્વાર ખુલ્લું રાખીશ."

રાજાસાહેબ કાંઇ સમજી શક્યા નહિ. તેમણે કાંઇ વિચાર કરી જોયો નહિ. રાક્ષસી પુષ્પાવતીએ પાથરેલી જાળમાં તેઓ ફસાઈ પડ્યા. પોતાના હેતુમાં સફળતા પ્રાપ્ત થયેલી જોઇને પુષ્પાવતી આનંદ પામી

ત્યાંથી ચાલી ગઈ.

રાજાસાહેબે પોતાના પરમ વિશ્વાસપાત્ર રસોઇયાને બોલાવી તેને હરિશ્ચંદ્રની હત્યા કરવાનું કહ્યું રસોઇઓ હરિશ્ચંદ્રને ઓળખતો હતો. રાજાસાહેબે તેને તે કાર્યના બદલામાં બે હજાર રૂપિયા ઇનામ તરીકે આપવાનું કહ્યું, તથા જણાવ્યું કે—"કાર્ય પૂરું કરી, રૂપિયા લઈ તું ત્હારા સ્વદેશમાં ચાલ્યો જજે."

રસોઇઓ બે હજાર રૂપિયાના લોભનો ત્યાગ કરી શક્યો નહિ તેણે ઘણા સમય સુધી બેસી રહીને કાંઇ વિચાર કર્યા કર્યો, અને ત્યાર પછી તે આ કાર્ય કરવાને કબૂલ થયો

---

## પ્રકરણ ૪ થું.

### ખૂન.

હમેશાં પ્રભાતકાળે નોકર દવાખાના આગળ આવી બારણાં ખખડાવીને હરિશ્ચંદ્રને જગાડતો હતો, અને હરિશ્ચંદ્ર જાગૃત થઇને દ્વાર ઉઘાડતો એટલે નોકર દવાખાનામાં પ્રવેશ કરી સાફસુફ કરતો હતો.

આજે પણ નોકર નિત્યના નિયમ પ્રમાણે પ્રભાતકાળેજ આવી ચઢ્યો, તથા તેણે બારણાં ખખડાવ્યાં કે તરતજ ઉઘડી ગયાં. નોકરે આશ્ચર્ય પામીને અંદર પ્રવેશ કર્યો, તથા હરિશ્ચંદ્રની પથારી પાસે જઇ પહોંચતાંજ તે બૂમ પાડી ઉઠ્યો!

હરિશ્ચંદ્ર શય્યામાં નથી. લોહીથી તેની પથારી ભીંજાઇ ગઇ છે. પથારીની આસપાસ પૃથ્વી પર પાથરવામાં આવેલી શેતરંજી પણ લોહીથી ભીંજાઇ ગઇ છે આ દેખાવ જોઇને નોકર "આવો-કોઇ જલદી આવો—ખૂન થયું છે" કહીને બૂમો મારવા લાગ્યો

આ બૂમ રજનીચંદ્રે સાંભળી તે બીજે માળે સુઇ રહેલો હતો ત્યાંથી ઉઠીને એકદમ નીચે દવાખાનામાં આવ્યો. આવતાંની સાથેજ તેણે જે દેખાવ જોયો તેથી તે પણ આક્રંદ કરવા લાગ્યો. રસ્તા પર પહેરો ભરનાર સિપાઇ પણ નોકરની બૂમ સાંભળીને આવી

ચડ્યો. મકાનમાંથી રાજાસાહેબ, પુષ્પાવતી વગેરે સૌ દવાખાનામા એકત્ર થઇ ગયા.

હરિશ્ચંદ્રની શય્યાને શૂન્ય જોઇ-રક્તથી ભીંજાઇ ગયેલી જોઇ-રાજાસાહેબે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. પુષ્પાવતીના નેત્રો મીંચાઇ જવા લાગ્યા. તેના અંતરમા ભયંકર દુઃખ થવા લાગ્યું તેની છાતી જોરથી ધડકવા લાગી. તેણે મર્મભેદક સ્વરે કહ્યું –' હરિશ્ચંદ્ર નથી !"

તેના નેત્રોમા આંસુ નથી શ્વાસ ત્વરાથી ચાલે છે મુખ મલિન થઇ ગયું છે જાણે કે તે દીવાની બની ગઇ છે-ઉન્માદિની થઇ ગઇ છે!

પૂર્વે તે જાણતી નહોતી કે હરિશ્ચંદ્રનું મૃત્યુ થવાથી-તેનું લોહી રેડાયાથી-તેને આટલું બધું દુઃખ થશે. તેને પૂર્વે એવો અનુભવ પણ થયો નહોતો કે જેની તરફ પ્રેમ હોય છે તેના પર એક ક્ષણને માટે અભિમાન સુદ્ધા ટકતું નથી તો પછી તેનું લોહી રેડાયલું તો ક્યાથીજ જોઇ શકાય? પૂર્વે પુષ્પાવતીએ કોઇના પર પણ અંતઃકરણપૂર્વક પ્રેમ કર્યો નહોતો-લોકોનું હૃદય, મન, પ્રાણ લઇને તે રમ્યા કરતી હતી-પ્રેમને ચરણો નીચે ચગદી નાખતી હતી, પરંતુ હરિશ્ચંદ્રના પર તેનો અંતઃકરણનો સ્નેહ હતો. તે તેને પોતાનું હૃદય અર્પણ કરી ચૂકી હતી આટલે દિવસે તે સમજી કે તેણે હરિશ્ચંદ્રનું ખૂન કરાવી ભયંકર અગ્નિ સળગાવ્યો છે એ અગ્નિમા તેનું અંગ પ્રત્યંગ, જીવ વગેરે બળી મરવા લાગ્યું છે

પુષ્પાવતી હરિશ્ચંદ્રની શય્યાના ભયંકર દેખાવને જોઇ શકી નહિ. તેનાથી ઉભા રહી શકાયું નહિ, તેમ બેસી શકાયું પણ નહિ. સમસ્ત સંસાર તેને નરકાગાર જેવો જણાયો. તે ત્વરાથી ત્યાંથી ચાલી ગઇ.

રજનીચંદ્ર રૂદન કરવા લાગ્યો, તે સ્પષ્ટ રીતે સમજી શક્યો કે, રાજાસાહેબનાજ કોઇ માણસે તેના સ્નેહ-ભાજનના આધાર કનિષ્ઠ ભાઈને જીવતો મારી નાંખ્યો છે.

રૂદન કરતાં કરતા તેણે નોકરને પોલિસગેટ પર જઇને ફોજ-

દારને બોલાવી લાવવાનું કહ્યુ

થોડા સમયમાજ કેટલાક પોલિસના માણસો સાથે પોલિસ-ઇન્સપેક્ટર આવી પહોચ્યો. તેણે લક્ષ્યપૂર્વક સમસ્ત દવાખાનાની તપાસ કરીને એક છરો શોધી કાઢયો. ત્યાર પછી નોકરને પૂછ્યુ –" તુ અહિં ક્યારે આવ્યો હતો, તથા બારણા ખુલ્લા છે એમ તને કેવી રીતે માલૂમ પડયુ ?"

નોકરે ઉત્તર આપ્યો –" હુ હમ્મેશાના નિયમ પ્રમાણે લગભગ પાચ વાગ્યાના સુમારે આવ્યો હતો આવતાની સાથે મ્હે હરિશ્ચદ્ર-ભાઇને બૂમ મારી હતી, પરતુ તેમના તરફથી કાઇ ઉત્તર નહિ મળ-વાથી મ્હે બારણા હલાવ્યા, એટલે બારણા તરતજ ઉઘડી ગયા

ઇન્સ્પેક્ટર–દરવાજો હમેશા અદરથી બધ રહેતો હતો કે ?

નોકર–હા. કાલે રાત્રે જ્યારે હુ અહિંથી ગયો ત્યારે મ્હે હરિશ્ચદ્રભાઇને બારણા બધ કરતા જોયા હતા તેમજ તેમણે અદર સાકળ પણ મારી હતી એમ સાકળના ખખડવાથી હુ સમજી શકયો હતો

ઇન્સ્પેક્ટરે રજનીચદ્ર તરફ નજર કરીને કહ્યું –" મ્હને લાગે છે કે આ મકાનમાનાજ કોઇ માણસે ખૂન કરેલું હોવુ જોઇએ મકાનમાથીજ આવીને કોઇએ આ છરાથી ખૂન કર્યું છે, તથા તપા-સનો માર્ગ બધ કરવાના હેતુથી શબને અહિંથી ખસેડી નાખવામા આવ્યુ છે તોપણ ખૂનીનુ કોઇ મદદગાર જણાતુ નથી ! એક માણસ નિર્વિઘ્ને ખૂન કરી, શબદેહને છૂપાવી શકે એ સભવિત નથી "

" ત્યારે શુ હુ મ્હારા પ્રાણાધિક ભાઇને ફરીથી નહિંજ જોઇ શકુ ?" આમ કહીને રજનીચદ્ર એ સ્થાને બેસી પડચો. તેના અત-રમા અપાર દુ ખ થવા લાગ્યુ.

ઇન્સ્પેક્ટર યોગ્ય તપાસ કરીને–પોતાનું કાર્ય સપૂર્ણ કરીને લગભગ દસ વાગ્યે ચાલ્યો ગયો.

રજનીચદ્ર હજી સુધી ત્યા બેસી રહ્યો હતો. નોકરે પોલિસ ઇન્સ્પેક્ટરની રજા મળવાથી બધુ લોહી ધોઇ નાખ્યું લોહીથી ભીંજા-યલું ગોદડુ, ઉશિકુ અને શેતરજી પોલિસ ગેટમા લઇ જવામાં

આવ્યાં હતાં.

રજનીચંદ્ર અસાધારણ દુઃખથી દીવાના જેવો થઈ ગયો છે. હૃદય અસ્થિર બની ગયું છે આટલા લાંબા કાળને અંતરે તેને પોતાના ન્હાના ગામડાનું સ્મરણ થઈ આવ્યું સ્મરણ થઈ આવતાંજ તે એક ન્હાના બાળકની માફક રડવા લાગ્યો સાથે સાથેજ તેને તેની માતાના વચનો યાદ આવ્યા. રડતાં રડતાં તે બોલી ઉઠયો:—"મા મા ! ત્હારો હરિ હવે આ સંસારમાં નથી ! મા ! જ્યારે આ સમાચાર ત્હારા જાણવામાં આવશે ત્યારે ત્હારી કેવી શોચનીય સ્થિતિ થશે ? મા ! મ્હારી ભૂલને લીધેજ ત્હારા નયનમણિનો નાશ થયો છે !"

બરાબર આજ વખતે પોસ્ટમેન આવીને રજનીચંદ્રની આગળ બે પત્રો મૂકી ગયો. એક પત્ર ઘેરથી આવ્યો હતો, અને બીજો પત્ર દમ્મણથી ચંદ્રશંકર નામના એક સ્નેહીએ લખેલો હતો. બીજો પોસ્ટ-કાર્ડ હતો તેથી રજનીચંદ્રે બીજા પત્રનેજ પ્રથમ વાંચવા માંડ્યો. તેમાં તેના સ્નેહી ચંદ્રશંકરે લખ્યું હતું કે –"આ પત્ર મળે ને તરતજ અહિં આવજો અહિં એક બાલિકા બિમાર છે વખત ઘણો ભયંકર છે, માટે વિલંબ કરશો નહિ. તમને તમારી મહેનતનો ઘણો સારો બદલો આપીશું ગમે એવું જરૂરી કામ હોય તે પણ પડતું મૂકીને આવજો. અમારે ત્યાંના બે ચાર માણસોને તમારા ઔષધથી આરામ થયેલો હોવાથી તમારા પર અમારી સૌની અસાધારણ શ્રદ્ધા છે"

ત્યાર પછી કવર ફોડી રજનીચંદ્રે ઘેરથી આવેલો પત્ર વાંચવા માંડ્યો એ પત્ર વિષ્ણુપ્રસાદે લખ્યો હતો. તેમણે લખ્યું હતું કે –

"ચિ૦ રજનીચંદ્ર !

ત્હારા વંશમાં ત્હેંજ સારી રીતે અભ્યાસ કર્યો છે સગાં વ્હાલાં ત્હારી તરફથી ઘણી આશા રાખતા હતા, પરંતુ તું છેકજ અધો-ગતિને આધીન થયો ! ત્હારા ઘરની શોચનીય સ્થિતિના સમાચાર લખતાં લખતાં મ્હારા હાથમાંની લેખિની પણ ધ્રુજી ઉઠે છે. ત્હારી પત્ની સ્નેહલતા તેના પર એક પ્રકારનો જુલ્મ થયેલો હોવાથી કોઈને કાંઈ કહ્યા સિવાય અહિંથી નાસી ગઈ છે. તેના નાસી જવાથી કેટલાક

નીચ લોકો તેને માથે કલંક મૂકીને અનેક આડા અવળા ગપ્પા હાંકે છે, પરંતુ હું જાણું છું કે, એ નિર્દોષ બાલિકા વિશેષ જુલ્મને સહન કરવાને અશક્ત હોવાથીજ આગળ પાછળનો વિચાર કર્યા સિવાય શાન્તિ મેળવવાની આશાથી કોણ જાણે કે ક્યાંય ચાલી ગઇ છે ! ત્હારી માતાની સ્થિતિ પણ ઘણી શોચનીય છે પત્ર વાંચતાની સાથેજ ઘર તરફ આવજે ત્હારી સાથે હરિશ્ચંદ્રને તેડતો આવજે ”

સ્નેહલતા ! સ્નેહલતા ! શું તું કલંકિની છે ! હાયરે હતભાગ્ય રજની ! આટલા દિવસ પછી તું કયે મુખે સ્નેહલતાના નામનો ઉચ્ચાર કરવાનું સાહસ કરે છે ? ”

રજનીચંદ્રે પોતાના મન સાથેજ આ પ્રમાણે કહ્યું ત્યાર પછી વિષ્ણુપ્રસાદનું વાક્ય યાદ આવ્યું કે “ ત્હારી સાથે હરિશ્ચંદ્રને તેડતો આવજે ” પરંતુ હાય ! હરિશ્ચંદ્ર ક્યાં છે ? !



## પ્રકરણ ૫ મું.

### ખૂન પર ખૂન કે આત્મહત્યા ?

રજનીચંદ્ર દવાખાનાના ઓરડામાં ઘણા સમય સુધી બેસી રહીને દેશ વિદેશ, આકાશ પાતાળ, સ્વર્ગ નર્ક વગેરેના વિચારો કરવા લાગ્યો. વિચારોને અંતે તેણે પોતાના મન સાથે કહ્યું —“ અરેર ! મ્હારા દુઃખની સીમા નથી ! હું ક્યાં જાઉં ? શું કરૂં ? ક્યાં જવાથી આ ભયંકર દુઃખાગ્નિ શાન્ત થશે ? ચંદ્રશંકરને ત્યાં જાઉં ? ટ્રેનની મુસાફરી કરવાની છે—બ્હારના માણસોની મુલાકાતથી આ ભયંકર દુઃખને થોડા સમયને માટે ભૂલી શકું એવો સંભવ છે ! ”

રજનીચંદ્ર ઉઠીને ઉભો થયો તથા પોતાના દિવાનખાનામાં ગયો. રસોઇઓ રસોઇ તૈયાર કરી તેની રાહ જોઇ રહ્યો હતો. રજનીચંદ્ર સ્નાન કરી ભોજન કરવાને બેઠો જમતાં જમતાં તેણે નોકરને પ્રશ્ન કર્યો—“ પુષ્પાવતી જમી ? ”

નોકરે કહ્યું –" ના. તેમની તબિયત ઘણી ખરાબ છે. હરિશ્ચંદ્ર ભાઇને માટે તેઓ હાહાકાર કરી રહ્યા છે ! તદ્દન ગાંડા બની ગયાં છે ! ! "

રજનીચંદ્ર–તે ક્યાં છે ?

નોકર–સૂવાના ઓરડામાં ?

રજનીચંદ્ર નામ માત્રનું ભોજન કરી, વસ્ત્રો પહેરી પુષ્પાવતીની પાસે ગયો.

પુષ્પાવતીની મૂર્ત્તિ ઘણી ભયંકર છે, મસ્તક પરના વાળ વિખરાઇ ગયા છે, નેત્રોમાંથી અગ્નિકણો વરસી રહ્યા છે, તે તદ્દન ઉન્માદિનીના જેવી બની ગઈ છે ! તે શાન્તિથી બેસી રહી શકતી નથી અથવા તો ઉભી રહી શકતી નથી. ક્વચિત્ બેસે છે, ક્વચિત ઉઠી ઉભી થાય છે તો ક્વચિત શયનાલયમાં આમ તેમ આંટા મારે છે.

રજનીચંદ્રે શયનાલયમાં પ્રવેશ કર્યો એટલે પુષ્પાવતીએ તેની પાસે આવીને કહ્યું –" કોણ ડૉકટર સાહેબ કે ? ન્હાના ભાઇનું લોહી પી હજી તૃપ્ત નથી થયા કે ? હજી રૂપિયા લેવા આવ્યો છો ? અરેરે હરિશ્ચંદ્ર ! હું ત્હારૂં નામ લેવાને પણ અયોગ્ય છું ! "

પુષ્પાવતીના વચનો સાંભળતાંજ રજનીચંદ્રનું દુઃખ વધી પડયું. તેણે પૂછ્યું –" પુષ્પા ! તું હરિશ્ચંદ્રને ચ્હાતી હતી કે શું ? "

પુષ્પાવતીએ ઉન્માદ–તીવ્ર કઠોર સ્વરે કહ્યું –" ચ્હાતું ? ! કોને ચ્હાતું ? શું હરિશ્ચંદ્રને ચ્હાતું ? જાઓ જાઓ, તમે દીવાના બની ગયા છો ! એ મહાન હતો, હું ક્ષુદ્ર છું એ પુણ્યાત્મા હતો, હું પાપી છું એ દેવતા હતો, હું દાનવી છું ! તેને હું કેવી રીતે ચ્હાઇ શકું ? તેને ચ્હાવાને માટે સ્વર્ગના પવિત્ર સ્નેહની જરૂર હતી તેના તરફ આટલો બધો જુલ્મ ગુજાર્યો, નેત્રોમાંથી શ્રાવણ ભાદરવો વરસાવ્યો તોપણ તે મ્હારો થયો નહિ ! કેવી રીતે મ્હારો થાય ? એ મહાન હતો–પવિત્ર હતો. મ્હેં મ્હારા મનની વાત તેને કહી દીધી હતી, છતાં તેણે મ્હારા કલંકની વાત કોઇને પણ કહી નથી. "

એકાએક સર્પનો દંશ થતાંજ માણસ જેવી રીતે ભયભીત

તેમજ આશ્ચર્યચકિત બની જાય છે તેવી રીતે પુષ્પાવતીના આ વાક્યો સાંભળી રજનીચંદ્ર ભયભીત તેમજ આશ્ચર્યચકિત બની ગયો. કેટલાક સમય સુધી શાંત રહીને તેણે કહ્યું –" પુષ્પાવતી ! આ તું શું કહે છે ? !

દાનવીના જેવી વિકટ–તીવ્ર દૃષ્ટિથી રજનીચંદ્રના મુખ તરફ નજર કરી ઉન્માદિની પુષ્પાવતીએ કહ્યું –" ના ના, હું કાંઇ કહેતી નથી. હું બધું ખોટું બોલી ગઇ છું, પરંતુ હું સઘળું જાણું છું–થોડા સમય સુધી રાહ જુઓ. મ્હને વિચારવા દો–હરિશ્ચંદ્રનો વિચાર કરવા દો, ત્યાર પછી હું તમને સઘળી હકીકત કહીશ "

બરાબર આ સમયે ત્રીજા માળ પર ઘણી ગડબડ થવા લાગી. એક માણસે ત્રીજે માળેથી હાંફતા હાંફતા નીચે ઉતરી આવી કહ્યું – " ડાક્તર સાહેબ ! આપ જલદીથી ઉપર પધારો મ્હારા શેઠના પત્ની ગળે ફાંસો ખાઇને મરી ગયા છે ઘણો વખત થઇ ગયો છે–જીવ ઉડી ગયો હોય એમ લાગે છે ! "

રજનીચંદ્ર રાજાસાહેબના નિવાસસ્થાને ત્રીજા માળ પર ગયો ત્યાં જઇને તેણે જોયું તો અનેક માણસો એકઠા થયા છે–શબદેહને પૃથ્વી પર સુવાડવામાં આવ્યો છે દેહનો રંગ લીલો થઇ ગયો છે

પોલીસે આવી રજનીચંદ્રને પૂછ્યું –" ડૉક્ટર સાહેબ ! આ પ્રકાર જોતા શા હેતુથી મૃત્યુ નિપજેલું તમે ધારો છો ? ઘણા આશ્ચર્યની વાત છે ! એકજ દિવસે એકજ મકાનમાં એક યુવક અને એક યુવતી મૃત્યુ પામ્યા આ બન્ને હત્યામાં કાંઇ ગુપ્ત રહસ્ય સમાઇ રહેલું હોય એવું અનુમાન થાય છે "

રજનીચંદ્રે તપાસ કરીને કહ્યું :–" બ્હારના લક્ષણો પરથી તો આત્મહત્યા કરેલી જણાય છે, જ્યુરીની વિશેષ તપાસમાં સઘળી હકીકત બરાબર જાહેર થશે. "

પોલીસે મૃતદેહને યથાસ્થાને મોકલી દીધો. હરિશ્ચંદ્રના ખૂન સાથે આ યુવતીની આત્મહત્યાનો કાંઈ સબંધ છે એવું પોલીસ અધિકારીઓને લાગ્યું. આ સૂત્રને અનુસરીનેજ તપાસ કરવાની જરૂર છે, એવો પણ તેમણે નિશ્ચય કર્યો

રાજાસાહેબના તો હોંશજ ગગડી ગયા. તેમણે રજનીચંદ્રને જવા દીધો નહિ. તેમણે કહ્યું–"ડૉક્ટર સાહેબ! થોડા વખતને માટે રાહ જુઓ. આ પ્રકારનો કોઈ નિર્ણય થઈ જવા દો જ્યુરીનો રિપોર્ટ જોયા પછી આપ જજો. ઉપરા ઉપરી બે ખૂન થવાથી મ્હારૂં મન ઘણું અસ્થિર બની ગયું છે!"

પોલિસ ઇન્સ્પેક્ટર ત્યાં હાજર હતો તેણે રાજાસાહેબને ઘણા અસ્થિર બની ગયેલા જોયા તેથી તેના મનમાં સંદેહ ભરાયો. તેણે વિચાર્યું કે હરિશ્ચંદ્રની સાથે રાજાસાહેબની સ્ત્રીનો ખરાબ સંબંધ હોવો જોઈએ, તથા તેનેજ પરિણામે રાજાસાહેબે અગર તો તેમના કોઈ વિશ્વાસુ માણસે હરિશ્ચંદ્રનું ખૂન કર્યું હોવું જોઈએ; તથા એ કારણને લીધેજ રાજાસાહેબે પોતાની પત્નીને પણ મારી નાખી હશે." જ્યુરીની તપાસ પછી વિશેષ ચિકિત્સા કરવાનો નિશ્ચય કરીને તે ચાલ્યો ગયો, પરંતુ બે ત્રણ ડિટેક્ટિવોને તે મકાનની આસપાસ તપાસ રાખવાને માટે મૂકી ગયો.

રજનીચંદ્રના પ્રાણમાં ભયંકર અશાન્તિ હતી તોપણ તે યંત્રથી ચાલતા પુતળા પ્રમાણે રાજાસાહેબને સાથે લઈને કોરોનરની તપાસનું પરિણામ જોવાને માટે ગયો ત્યાં જતાંજ તેણે સાંભળ્યું કે રાજાસાહેબની પત્નીએ ફાંસો ખાઈનેજ આત્મહત્યા કરી છે. રાજાસાહેબને વિદાય કરીને તે ચંદ્રશંકર તરફ જવાને માટે સ્ટેશને જઈ પહોંચ્યો.

સાંજના ચાર વાગ્યા હતા. ટ્રેન ઉપડવાની તૈયારી હતી. રજનીચંદ્ર દમણની ટીકીટ કઢાવી જલદીથી ટ્રેનમાં જઈને બેઠો. ટ્રેન ઉપડી

ટ્રેનમાં રજનીચંદ અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો અનેક પ્રકારની દુઃખપૂર્ણ કલ્પનાઓ તેના દુઃખમાં વધારો કરતી હતી. તેણે વિચાર્યું–"પુષ્પાવતી શું દીવાની બની ગઈ છે? તે શું કહેતી હતી? હરિશ્ચંદ્રે તેની પાપપૂર્ણ પ્રાર્થના કબૂલ કરી નહિ તેથી, તેણે તેનું ખૂન કર્યું છે? અરેરે! કેવો નાશ! ત્યારે શું મ્હારો પુષ્પાત્મા બંધુ એક નીચ વેશ્યા જેવી સ્ત્રીને હાથે માર્યો ગયો છે? હું નરાધમ છું. હવે

સ્વરૂપ પત્નીને ભૂલી જઇને આ વેશ્યાની મોહજાળમા ફસાઇ પડ્યો છુ અરેરે ! મ્હારે લીધેજ મ્હારી સ્ત્રીને પણ ગૃહત્યાગ કરવો પડ્યો છે હૃદય ! આ સઘળી હકીકત સાભળીને હજી પણ તું વિદિર્ણ કેમ થતું નથી ? સ્નેહલતા ! હુ અધમ છુ, પાપી છુ, ઇન્દ્રિયોનો ગુલામ છુ. તુ હિંદુ કુલવધૂ છે ત્હે શા માટે આવુ કાર્ય કર્યું ? તુ શા માટે ઘરનો ત્યાગ કરી ચાલી ગઇ ? શા માટે મ્હારી પ્રત્યે વિરૂપ થઇ ? ત્હે શા માટે મ્હારા હૃદયને વિશેષ દુખી કર્યું ?"

આ સમયે ટ્રેન દમ્મણ સ્ટેશને જઇ પહોચી. રાત્રિનો વખત હતો, મજૂરોના અવાજથી રજનીચદ્રની વિચારમાળા અટકી ગઇ રજનીચદ્ર ટ્રેનમાથી નીચે ઉતર્યો સ્ટેશને તેને લેવાને માટે સામી ગાડી આવી હતી, એ ગાડીમા બેસીને તે દમ્મણ જઇ પહોચ્યો

## પ્રકરણ ૬ ઠું.

### સ્વપ્ન કે સત્ય ?

ચંદ્રશકરની સ્થિતિ ઘણી સારી હતી. ખેતીમાથી તેમને ઘણી સારી આવક હતી. વર્ષે લગભગ દશહજાર રૂપિયાની આવક હતી

ચદ્રશકર—વિદ્વાન તેમજ ધાર્મિક પુરૂષ હતા. ઉમ્મર લગભગ પચોતેર વર્ષની હતી તેમને એક અને બે કન્યાઓ હતી પુત્ર હાઇકાર્ટનો વકીલ હતો અને બને પુત્રીઓ પરણેલી-તેમજ સતાન-વતી હતી.

રજનીચદ્ર ગાડીમા બેસીને ચદ્રશકરના વિશાળ મકાન પાસે આવી પહોચ્યો. તેણે ગાડીમાથી ઉતરી ચદ્રશકરના દિવાનખાનામા પ્રવેશ કર્યો. ચદ્રશકર આતુરતાથી ડૉક્ટરની રાહ જોઇનેજ બેસી રહ્યા હતા. રજનીચદ્રને જોતાની સાથેજ તેઓ ઉઠીને ઉભા થઇ ગયા. તેમણે કહ્યુ —" આપ બપોરે આવી પહોંચશો એવી મ્હને આશા હતી; કદાચ કામની વિશેષતાને કારણેજ આપ બપોરે નહિ આવી શક્યા

હો. ઠીક પ્રથમ         ની તપાસ કરીને પછી નિરાંતે બેસો."

ચંદ્રશંકરે એક નોકરને હાથમા વૉલસિટ લઈને આગળ આગળ ચાલવાનુ ફરમાવ્યુ, અને પછીથી તેઓએ ડૉકટરને સાથે લઈને ઘરમા પ્રવેશ કર્યો

રજનીચંદ્રે પૂછ્યુ –" રોગીને શો રોગ થયો છે ? અત્યાર પહેલા કોઈ ડૉકટરે તપાસ કરી છે ?"

ચંદ્રશંકર–રોગી નથી, રોગિણી છે

રજનીચંદ્ર–રોગ શો છે ?

ચંદ્રશંકર–ભયંકર તાવ આવે છે, અને છાતીમા દર્દ થયા કરે છે

રજનીચંદ્ર–કોણ તપાસ કરે છે ?

ચંદ્રશંકર–હરિલાલ ડૉકટર

રજનીચંદ્ર–તેમણે રોગનુ કાંઈ નામ કહ્યુ છે ?

ચંદ્રશંકર–હા, પહેલા તેઓ ન્યુમોનિયા કહેતા હતા, પરંતુ કાલે સંધ્યા સમયે તેમણે એમ કહ્યું કે, હુ રોગ બરાબર પારખી શકતો નથી. આથી કરીનેજ મ્હે આપને તસ્દી આપી છે.

રજનીચંદ્ર–તાવ ક્યારે આવે છે ?

ચંદ્રશંકર–આખો દિવસ ૧૦૪ ડીગ્રી સુધી તાવ રહે છે. સંધ્યા સમય થતાજ પાછો ધીમો પડે છે તે રાત્રિના બાર વાગતાં સુધીમા ૧૦૦ ડીગ્રી સુધી રહે છે, વળી ફરીથી પ્રભાતકાળ થતા વધતો જાય છે છાતીમા ઘણુંજ દર્દ થાય છે તાવ વિશેષ ભરાય છે ત્યારે વિશેષ દર્દ જણાતું નથી તાવ નરમ પડે છે, ત્યારે દર્દ ઘણુ વધી પડે છે

રજનીચંદ્ર–રોગિણી ભાનમા રહી શકે છે કે ?

ચંદ્રશંકર–વિશેષ તાવ ભરાયેલો હોય છે ત્યારે તેને ભાન રહેતુ નથી. તાવ ઓછો હોય છે, અને જો પૂછવામા આવે છે તો ઉત્તર આપે છે

રોગિણી સંબંધી આવા અનેક પ્રશ્નો પૂછી લઈને તેઓએ રોગિણીના ઓરડામાં પ્રવેશ કર્યો.

રોગિણીની પાસે ચંદ્રશંકરના પત્ની ઉભાં રહ્યાં હતાં. તે સિવાય બીજી ત્રણ ચાર સ્ત્રીઓ પણ હતી. ચંદ્રશંકરે તેમને સંબોધીને કહ્યું – "તમે બધા થોડા સમયને માટે ખસી જાઓ એટલે ડૉક્ટર સાહેબ રોગિણીની તપાસ કરે."

ચંદ્રશંકરના પત્ની તથા બીજી સઘળી સ્ત્રીઓ પાસેના એક ઓરડામા જઇને ઉભી રહી, તથા ડૉક્ટર શો મત દર્શાવે છે તે જાણવાને માટે અતિ ઉત્સુક થઇને રહી.

રોગિણીનું સમસ્ત અંગ સફેદ વસ્ત્રથી ઢાંકેલું હતું. ઘરમા એક વૉલસિટમા મિણબત્તી સળગી રહી હતી ચંદ્રશંકરે રોગિણીને માથે હાથ ફેરવતા કહ્યુ –"બહેન ! હમણા કેમ છે ?"

કોઇએ ઉત્તર આપ્યો નહિ. જે ઓરડામા સ્ત્રીમંડળ ઉભુ રહ્યુ હતુ તે ઓરડા તરફ દૃષ્ટિ ફેંકી ચંદ્રશંકરે કહ્યું –"આજે હજી સુધી ભાન આવ્યુંજ નથી કે શું ?"

ચંદ્રશંકરના પત્નીએ પોતાની પાસે ઉભી રહેલી સ્ત્રીઓ તરફ દૃષ્ટિ કરી કહ્યુ -"કહો કે, સંધ્યા સમય પછી ભાન આવ્યુ હતુ. પછીથી ઔષધ આપતાની સાથેજ નિસ્તબ્ધ બની ગઇ છે કદાચ ઉંઘતી હશે."

આ વાક્યો રજનીચંદ્રના સાંભળવામા આવ્યા તેણે તેની પુનરૂક્તિ સાંભળવાની રાહ જોયા સિવાય કહ્યું –'ત્યારે તમારામાથી એક જણ આવીને રોગિણી પાસે બેસો, હું નાડી તેમજ હૃદય તપાસું "

એક વિધવા પ્રૌઢા સ્ત્રી આવીને રોગિણીના ઉશિકા પાસે બેઠી. રજનીચંદ્ર પણ રોગિણીની શય્યા પાસે જઇને બેઠો. પ્રૌઢા સ્ત્રીએ રોગિણીના મસ્તક પરનું વસ્ત્ર એક બાજુએ સરકાવી દીધુ.

એ મંદ પ્રકાશમા સંધ્યાના કમળ જેવુ, રોગથી મલિન થઇ ગયેલું મુખ જોઇને રજનીચંદ્ર ચમકી ઉઠ્યો ! તેને મૂર્ચ્છા થઇ આવવાની આશંકા થઇ, પરંતુ મહા મુશ્કેલીને ઘણી સાવચેતીથી તેણે પોતાની જાતને સંભાળી રાખી.

પ્રૌઢા સ્ત્રીએ રોગિણીને બોલાવતાં કહ્યું:–"બહેન ! તમે ઉંઘ

આવી છે કે શુ ?"

રોગિણી ઉઠી ગઇ હતી. ગ્રોડાના બોલાવવાથી તેણે નેત્રો ઉઘાડ્યાં. નેત્રો ઉઘાડી તેણે શુ જોયુ ?—તેની આગળ તેના જન્મ જન્માંતરની આરાધ્ય મૂર્ત્તિ—તેના નારી જીવનનો દેવતા રજનીચંદ્ર બેઠો છે ! આ શુ કાલ્પનિક સ્વપ્નની માત્ર છાયાજ છે કે સત્ય શરીરવાળી જીવિત મૂર્ત્તિ છે !

રોગિણી સ્નેહલતા છે

રજનીચંદ્રે ચંદ્રશંકરની તરફ નજર કરીને કહ્યું—" મહાશય ! થોડા સમય સુધી રાહ જોવી પડશે. હમણા હુ રોગ પારખી શકતો નથી. થોડા સમય પછી ફરીથી તપાસ કરી ચોકકસ નિર્ણય પર આવીશ. મ્હારૂ મસ્તક ભમવા લાગ્યુ છે ! "

સ્નેહલતા ઉઠીને શય્યામા બેઠી થવાનો યત્ન કરતી હતી, પરંતુ તે બેઠી થઈ શકી નહિ. શય્યામાંજ પાછી ઢળી પડી. સૌ " હા હા, આ શુ કરે છે ? " એમ બોલી ઉઠયા સ્નેહલતા ઉન્માદિનીની માફક બોલી ઉઠી—" મ્હારી છેવટની આશા પૂરી થઇ છે, હવે હું સુખેથી મરી શકીશ ફરીથી એક વખત તેમનુ દર્શન કરવા દો—મ્હારાથી બરાબર જોઇ શકાતું નથી "

ઘણાએ એમ વિચાર્યું કે, છોકરીનો રોગ આજે વધી ગયો છે, તેથીજ તે બેભાનમા જેમ ફાવે તેમ બકે છે. તે ઉઠીને બેસવા જતી હતી તે પણ રોગનાજ વિકારથી, એમ ઓરમડળે વિચાર્યું, પરંતુ સંસાર—રસ—અભિજ્ઞ ચંદ્રશંકર સમજી શક્યા કે, ભગવાનના આ ચિત્રવિચિત્ર સંસારમા ક્ષણે ક્ષણે શુ થશે તે કોઇ સમજી શકતું નથી. આ યુવક યુવતીમા એક પ્રકારનો ગૂઢ સંબંધ છે એવો તેમણે દઢ વિચાર કર્યો. અત્યાર સુધીમા રજનીચંદ્ર તો બ્હાર દિવાનખાનામાં ચાલ્યો ગયો હતો.

ચન્દ્રશંકરે રજનીચંદ્રને સંબોધીને ઉચ્ચ સ્વરે કહ્યું—" ડૉક્ટર સાહેબ ! જલદીથી અહિં આવો, રોગિણીની તબિયત બગડી ગઇ. દવા આપવામા વિલંબ કરવાથી કદાચ માઠુ પરિણામ આવશે "

પરતુ રજનીચદ્ર પાછો રોગિણી પાસે આવ્યો નહિ. તે આકાશ પાતાળના વિચારો કરતો, જોરથી ધડકતા હૃદયને દબાવી રાખી દિવાનખાનામા બેસી રહ્યો તેને એમ લાગવા માડ્યુ કે આતે સ્વપ્ન કે સત્ય ?

## પ્રકરણ ૭ મું.

### નવીન પરિચય.

" ઘણુ તાવ્યુ–ઘણુ ટપકયુ–બિચારૂં મીણનું હૈડુ,
ક્રવ્યા કરશે હજી એતો, બિચારૂ પ્રેમનુ પ્યાલું ! "
* * * *

" હૈયુ હનુમાનનું ચીરૂ, નિહાળો રામની મૂર્ત્તિ,
હૃદય મારૂ આરીસો છે, ઉઘાડી દુ ભલે જો તે " કલાપી.

કેટલાક સમય પછી રજનીચદ્ર રોગિણીને ફરીથી તપાસી આવીને દિવાનખાનામા આવીને બેઠો ચદ્રશકર પણ દિવાનખાનામા આવીને બેઠા એટલે બન્ને વચ્ચે વાતચિત ચાલવા લાગી

ચદ્રશકરે કહ્યું –" રોગિણીને આરામ નહિ થાય ત્યા સુધી આપ અત્રેથી જઇ શકશો નહિ. "

રજનીચદ્ર–હુ વિશેષ વખતને માટે રોકાઇ શકુ તેમ નથી–કેટલાક ભયકર રોગવાળા રોગીઓ મ્હારી સારવારમા છે–મ્હારે હમણાજ જવુ પડશે કોઇ જાતનો ભય નથી. આપની રોગિણીને જલદીથી આરામ થશે. જળમા ડુબી જવાથી તેનાથી ઘણુ પાણી પીવાઇ જવાયુ છે–એ પાણીમાનું કેટલુંક બ્હાર નીકળી ગયુ છે, અને કેટલુક ફેફસામા ભરાઇ ગયુ છે–તાવ પણ વિશેષ છે અને તેથીજ તમને આવી ભયકર સ્થિતિ જણાય છે મ્હે જે ઔષધની વ્યવસ્થા કરી છે તે ઔષધથી તેને વિના વિલબે આરામ થશે.

ચદ્રશકર–ડૉક્ટર સાહેબ ! ખરી વાત મ્હને કહેશો કે ? આ રોગિણી સાથે આપનો શો સબધ છે ?

રજનીચંદ્ર—મ્હારો ! ! મ્હારો તેની સાથે કાંઇ સબંધ નથી.

ચંદ્રશંકર—નહિ નહિં, હું ધારૂં છું કે તે આપની પત્ની છે.

રજનીચંદ્ર—મ્હારી પત્ની ? ! તમને ક્યાંથી મળી આવી ? !

ચંદ્રશંકર—હું મ્હારા કુટુંબ સાથે ચાણોદ યાત્રાએ ગયો હતો. ત્યાં થોડા દિવસ રહીને અમે ગુજરાતમાં પ્રખ્યાતિ પામેલી મહી નદીમાં સ્નાન કરવાના હેતુથી ટ્રેન માર્ફત વાસદ ગયાં હતાં વાસદ ગામથી મહી નદી અડધો માઇલ દૂર થાય છે ચોમાસાનો વખત હોવાથી અમે ગયા ત્યારે મહી નદીમાં કાંઇ વિશેષ જળ હતું જે દિવસે અમારે અહિં પાછા ફરવાનું હતું તેને આગલે દિવસે બ્હાર ફરવા જવાના વિચારથી હું એક બે માણસોને સાથે લઇને નદી કિનારે ગયો હતો. નદીમાં થોડે દૂર એક હોડી હતી અને તેમાં બે ત્રણ માછીઓ બેઠા બેઠા એક ગાન લલકારી રહ્યા હતા મ્હને હોડીમાં બેસી થોડે સુધી ફરી આવવાની ઇચ્છા થઇ તેથી અમે હોડીવાળાને હોડી કિનારે લાવવાનું જણાવ્યું હોડીવાળો પણ બે પૈસાની પ્રાપ્તિ થશે એવા વિચારથી હોડી કિનારે લાવ્યો. અમે સૌ તેમાં બેઠા અને હોડીને સામે કિનારે લઇ જવાનું જણાવ્યું ચોમાસું વીતી જવા આવેલું હોવાથી પ્રવાહનો વેગ જોશમાં નહોતો. માછીઓએ સામા કિનારા તરફ હોડી હંકારી જવા માંડી. કિનારો લગભગ પચાસેક ફીટ દૂર રહ્યો હશે એવામાં નદીમાં એક જબરદસ્ત પત્થર પડ્યા જેવો અવાજ, અમે સાંભળ્યો, પરંતુ છેવટે ત્યાં આગળ જઇ પહોંચતાજ કોઈ માણુસને અમે ડૂબી મરતું જોયું, તરતજ મ્હેં માછીઓને કહ્યું —“જલદીથી તપાસ કરો, કોઇ ડૂબી ગયું હોય એમ જણાય છે.” માછીઓએ તરતજ નદીમાં પડીને આ રમણીના મરણતોલ દેહને ઉંચકીને નૌકામાં આણ્યો પછીથી નૌકાને બીજી તરફને કિનારે લઇ જઇ રમણીના પેટમાં ભરાઇ ગયેલા પાણીને બ્હાર કહાડી નાખ્યું, અને તે જ દિવસે અમે ટ્રેનમાં બેસીને અહિં આવ્યાં આ પ્રકાર બન્યાને પંદર દિવસ થયા છે; પંદર દિવસથીજ સારવાર ચાલે છે. તેની બેભાન સ્થિતિમાં તે જે કાંઇ બડબડે છે તે ઉપરથીજ એ પરમ પવિત્ર રમણી [illegible]

છે; સંસારમાં ઘણું દુઃખ પડવાથી આત્મઘાત કરવાનો તેણે યત્ન કર્યો હોય એવું અનુમાન થાય છે ! ”

રજનીચંદ્રના નેત્રોમાંથી અશ્રુકણ ઝરવા લાગ્યા. તેના હૃદય પ્રદેશમાં જાણે કે અસંખ્ય વીંછીઓ દંશ દઇ રહ્યા હોય એવી ભયંકર વેદના તેને થવા લાગી. તેણે કહ્યું —“ ના ના, આ રમણી સાથે મ્હારો કોઇ પણ પ્રકારનો સંબંધ નથી ”

આ સમયેજ દાસીએ આવીને ચંદ્રશંકરને કહ્યું —“ એક વખત ઘરમાં આવી જાઓ જોઇએ ”

ચંદ્રશંકરે રજનીચંદ્રને કહ્યું —“ ડૉક્ટર સાહેબ ! આપ થોડા વખત બેસો. હું હમણાજ પાછો આવી આપને સ્ટેશને પહોંચાડવાની વ્યવસ્થા કરૂં છું ” આમ કહીને ચંદ્રશંકર ઘરમાં ગયા.

રોગિણીના ઉશિકા પાસે બેસીને ચંદ્રશંકરના પત્ની મૃદુ મૃદુ હાસ્ય કરતા હતા, તથા પોતાનો કમળ સમાન હસ્ત રોગિણીના લલાટ પર ફેરવતા હતા ચંદ્રશંકરે ત્યાં આગળ જઇને કહ્યું —“ મ્હને કેમ બોલાવ્યો છે ? તમે કાંઇ આનંદમાં જણાઓ છો ! ? રોગિણીની સ્થિતિ સારી હોય એમ જણાય છે–કેમ ?

ગૃહિણીએ કહ્યું —“ ઘણી સારી સ્થિતિ છે ડૉક્ટર સાહેબની દવાનો જેટલો ગુણ નથી લાગ્યો તેટલો ગુણ તેમના દર્શનનો લાગ્યો છે ! આ બાળા કોણ છે તે તમે જાણો છો ? ”

ચંદ્રશંકર—હું કેવી રીતે જાણી શકું ?

ગૃહિણી—એ મ્હારા બહેનની પુત્રી ‘ સ્નેહલતા ’ છે.

ચંદ્રશંકર—તમારા બહેનની પુત્રી ?

ગૃહિણી—મ્હારે ક્યાં પાંચ સાત બહેનો હતી ? એકજ બહેન હતી.

ચંદ્રશંકર—ત્યારે તો ભાગિરથી, કેમ નહિ ?

ગૃહિણી—હા, મ્હારી માતાને પુત્ર સંતાન થયું નહોતું અમે બેજ માત્ર બહેનો હતી. મ્હારા બહેનનો વિવાહ સુરતમાં થયો હતો. વિવાહ થયા પછી થોડા સમયને અંતરેજ મ્હારા બનેવીનું મૃત્યુ નિપજ્યું હતું. વળી થોડો સમય પસાર થતા મ્હારી પ્રાણપ્રિય બહેન

પણ ભયંકર કાળનો ભોગ થઇ પડી હતી. તેને એકની એક પુત્રી હતી તે જ આ સ્નેહલતા છે મ્હે સ્નેહલતાનું નામ સાંભળ્યું હતું, કદાપિ તેને નજરે જોઇ નહોતી. આપણે ઘેર ડૉક્ટર સાહેબ આવ્યા છે તે જ આપણી સ્નેહલતાના પતિ અર્થાત આપણા જમાઇ છે. આજનો દિવસ કેવો આનંદનો છે?! આપણા ગૃહમંદિરમાં આજે કેવું આનંદજનક મિલન થયું છે?! તમે હવેથી આપણા ઘરને 'મિલન-મંદિર!' તરીકે ઓળખાવજો!

ચંદ્રશંકર—સ્નેહલતા અત્યારે બરાબર ભાનમાં છે?

ગૃહિણી—હા, હું એને પૂછીનેજ આ સઘળી હકીકત જાણી શકી છું. જો કે મ્હે સ્નેહલતાને કે જમાઇને કદાપિ જોયા નથી તોપણ સ્નેહલતાનું નામ તથા તેનું સાસરૂં જે ગામમાં છે તે ગામનું નામ સાંભળેલું હતું. હું હતભાગિની છું—મ્હારા પિતાના વંશમાં કોઇ જીવતું રહ્યું નથી—મ્હારી બહેન પણ નથી!

ચંદ્રશંકર—તમે સ્નેહલતાને પૂછ્યું કે, શા માટે તે નદીમાં પડી હતી? શા માટે તેણે શ્વશુરગૃહનો ત્યાગ કર્યો હતો?

સ્નેહલતા આ સમયે પાસું ફેરવીને ઉઠીને બેઠી થવા જતી હતી—તે ચંદ્રશંકરના પ્રશ્નનો ઉત્તર આપવાનેજ બેઠી થતી હોય એમ લાગ્યું; પરંતુ તેની માસીએ તેને ઉઠીને બેઠી થવા દીધી નહિ. તેણે કહ્યું—"હમણાં એ બધી વાતચિત કરવાથી કદાચ એની સ્થિતિ પાછી બગડશે. એ સઘળી હકીકત પછીથીજ સાંભળીશું."

સ્નેહલતા ઉઠી પણ નહિ તેમ કાંઇ બોલી પણ નહિ.

ચંદ્રશંકરે થોડા સમય સુધી સ્થિર બેસી રહીને કાંઇ વિચાર કર્યો. પછીથી તેમણે કહ્યું—"મ્હને આજે અપાર આનંદ થયો, પરંતુ—"

ગૃહિણીએ આતુરતાથી પૂછ્યું—"પરંતુ શું?"

ચંદ્રશંકર—ડૉક્ટર સાહેબના મન પર જાણે કે એક પ્રકારનો ભ્રમ લાગ્યો છે, છતાં હું ખાત્રીથી કહી શકું છું કે આપણી સ્નેહલતા પવિત્ર છે. દયાળુ દેવે જ્યારે આવું અપૂર્વ આનંદજનક મિલન કર્યું છે તો પછી તેનું પરિણામ પણ સારૂંજ આવશે! કોઇ આ

પ્રકારનો ભય રાખવાનું કારણ નથી હવે હું જાઉં છું.

ગૃહિણી કાંઈ કહેવા જતી હતી, પરંતુ તે કહી શકી નહિ ચંદ્રશંકર એ સમયે બ્હાર ચાલ્યા ગયા હતા

ચંદ્રશંકર જો કે વૃદ્ધ હતા તોપણ તેમના શરીરમાં યથેષ્ટ બળ હતું. તેઓ ત્વરાથી દિવાનખાનામાં ગયા.

રજનીચંદ્ર એ સમયે દિવાનખાનામાં બેઠો બેઠો અસંખ્ય વિચારો કર્યા કરતો હતો. તેના વિચારોનો અંત નહોતો. ભ્રાતૃશોક, પોતાના નિષ્ફળ અપવિત્ર પ્રેમ–રહસ્યની તીવ્રવેદના, તથા સ્નેહલતાના વિચારોથી તે અસ્થિર બની ગયો હતો તે મનમાને મનમાં કહેતો હતો કે –"સ્નેહલતા' તું શા માટે મરી ન ગઇ ? ફરીથી તને જોવાનું મ્હારા નસીબમાં કેમ નિર્માણ થયું ? હરિશ્ચંદ્ર મરી ગયો છે–તું પણ કેમ ન મરી ગઇ ? તું મરી ગઇ હોત તો હું પણ નિરાંતે મરી શકત સ્નેહલતા ! શું તું કલંકિની છે ? ના ના, મ્હારી સ્નેહલતા અપવિત્ર હોઇ શકેજ નહિ, હુંજ અપવિત્ર છું ! સ્નેહલતા સતી સાધ્વી છે ! પરંતુ તે ગૃહત્યાગ કરીને ચુપચુપ નાસી કેમ છૂટી ? ઘેર તેના પર શો જુલ્મ ગુજર્યો હશે ?"

રજનીચંદ્ર આવા આવા અનેક વિચારોમાં નિમગ્ન હતો એવામાં ચંદ્રશંકર તેની પાસે આવી પહોંચ્યા

ચંદ્રશંકરને જોતાજ રજનીચંદ્ર જાણે કે ચમકી ઉઠ્યો ત્યાર પછી ઘડીઆળ જોઇને તેણે કહ્યું –"મ્હારે હમણાંને હમણાંજ સ્ટેશને જવું જોઇએ જો થોડો પણ વખત નકામો જશે તો ટ્રેન હાથમાં આવશે નહિ."

ચંદ્રશંકરે કહ્યું –"ના ના, આજ રાત્રે તમારાથી જઇ શકાશે નહિ."

"તમારાથી !" જો કે ચંદ્રશંકર વયોવૃદ્ધ હતા તથાપિ તેઓ કદાપિ રજનીચંદ્ર પ્રતિ 'તમે' તમારૂં વગેરે સંબોધનોનો ઉપયોગ કરતા નહોતા, તો પછી આજે તેઓએ એકાએક પોતાના સંબોધનમાં ફેરફાર કેમ કરી નાંખ્યો ? રજનીચંદ્રે જાણે કે કાંઇક વિરક્તિપૂર્ણ સ્વરે

કહ્યું—" ના મહાશય ! મ્હારે હમણાને હમણાજ જવાની જરૂર છે "

ચંદ્રશંકરે હસતા હસતા કહ્યુ —" મ્હારા પત્ની તમને રજા આપવાની ઇચ્છા રાખતા નથી તેથી હુ શુ કરૂ ? તમે તેમની પાસે જાઓ અને તેમની રજા મળે તો બેલાશક ચાલ્યા જજો "

રજનીચંદ્ર આ વાક્યોનુ રહસ્ય સમજી શક્યો નહિ. તે ચંદ્રશંકરના ગંભીર તેમજ હાસ્ય-વિકસિત મુખ તરફ જોઇ રહ્યો. ચંદ્રશંકરે તેની સ્થિતિ કળી જઇને કહ્યું —" તમને આશ્ચર્ય લાગે છે ? આશ્ચર્ય લાગે એવીજ વાત છે ! તમે હજી સુધી કાંઇ હકીકત જાણતા નથી ! ગમે તેમ હોય, તમે હાલ તરત માત્ર એટલુંજ લક્ષ્યમા રાખજો કે, તમે અમારા જમાઇ છો ! હમણા હુ મ્હારા પત્ની પાસેથી તમારી તેમજ મ્હારી સ્નેહલતાની હકીકત સાંભળી આવ્યો છુ "

ત્યાર પછી ચંદ્રશંકરે પોતાની પત્ની પાસેથી સાંભળેલી સઘળી હકીકત રજનીચંદ્રને કહી સંભળાવી

રજનીચંદ્રે કહ્યુ —" આપનુ કહેવુ વાસ્તવિક છે મ્હે પણ ઘણા સમય પૂર્વે એમ સાંભળ્યુ હતુ કે, મ્હારા એક માસીસાસુ છે. પરંતુ તેમના સંબંધી બીજી વિશેષ હકીકત મ્હને માલુમ નહોતી. "

ચંદ્રશંકરે કહ્યું —" હુ પણ તમને પિછાનતો નહોતો. અત્યાર સુધી હુ તમને મુંબઇના એક સુપ્રસિદ્ધ ડૉક્ટર તરીકેજ ઓળખતો હતો ! તમારૂ મૂળ વતન કયુ ? કુટુંબ કયુ ? એ વગેરે મ્હે તમને કદાપિ પૂછ્યુ નથી ચાલો હવે ઘરમા આવો "

રજનીચંદ્ર—મ્હને ક્ષમા કરો. મ્હારે જલદીથી મુબઇ જવાની જરૂર છે હવે તો હુ આપનોજ બાળક છુ આપ આજ્ઞા કરશો એટલે મ્હારે રહેવુંજ પડશે, પરંતુ... ..

રજનીચંદ્રને બોલતો અટકાવીને ચંદ્રશંકરે કહ્યુ —" મનમા કોઇ પણ પ્રકારનો સંદેહ કરશો નહિ. મ્હારી સ્નેહલતાનું ચરિત્ર નિષ્કલંક છે, એ હું પ્રતિજ્ઞાપૂર્વક તમને જણાવુ શકુ છુ કલકિની જીવનત્યાગ કરવાનું સાહસ કરી શકતી નથી ! ત્યાર પછી અમે જ્યારે તેને બેભાન સ્થિતિમાં નૌકામા લીધી ત્યારે પણ તે સ્વામિ દેવતાનું

સ્મરણ કર્યા કરતી હતી. એવી સતી પત્ની પર સંદેહ લાવવો સર્વથા અયોગ્ય છે. ”

રજનીચંદ્રે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુ –“ એ સબધી પછી વિચાર કરીશુ. હમણા મ્હારે શિરે એક ભયકર સકટ આવ્યુ છે ”

ચદ્રશકર—શાનુ સકટ !

રજનીચદ્ર—મ્હારો સાથી ન્હાનો ભાઇ મ્હારી સાથે રહેતો હતો. તે દવાખાનામાજ સૂઇ રહેતો હતો આજે પ્રભાતકાળે નોકરે આવી દવાખાનાના બારણા ઉઘાડ્યા તો મ્હારા ભાઇનુ ખૂન થયેલુ જણાયુ

ચદ્રશકર ધ્રુજી ઉઠ્યા તેમણે ધ્રુજતા સ્વરે પૂછ્યુ –‘ ખૂન ! ”

રજનીચદ્ર—જી, હા

ચદ્રશકર—એ તો ઘણી દુખી થવા જેવી વાત છે

રજનીચદ્ર—હજી પોલીસની ખટપટ ચાલે છે તેથી મ્હારે હમણાને હમણા અહિંથી વિદાય થવુ જોઇએ

ચદ્રશકર—ત્યારે તો હુ તમને રોકી શકતો નથી હુ તમારા માસીસાસુને આ વાત કહી આવુ.

રજનીચદ્ર—ભલે, પરતુ ગુપ્ત રીતે કહેજો રોગિણી જો આ હકીકત જાણશે તો તેને રોગ વધી પડશે, અને તેનો આરોગ્ય થતા વિશેષ વખત લાગશે

ચદ્રશકર—ઠીક છે, એ માટે હુ સાવચેત રહીશ

ત્યાર પછી તેમણે મુનીમને બોલાવી રજનીચદ્રને સો રૂપિયા વિઝિટ ફી આપવાનુ કહ્યું ગાડી પણ તૈયાર કરવામા આવી. રજનીચદ્રે કહ્યુ –“ રૂપિયા હમણા રહેવા દો, વળી એક દિવસે લઇશ ”

ચદ્રશકરે સ્મિત હાસ્ય કરીને કહ્યુ –“ છોકરી તેના પિતાને ઘેર માદી થતા જમાઇ ડૉક્ટર વિઝિટ લે એ રિવાજ તો ગુજરાતી ડૉક્ટરોમા પરાપૂર્વથી ચાલ્યોજ આવે છે ! ”

રજનીચદ્ર આ વાક્યોના ઉત્તરમા કાઇ પણ બોલ્યા સિવાય માત્ર શુષ્ક હાસ્ય કરી, ચદ્રશંકરને પ્રણામ કરી ગાડીમા બેઠો. ગાડી સ્ટેશન તરફ જલદીથી જવા લાગી.

---

## પ્રકરણ ૮ મું.

### નિરપરાધીનો નમુનો!

રામપ્રસાદની માતા ઘરનો કારભાર ચલાવતી હતી તેથી રામપ્રસાદ ઘરમાં સર્વાંશે નિરંકુશ હતો! ચચળવહુની સ્થિતિ તો પૂર્વ પ્રમાણે કાયમજ હતી ચચળવહુની સાસુ સરસ્વતી બિચારી ઉન્માદિનીના જેવી થઇ ગઇ હતી. તે સારી સ્થિતિમા હતી ત્યારે પણ સસાર પ્રત્યે વિશેષ લક્ષ્ય આપતી નહિ. તે પ્રત્યેક પ્રકારથી અલગ રહેતી હતી રાત્રિ દિવસ તે ચિંતાજ કર્યા કરતી હતી રૂક્મિણી આવીને જ્યારે સ્નાન કરાવતી ત્યારેજ સ્નાન કરતી, નહિ તો તેને સ્નાન કરવાની સુદ્ધા ફિકર રહેતી નહિ રસોઇનુ કામકાજ હવે રામપ્રસાદની માતાજ કર્યા કરતી હતી. તેની દયા તેમજ કૃપાથી સરસ્વતીને જે ભોજન મળતુ હતુ તેને તે રૂક્મિણીના આગ્રહથી ન્યાય આપતી હતી ખાનપાનની પણ તેને પોતાને ચિંતા નહોતી.

એક દિવસે રામપ્રસાદની માતા દશ વાગ્યાના સુમારે રસોઇ કરતી હતી અને રામપ્રસાદ રસોડાની દિવાલ સાથે અઢેલીને બેઠો બેઠો તેની માતા સાથે વાતચિત કરતો હતો માતા પુત્રની દિન પ્રતિદિન ઉન્નતિ થતી જોઇને આનદઘેલી બની જતી હતી, તથા વચ્ચે વચ્ચે આનદસૂચક ઉત્તર આપતી હતી. વાતમાને વાતમા રામપ્રસાદે કહ્યું – "જે સમયે જે મનુષ્યની ઉન્નતિનો કાળ આવે છે તે સમયે તેની આવીજ રીતે ઉન્નતિ થાય છે!"

માતાએ ગર્વિત સ્વરે કહ્યુ – "તુ મ્હારા કેટલા દેવદેવાદિની પ્રસાદી સ્વરૂપ છે, એ તો માત્ર મ્હારો આત્માજ જાણે છે. તુ ચિરકાળ સુધી જીવતો રહીને વશનુ મુખ ઉજ્વળ કર હુ તને સુખી જોઇને આ સસારમાથી વિદાય થાઉ એવીજ મ્હારી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે યાચના છે."

• રામપ્રસાદ—હુ ઓટુ બોલતો નથી. હમણા મ્હારી ઉન્નતિ થતી જાય છે આ જો તો ખરી કે માત્ર થોડાજ સમયમા એક વૈદ્યરાજ તરીકે હુ કેટલો બધો પ્રસિદ્ધ થયો? એક મહિનામા લગભગ ત્રણ ચાર રૂપિયા મ્હે પેદા કર્યા છે, તથા ઘણાખરા એદુનો મ્હારા શિષ્ય છે હુ તેમને જે કાઇ કહુ છુ તે તેઓ નીચુ માથુ રાખીને સાભળી રહે છે બીજી એક વાત કહુ કે?

માતા—શી વાત?

રામપ્રસાદ—રામનારાયણ હરિભક્તની એક કોમળ કિશોરી કુમારિકા કન્યા છે ને પરીના જેવી સુદર છે, સ્વર્ગની હુરીના જેવી તેજસ્વી છે, દેવલોકની અપ્સરાના જેવા ડિમર કદવાળી છે, અરે! સાક્ષાત કામદેવની ગતિ સમાન છે મ્હારી સાથે એ દેવી સમાન કન્યાનો વિવાહ થવાની વાતચિત ચાલી રહી છે તેના પિતા વડોદરામા ન્યાયાધીશ છે

માતા—ભાઈ એ કરતા વિશેષ આનદ થાય એવી બીજી કયી વાત હોઇ શકે? પરતુ વિવાહ કરવામા પૈસાની જરૂર પડશે તેનુ શુ કરીશુ?

રામપ્રસાદ—આ દુનિયામા સૌ કાઇ પૈસાને જોતુ નથી. સેકડે એકાદ વ્યક્તિ નિર્લોભી પણ નીકળે છે વળી મ્હારા જેવો સાક્ષાત કામદેવ સમાન જમાઇ મેળવવાને માટે તો ઘણી સુરસુદરીઓ સમાન કન્યાઓના માતા પિતા ઉત્સુક થઇ રહેલા છે મ્હારા વાકા સેથા તરફ જોઇને ભલભલી કુમારિકાઓ માથા પરના બેડા પૃથ્વી પર પછાડી નાખે તેમ છે, તો પછી પૈસાની શી ચિંતા છે? રૂપ આગળ પૈસાની એક કોડીની પણ કિમત નથી

માતા—ત્હારૂ કહેવુ સત્ય છે, ત્હારા જેવો જમાઇ મેળવવા જેવા સદ્ભાગ્ય ભાગ્યેજ કોઇના હોઇ શકે!

બરાબર આ સમયે બે પોલીસ સિપાઇ રસોડાના દ્વારની બ્હાર આવીને ઉભા રહ્યા. તેમનો પહેરવેશ કાળો હતો માથા પર લાલ પાઘડી હતી, કમ્મર પર ન્હાનો પરતુ મજબૂત ડ લટકી રહ્યો

હતો. એમાંના એક સિપાઇએ કર્કશ સ્વરે કહ્યું –" રામપ્રસાદ છે કે ? "

સિપાઇ દાદાઓને જોતાજ રામપ્રસાદનુ હૃદય કંપી ઉઠયુ રામપ્રસાદ જેવો રસોડામાથી ઉઠીને બ્હાર જતો હતો કે, તેની માતાએ કહ્યું-" રામપ્રસાદ ! કપડા પહેરી આવ જોઉ "

રામપ્રસાદ–હવે કપડા પહેરવાની કાંઇ જરૂર નથી.

માતા–ત્યારે ઉભો રહે આયનો, કાસકી વગેરે લાવી આપુ લગાર સેંથો પાડતો જા ત્હારો સેંથો મ્હને ઘણો સુંદર જણાય છે !

એક સિપાઇએ સ્મિત હાસ્ય કરી પૂછ્યુ –" કેમ ? સેંથો પાડવાથી શુ વિશેષ છે ? "

માતા–તે તમારા જેવા કાળી ડગલીવાળા ક્રૂર પુરૂષો ક્યાંથી સમજી શકે ? રામપ્રસાદ એક રત્ન સમાન છે દેવદેવાદિ કરતા પણ તે વિશેષ ગુણવાન છે, લગભગ ન્યાયાધીશોનું તેમજ તેમની કોમળાંગી કુમારિકાઓનુ મ્હારા આ અમૂલ્ય રત્નમા ધ્યાન છે, તથા મ્હારા આ રત્ન પર તેમનો જાન પણ કુરબાન છે

બીજા સિપાઇએ હાસ્ય કરીને કહ્યુ –" ફોજદાર સાહેબ તમારા આ ગુણવાન, વિદ્યાવાન દેવપુત્રનો વિવાહ કરવા માટેજ આવ્યા છે, માટે બિલકુલ વિલમ્બ કરશો નહિ, નહિ તો લક્ષ્મી ચાલ્લો કરવા આવેલી હોવા છતા મ્હો ધોવા ગયા બરાબર થશે. '

આમ છતા રામપ્રસાદ એક પ્રકારની ભયંકર આશંકાથી ધ્રુજતો હતો. બ્હાર ફોજદાર પાસે જવાને તે આનાકાની કરતો હતો. એટલામા એક સિપાઇએ જોરથી તેને ધક્કો માર્યો, અને પરિણામે રામપ્રસાદને બ્હાર નીકળવુ પડયુ

ન્યાયાધીશ સાહેબના ભવિષ્યમા જમાઇ બનાર પુત્ર પર પોલીસનો આવો જુલ્મ થતો, રામપ્રસાદની માતા જોઇ શકી નહિ. તે પણ બ્હાર જઇને શો પ્રકાર બને છે, તે જોવાને ઉભી રહી.

ફોજદારે રામપ્રસાદની તરફ ભ્રકુટી ચઢાવી કઠોર નજરે કરીને કહ્યુ:–ત્હારૂં નામ. શુ ? "

રામપ્રસાદે કંપતા કંપતા કહ્યુ –" રામપ્રસાદ. "

ફોજદારે એક સિપાઇ તરફ દષ્ટિ કરી કહ્યુ –" હાથકડી નાખો. "

તરતજ રામપ્રસાદના બન્ને હાથમા લોઢાની બેડી પડી.

આ પ્રકાર જોઇને રામપ્રસાદ તથા તેની માતા બૂમો મારવા લાગ્યા! થોડે દૂર આવેલા એક ઓટલા પર વિષ્ણુપ્રસાદ બેઠા હતા. તેઓ મૃદુ હાસ્ય કરતા કરતા આ પ્રકાર જોઇ રહ્યા હતા. એક સિપાઇ ગામના બેચાર માણસોને બોલાવી લાવવા ગયો હતો તે પણ આવી પહોચ્યો. આવનાર ગૃહસ્થોમા એક માણસનુ નામ રાયજી હતુ રાયજીએ વિષ્ણુપ્રસાદને પૂછ્યુ –" કેમ આ શી ધમાલ છે ? "

વિષ્ણુપ્રસાદે કહ્યુ –' અમારા કુટુમ્બમાની સ્નેહલતા નામની વહુ પલાયન કરી ગઇ છે એ તો તમારા સાભળવામા આવ્યુ જ હશે મ્હને લાગે છે કે આ પાપિષ્ઠ રામપ્રસાદજ એ પ્રકારમા કારણ-ભૂત છે મ્હે તેની પાસેથી ખરી હકીકત જાણવાનો યત્ન કર્યો, પરતુ મ્હારો યત્ન વ્યર્થ ગયો છે તેથીજ મ્હારે ફોજદાર સાહેબની મદદ લેવી પડે છે તમે બધા હાજર રહો એટલે ખરી હકીકત શી છે તે જાણવામા આવશે, અને નિર્દોષ રમણીના નિષ્કલક ચરિત્ર પર લાગેલું કલક દૂર થશે. "

" ભાઇ તમે તો હદ કરી, હો ! " આમ કહીને રાયજી હસવા લાગ્યા પછીથી વિષ્ણુપ્રસાદ ફોજદાર સાહેબ, રામપ્રસાદ તેમજ બીજા ગૃહસ્થોને લઇને તેમના બેઠકખાનામા ગયા. ત્યા વિષ્ણુપ્રસાદે ફોજદારને કહ્યુ –" ફોજદાર સાહેબ ! તમે આ બિચારાને શા માટે પકડયો છે ? એ તો તદ્દન ભલો માણસ છે ! "

ફોજદાર સાહેબ કાઇ બોલવા જાય તે પહેલાજ રામપ્રસાદે રડતા રડતા અસ્પષ્ટ સ્વરે કહ્યુ –" જુઓ ફોજદાર સાહેબ ! સૌ એમજ કહે છે કે, હુ તદ્દન ભલો માણસ છુ "

રામપ્રસાદની માતા પણ બેઠકખાનાના બારણા પાસે આવીને ઉભી રહી હતી. તેણે કહ્યુ –" ફોજદાર સાહેબ ! મ્હારા નિર્દોષ પુત્રને છોડી દો. મ્હારો પુત્ર તદ્દન ભલો માણસ છે ! "

ફોજદાર–ખૂન કરનાર માણસને છોડી દેવાને માટે કાયદો સાફ ના પાડે છે.

રામપ્રસાદે ભયથી ધ્રુજતા સ્વરે કહ્યુ —" મ્હે ખૂન કર્યું છે ?"

ગમપ્રસાદની માના બોલી ઉઠી —" કેવી જૂઠી વાત ! શું મ્હારો પુત્ર ખૂની છે ?"

વિષ્ણુપ્રસાદે સ્મિત હાસ્ય કરીને કહ્યુ —" શુ કહ્યુ ફોજદાર સાહેબ ! રામપ્રસાદે ખૂન કર્યું છે ! કોનુ ખૂન કર્યું છે ?"

ફોજદાર—રજનીચંદ્રની નિર્દોષ પત્ની સ્નેહલતાનું

રામપ્રસાદ—તદ્દન ખોટી વાત હુ નિર્દોષ છુ—બિનગુન્હેગાર છુ એ છાનીમાની નાસી ગઈ તેને હુ શુ કરૂ ? મ્હે કયા તેનુ ખૂન કર્યું છે ?

ફોજદાર—ચૂપ રહે બદમાશ ! જ્યારે ફાસીને લાકડે ઝુલતો થઈશ ત્યારેજ તુ સાચુ કહીશ

ગમપ્રસાદની માતા—ઓ બાપરે ! મ્હારૂ હવે શુ થશે રે ! હુ શા માટે અહિ મરવાને આવી હતી રે ! મ્હારા પુત્રનુ રક્ષણ કરનાર કોઇ નથી રે !

આ પ્રમાણે બૂમો મારતી રામપ્રસાદની માતા અસ્થિર બની ગઇ રામપ્રસાદે પણ માતાનુ અનુકરણ કરીને રડતા રડતા કહેવા માડયુ કે —" અરેરે ! હુ શા માટે અહિ મરવાને આવ્યો ? મ્હારૂ કોઇ નથી રે !"

વિષ્ણુપ્રસાદે ફોજદારના મ્હો તરફ નજર કરી મ્હોટેથી હસીને કહ્યુ —" પરતુ ફોજદાર સાહેબ ! જો રામપ્રસાદ ખરી વાત કહી દે તો તમે તેને માફ કરશો ?"

ફોજદાર પણ હસી પડયો તેણે કહ્યુ —" હા, જો એ ખરી હકીકત કહી દે તો હુ એનો ગુન્હો માફ કરી શકીશ, પરતુ એ ઘણો બદમાશ છે, તે કદાપિ ખરી હકીકત કહેશે નહિ."

રડતા રડતા રામપ્રસાદની માતાએ કહ્યુ.—" એના વશમા પાજી કે બદમાશનો જન્મ કદાપિ થયો નથી. એ વહુ બદમાશ હતી તેથીજ આજે મ્હારો નિર્દોષ પુત્ર ગુન્હેગાર ગણાય છે, નિર્દોષ પર જુલ્મ થાય છે, પાપની પરિસીમા જણાય છે !"

વિષ્ણુપ્રસાદે રામપ્રસાદની માતાને ધમકાવી તેમણે કહ્યુ –
" તમેજ તમારા છોકરાને આટલો બધો બગાડયો છે તમારે લીધેજ
તેની આવી દુર્દશા થઇ છે હજી પણ જો તેને ખરી વાત નહિ કહેવા
દો તો પછી કોઇ પણ પ્રકારે તેનુ રક્ષણ થશે નહિ! હજી પણ જો
તે સાચુ બોલશે તો ફોજદાર સાહેબ તેને છોડી દેશે ફોજદાર
સાહેબ સઘળુ જાણી ગયા છે "

રામપ્રસાદે રડતા રડતા કહ્યું.–" હુ કહું છુ–બધી ખરેખરી
હકીકત કહું છુ. મ્હારી માને કાંઇ ઓછુ જ ફાસીને લાકડે ચઢવાનુ
છે ફાસીએ જવાનુ તો મ્હારે છે હવે મ્હારી મા કહેશે તોપણ હું
જૂઠુ નહિ બોલુ, વળી મ્હારા ગળામા રૂદ્રાક્ષની માળા છે "

ફોજદાર–કહે, જલદીથી કહે, કે સ્નેહલતા ક્યા ગઇ છે ?

રામપ્રસાદ–ફોજદાર સાહેબ ! એ ક્યા ગઇ છે તેની મ્હને
માહિતી નથી. મ્હે કેટલાક માણસો માર્ફત તેની શોધ કરાવી હતી
પરતુ પત્તો લાગ્યો નથી.

ફોજદાર–એક શબ્દ પણ જૂઠો બોલીશ નહિ. તુ જો સાચુ
બોલીશ તો જ તને છોડી દઇશ ઠીક કહે જોઇએ કે તે શા માટે
જતી રહી ?

રામપ્રસાદ–મ્હે તેની મશ્કરી કરી હતી તેથી

રામપ્રસાદની માતા બોલી ઉઠી –" મ્હારા છોકરાને મશ્કરી
કરવી બહુ ગમે છે હુ તેને વારવાર શિખામણ આપ્યા કરૂ છુ કે
સૌની મશ્કરી કરવી એ સારૂ નથી, પરતુ મ્હારો છોકરો તદ્દન
મૂર્ખ છે ! તદ્દન ભોળો માણસ છે ! ! "

વિષ્ણુપ્રસાદે રામપ્રસાદની માતાને ધમકાવીને કહ્યુ –" તમારાથી
ચૂપ નથી રહેવાતુ કે ' છોકરાને ફાસીને લાકડે ચઢાવવાનોજ તમારો
વિચાર છે કે ' "

રામપ્રસાદની માતા ગભરાઇ જઇને શાત રહી. ફોજદારે
ફરીથી રામપ્રસાદને પૂછ્યુ –" ત્હેં મશ્કરીમા તેને શુ કહ્યુ હતું ? "

રામપ્રસાદ–તે મ્હારી સાથે વાતચિત કરતી નહોતી તેથી હું

વારવાર તેને મ્હારી સાથે વાતચિત કરવાનો આગ્રહ કરતો હતો.

ફોજદાર–તેથી તે શું કરતી હતી ?

રામપ્રસાદ–અરે ફોજદાર સાહેબ! હું શું કહું ? એ તો એવી લુચ્ચી હતી કે હું જે કાંઇ કહેતો હતો તે બધી હકીકત મ્હારા ફોઇને કહી દેતી હતી. કોઇ દિવસે ફોઇ મ્હને ઠપકો પણ આપતા હતા તો કોઇ દિવસે કાંઇ પણ કહેતા નહોતા, અને જ્યારે તેઓ શાંત રહેતા ત્યારે સ્નેહલતા રડ્યા કરતી હતી.

ફોજદાર–પછી ?

રામપ્રસાદ–એક દિવસે તેને મ્હેં જબરદસ્તીથી કહ્યું કે, "જો તું મ્હારૂં કહ્યું કબૂલ નહિ કરે તોપણ હું ત્હારા સતીત્વનો ભંગ કરીશજ–એક દિવસે મધ્યરાત્રે મ્હારા કેટલાક ખેડૂત શિષ્યોની સહાયતાથી હું તને કોઇ ગુપ્ત સ્થાને લઇ જઇશ–જેથી ત્હારૂં કોઇ રક્ષણ કરી શકશે નહિ." પરંતુ એ એવી તો મૂર્ખ હતી કે મ્હારી વાત ખરી માની તે ભય પામીને છ પાંચ અગીઆર ગણી ગઇ!

ફોજદારે વિષ્ણુપ્રસાદ તરફ જોયું. વિષ્ણુપ્રસાદે ક્રોધાવેશમાંજ કહ્યું –"રામપ્રસાદ! સાંભળ, તું અત્યાર સુધી આખા ગામમાં શું કહ્યા કરતો હતો તે તને યાદ છે કે ?"

રામપ્રસાદની માતા બોલી ઉઠી –"ઓ બાપ! તમે તો સારા ગૃહસ્થ માણસ છો ને આમ કેમ પૂછો છો ? પોતાનો ગુન્હો કોઇ પોતાની જાતે કબૂલ કરે ખરૂં કે ?"

ફોજદારે રામપ્રસાદની માતાને ઘણી ધમકાવી તેથી તે મરવા જેવી થઇ જઇને દૂર ખસી ગઇ.

રામપ્રસાદ–હા ભાઇસાહેબ! મ્હારી ભૂલ થઇ છે. હું સૌને એમજ કહેતો હતો કે તે એક છોકરા સાથે નાસી ગઇ છે. મ્હારો આ ગુન્હો માફ કરો, નહિ તો ન્યાયાધીશ સાહેબની છોકરી સાથે મ્હારો વિવાહ થવાનો છે તે બંધ રહેશે!

વિષ્ણુપ્રસાદ–ત્યારે તું સૌને કહેતો હતો એ વાત ખોટી છે ને ?

રામપ્રસાદ–હા, ભાઇસાહેબ!

વિષ્ણુપ્રસાદ—કયી વાત ખોટી છે? ત્હેં કબૂલ કરી તે કે તુ સૌને કહેતો હતો તે?

રામપ્રસાદ—હુ સૌને કહેતો હતો તે

વિષ્ણુપ્રસાદ—તેની સાબિતી શી?

રામપ્રસાદ—સાબિતી મ્હારા ફોઇ જે દિવસે મ્હે તેને મ્હારી સાથે વાત કરવાનો આગ્રહ કર્યો હતો તે દિવસે તેણે મ્હારા ફોઇ પાસે જઇને મ્હારા નામ પર ફરિયાદ કરી હતી, બહુ રડી હતી, પરંતુ ફોઇબાએ કાંઇ કર્યું નહોતુ હુ પણ સ્નેહલતાને જોઇને ચકમ્ બની ગયો હતો, તેથી ..

"બસ કર, હવે કાંઇ બોલીશ નહિ" આમ કહીને વિષ્ણુપ્રસાદે ઘરમા જઇને એક છોકરાને રૂક્ષ્મિણીને બોલાવી લાવવા મોકલ્યો રૂક્ષ્મિણી વિષ્ણુપ્રસાદના મકાનની બ્હાર આવીનેજ ઉભી રહી હતી તે તરતજ હાજર થઇ વિષ્ણુપ્રસાદે તેને પૂછ્યુ —"તુ અહિંજ હતી કે શુ?"

રૂક્ષ્મિણી—હા, મ્હારા સાભળવામા સઘળી હકીકત આવી છે

વિષ્ણુપ્રસાદ—ત્યારે તુ ચચળવહુને પૂછી આવ કે, રામપ્રસાદ ખરી હકીકત કહે છે કે નહિ?

રૂક્ષ્મિણી ચાલી ગઇ સૌ આતુરતાથી તેના પાછા ફરવાની રાહ જોવા લાગ્યા. કેટલાક સમય પછી રૂક્ષ્મિણીએ પાછી આવીને કહ્યુ — "ચચળબા કહે છે કે સઘળુ હુ જાણુ છુ સ્નેહલતાનો કાંઇ દોષ નથી રામપ્રસાદના જુલ્મના ભયથીજ તે ઘરમાથી ગુપચુપ નાસી ગઇ છે જો હુ પ્રથમથી સાવચેત રહી હોત તો આમ થાત નહિ"

આ સમયે વિષ્ણુપ્રસાદે સૌને સબોધીને કહ્યુ —"હવે આપના સૌના જાણવામા આવ્યુ કે, સતી લક્ષ્મીના નામ પર મિથ્યા કલક બેહુ છે! તે જીવતી હોય અગર તો તેણે પોતાના સતીત્વરૂપી અમૂલ્ય ધનનુ રક્ષણ કરવાને માટે મૃત્યુને આલિંગન કર્યું હોય તોપણ તે સતીજ છે દુષ્ટના જુલ્મથી—પાપીના પાપમાથી આત્મરક્ષણ કરવાને માટે તે ગૃહનો ત્યાગ કરી જતી રહી છે, અને તેણે પોતાના સતીત્વ

ધર્મનુ સરક્ષણુ કરી પવિત્રતાનો મહિમા દર્શાવ્યો છે!"

આ વચનો સાભળતાજ સૌના નેત્રોમાથી આસુ ઉભરાઇ જવા લાગ્યા ફોજદારની આજ્ઞાથી એક સિપાઇએ રામપ્રસાદના હાથમાની બેડી કાઢી નાખી સૌ રામપ્રસાદનો તિરસ્કાર કરતા કરતા ચાલ્યા ગયા

રામપ્રસાદ પોતાના હાથ પર પડેલા હાથકડીના ડાઘને જોતા જોતા, રડતો રડતો ઘર તરફ ચાલ્યો ગયો રસ્તે કેટલાક માણુસો તેને 'નિરપરાધીનો નમુનો!' કહીને ખિજવવા લાગ્યા



## પ્રકરણ ૯ મું.



### સતીને માટે સાસરૂં દેવમંદિર છે

સધ્યાનો સમય થવા આવ્યો હતો શીતળ સમીર વહેતો હતો પક્ષિઓ પૃથ્વી પર આહાર શોધીને પોતાના બચ્ચાને મળવાને માટે વ્યાકુળ બની ગયેલા જણુાતા હતા

મદાકિનીની પાડોશમા શારદા કરીને તેની એક સહિયર રહેતી હતી. તેણે બરાબર સધ્યા સમયે મદાકિની પાસે આવીને કહ્યુ– 'મદા! તુ તે બચ્ચુ ક્યા સતાઇ ગઇ'તી? કાલે હુ સાસરે જવાની છુ તેથી આજે તને મળવા આવી છુ"

મદાકિની આ સમયે દીપક સળગાવતી હતી. તેણે કહ્યુ– "આવ બહેન! આજે તુ તો ઘણે દહાડે આ તરફ ભૂલી પડી કાઇ! તુ સાસરે જવાની છુ? સ્રીના મહાતીર્થસ્થાન સ્વરૂપ સાસરે જવાની છુ '"

આટલુ બોલતા બોલતામા તો મદાકિનીના નેત્રોમા આસુ ભરાઇ આવ્યા પ્રથમથીજ તેનુ મુખ મ્લાન હતું, ચિત્ત ચિંતાતુર હતુ, હૃદયમા અસાધારણુ વેદના થતી હતી

શારદાએ કહ્યું–"તું વળી શ્વસુર-સ્થાન પ્રત્યે આટલી બધી ભક્તિ રાખતાં ક્યારથી શિખી?"

મંદાકિની—તું એક વખત ઘરમાં તો ચાલ ઘણા દિવસથી તને મળાયું નથી આ હૃદયમાં કેટલું બધું દુઃખ થાય છે તે તું જાણતી નથી ! ત્હારૂં શરીર આમ છેકજ કેમ સુકાઇ ગયું ?

શારદાનું મુખ મલિન બની ગયું તેણે કહ્યું—' બહેન ! ત્હારા ભાવ જોતા મ્હને ભય લાગે છે શું બન્યું તે કહે તો ખરી ? "

મંદાકિની હાથમાનું કામ પૂરૂં કરી, શારદાને લઇ ઘરમાં ગઇ

શારદા—ત્હારી બહેન આવ્યા છેને ' લગભગ એક માસથી તેમના આવ્યાની વાત મ્હે સાંભળી છે, છતાં બિલકુલ દેખાતા કેમ નથી ?

મંદાકિની—હા, તેમને પ્રસવનો વખત છે તેઓ મ્હોટા ઘરના મહારાણી સાહેબ છે તેથી તેમનાથી હાથ કે પગ કાંઇ પણ હલાવાતું નથી હું હતભાગિની છું—મ્હારો પતિ ગરીબ છે તેથી મ્હોટા બહેનનું કામકાજ, તેમના બાળબચ્ચાનું કામકાજ વગેરે ગદ્ધાવૈતરૂં મ્હારેજ કરવું પડે છે જો મ્હારાથી કદાચ કાંઇ કામ રહી જાય છે તો મા પણ મ્હને ભાંડવામાં બાકી રાખતી નથી તે મ્હને જેમ ફાવે તેમ કહે છે શારદા ! બહેન ! અરેરે ! હું પહેલા જાણતી નહોતી કે પતિની સેવામાજ રમણીનું સમસ્ત સુખ સમાયલું છે સ્હવારથી તે રાત્રિના દશ વાગ્યા સુધી કામ કરી કરીને મરી જાઉં છું—છતાં કોઇ કાંઇ કરવા લાગતું નથી મ્હે પાણી સુદ્ધા પીધું છે કે કેમ તેની કોઇ સંભાળ રાખતું નથી અરેરે ! હું અભાગિની છું—પાપિણી છું એ સમયે હું સમજતી નહોતી કે, ' ભાઇ હોય, મા હોય અગર તો બહેન હોય તો પણ પતિના જેવો સ્નેહ તેમજ દયા રમણીને કોઇની તરફથી પણ મળતા નથી ' તે સમયે હું સમજતી નહોતી કે, પતિના માન માંજ પત્નીનું માન સમાયલું છે હું બિમાર પડી ગઇ હતી ત્યારે તેમણે ઘણું કષ્ટ વેઠીને મ્હારી સેવા ચાકરી કરી હતી દવા દારૂ માટે મહા મુશ્કેલીઓ વેઠીને પણ તેમણે ઘણું ખર્ચ કર્યું હતું પરંતુ હું અભાગિની તેમના પ્રેમને પિછાની શકી નહિ—ગૌરવને સમજી શકી નહિ. હવે હું સારી રીતે સમજી છું તે દિવસે સખ્ત તાવ આવ્યો હતો—દશ દિવસ દુઃખ ભોગવ્યું—ઉપવાસ કર્યા—કોઇએ બરાબર ખવડા-

વચનોની પણ સંભાળ લીધી નહિ ! બહેન ! ત્યારેજ મને કાદંબરીના પુસ્તકમાંનુ એક ગાયન યાદ આવ્યું જો ત્હને પણ તે સંભળાવું.

શારદા—સંભળાવ જોઇએ બહેન !

મંદાકિની—જો સાંભળ —

" પતિ વિના પ્રેમદાના મનના પૂરાય ક્યાંથી કોડ,
કહે સખી પૂરાય ક્યાંથી કોડ
સરજનહારે સરજી જગમાં નર નારીની જોડ (૨)
પશુ પક્ષિ વન વૃક્ષ નિહાળો—સૃષ્ટિ માંહી સઘળે જઇ ભાળો,
નાના મોટા જીવ જંતુમાં, પણ એવી નથી ખોડ—કહે સખી
પતિ ભજ્યે પાતક સહુ ટળતા, અખંડ સુખડાં સેજે મળતા,
પતિ વિના સાહેલી જગમાં, હલાય જીતી હોડ—કહે સખી

બહેન ! હવે હું પતિનું અપમાન કરીને ઘણીજ પસ્તાઉં છું, મારાથી તેમનો વિયોગ સહન કરી શકાતો નથી શું હવે હું તેમની પવિત્ર પ્રેમમયી પ્રતિમાનું દર્શન કરી શકીશ નહિ ?

વર્ષાઋતુમાં ખીલેલા પુષ્પ પરથી ઝાકળના બિંદુ સરી પડે તે પ્રમાણે મંદાકિનીના નેત્રોમાંથી આંસુઓ સરી પડ્યા તેણે રૂદ્ધ કંઠે કહ્યું —" શારદા ! જો સાંભળ, હું હતભાગિની છું—પાપના અગ્નિમાં બળી મરૂં છું મ્હારી સ્થિતિને ધ્યાનમાં રાખજે 'સ્વામિ તથા શ્વસુરપક્ષ સ્ત્રીને માટે આ સંસારમાં કીંમતી સુખ—ભંડાર છે !' સ્વામિની સેવા કરવામાં, ભક્તિ કરવામાં પાછી પ્હાની કરીશ નહિ તેમને તું ત્હારૂં સર્વસ્વ સમર્પણ કરી દેજે મહાત્મા સુરદાસજી જેઓ આગળના વખતમાં એક પ્રખ્યાત ભક્તરાજ થઇ ગયા છે તેમની સ્ત્રીએ પણ એક ઠેકાણે કહેલું છે કે —

" સતી શિર મણી પતિની સેવ, કરીને સુંદરી સોહાતી,
રમણી કાતી કુંદન થાતી (૨)
વિશ્વમાં ખ્યાતી ફેલાતી . . .. સતી
સકળ તિર્થનુ ધામ છે સ્વામી, ગંગા જમુના ચરણે વિશ્રામી;
પતિ પ્રભુ ગુણ ગાતી . .. . . રમણી "

માટે બહેન પતિની સેવા કરવાથી તને અપાર પુણ્યની પ્રાપ્તિ થશે. "

શારદાની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તેણે કહ્યું–"બ્હેન! ત્હારા પતિનો ક્યાંય પત્તો ન લાગ્યો?"

મંદાકિનીએ ઉત્તર આપ્યો–"ના! પરમાત્મા તેમને દીર્ઘાયુ કરો! મ્હારા પર તેમનો અપાર પ્રેમ હતો, પરંતુ હું હતભાગિની છું મ્હેં તેમને જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે તેમણે કર્યું છે! મ્હારા કહેવાથીજ તેઓ વૃદ્ધ માતા, ભાઇ, ભાભીઓ વગેરેથી છૂટા પડીને અહિં આવ્યા હતા! હું સુખી છું એમ વિચારી તેમણે અપાર અપમાન તથા અપાર તિરસ્કાર સહન કર્યાં હતા! તેમની સેવા ચાકરી કરવાનું, તેમની ભક્તિ પૂજા કરવાનું તો દૂર રહ્યું, પરંતુ શારદા! હું જાણું છું કે મ્હેં જે મહાન પાપકર્મ કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત હમણાં હું કરી રહી છું મ્હારા હૃદયમાં જે દુઃખ થાય છે તેનો અંત નથી! શારદા! હવે હું તેમનું દર્શન કરી શકીશ નહિ–તેમના જેવો સ્નેહ તેમજ દયા મ્હારા પ્રત્યે કોઇ દર્શાવશે નહિ તેઓ આંસુ ભરેલી આંખોએ મ્હારી પાસેથી વિદાય થયા છે–વિદાય થયા તે થયા–પાછા આવ્યાજ નહિ! મ્હેં અભાગિનીએ એ સમયે તેમને કાંઇ પણ કહ્યું નહિ–તેમને જતા રોકી પણ રાખ્યા નહિ!"

મંદાકિનીથી વિશેષ બોલી શકાયું નહિ તેનો કંઠસ્વર અટકી જવા આવ્યો.

શારદાએ સહિયરને દુઃખે દુઃખી થઇને કહ્યું–"તું હમણાંજ ત્હારે સાસરે જા ત્યાં જવાથી તને થોડી ઘણી શાન્તિ મળશે"

મંદાકિની–શારદા! મ્હારાજ પાપોને પરિણામે મ્હારા શ્વસુર-પક્ષનો સુખપૂર્ણ સંસાર બળીને ખાખ થઇ ગયો છે સ્વર્ગ સ્મશાન સમાન બની ગયું છે–ત્યાં હમણાં જઇને હું શું કરૂં?

શારદા–તું પૂરો વિચાર કરી જો પરમાત્માનું સ્મરણ કર તેઓ ત્હારા પર કૃપા કરશે, અને ત્હારૂં દુઃખ હરશે ફરીથી ત્હારા પતિદેવ પાછા ઘેર આવશે. તું જા–ત્હારે સાસરે જા

મંદાકિની–પરમાત્માનું સ્મરણ કરવાનો મ્હારો અધિકાર મ્હે જાતેજ ગુમાવ્યો છે 'જે પાપિણીએ પતિને દુઃખ દીધું હોય છે,

પતિનું અપમાન કર્યું હોય છે, જે પાપિણીએ પતિને ભયંકર દુઃખા-ગ્નિમાં સળગાવી દીધા છે એ પાપિણીને પરમાત્માનું સ્મરણ કરવાનો અધિકાર નથી !' મ્હેં જેવું કર્મ કર્યું છે તેવુંજ ફળ મ્હેં ભોગવ્યું છે અને ભોગવું છું—અને હજુ પણ કેટલું ભોગવીશ તેની કલ્પના સુદ્ધાં કરી શકતી નથી !

બરાબર આ સમયે હરિચરણ પોતાના હાથમાં એક પત્ર લઇને હસતો હસતો ઘરમાં આવ્યો. માતા તથા ભગિનીએ મંદાકિનીને બોલાવી મંદાકિની શારદાને સાથે લઇને માતા તથા મ્હોટી બહેન પાસે ગઇ

હરિચરણે હસતા હસતાજ મશ્કરીના સ્વરે કહ્યું —"મા ! ભાગ્ય ફરી ગયું છે ન્હાની બહેનને તેડવાને માટે તેમની સાસુએ ગાડી તથા માણસ મોકલ્યું છે "

હરિચરણની માતાએ કહ્યું —" ઠીક છે પરંતુ પેલા રાવસાહેબના દિકરા ઘેર પધાર્યા છે કે ?"

હરિચરણ—ના જો સાભળ, હું આ પત્ર વાચું છું

આમ કહીને હરિચરણ હાથમાંનો પત્ર વાચવા લાગ્યો —

'સ્વસ્તિશ્રી ગામ વિલાયત મધ્યે મહાશુભસ્થાને અનેક સર્વે ગુણોપમાલાયક સદ્‌ગુણાલંકૃત શેઠજી હરિચરણ વગેરે. છાણીથી લી. તમારા વહેવાણ સરસ્વતીના ઘટિત બીજું અમારા દુર્ભાગ્યની સઘળી હકીકત મ્હારા ધારવા પ્રમાણે તમે સાભળી હશે રામપ્રસાદ તથા તેની માતા અહિંથી ચાલ્યા ગયા છે હવે ઘેર રાખી શકે એવું કોઇ પણ માણસ નથી ચંચળવહુ પુત્રવિયોગથી શોકાતુર રહે છે ! તેથી મ્હેં ગાડી મોકલી છે તોએ ગાડીમા મંદાકિનીવહુને જેમ બને તેમ જલદીથી મોકલી દેજો. રૂક્ષ્મણીને પણ મોકલી છે રમેશચંદ્ર નોકરી પર છે કૃષ્ણચંદ્ર, રજનીચંદ્ર, તથા હરિશ્ચંદ્રના કાંઇ સમાચાર મળ્યા નથી. મ્હારી સ્થિતિ કેવી દુઃખપૂર્ણ છે તે તો માત્ર મ્હારો જીવજ જાણે છે, માટે મંદાકિનીવહુને જરૂર મોકલી દેજો, એજ.

લી. તમારાં વહેવાણ
સરસ્વતીના યથાઘટિત વાંચશો. ".

હરિચરણની માતા ક્રોધથી બ્રહ્મ બની જઇને બોલી ઉઠી – “હા શા માટે ના મોકલુ ? મ્હારી છોકરીને ત્હારી ગુલામગિરી કરવાનેજ હુ મોકલીશ, કેમ ? ! ક્યા છે, રૂક્મિણી ‘ તેને બોલાવો એટલે હુ મ્હારી મદાને મોકલવાની માફ ના પાડી દઉ ”

શારદાએ ધીમેથી કહ્યુ –‘ ના ના કાકી ! એમ ન કરો મદાને સાનદે જવા દ્યો સાસરે જઇને દુઃખી સાસુની સેવા કરવી એ અત્યારે મદાનુ કર્ત્તવ્ય છે. ”

હરિચરણની માતાએ વિશેષ ઉચ્ચ સ્વરે કહ્યુ –“ ત્યારે શુ આટલા દિવસ સુધી મ્હારી પુત્રીએ તેમની સેવા કરી નથી કે ? હમણા મ્હારી મ્હોટી પુત્રીને એક બે દિવસમા પ્રસવ થાય તેમ છે, એટલે હુ મદાને મોકલી દઉ તો અહિનુ કામકાજ કોણ કરે ? ”

મૃદુ પરંતુ દઢ સ્વરે મદાકિનીએ કહ્યુ –“ હુ તો સાસરે જઇશ ”

માતા –જવુ હોય તો ભલે જા, પરંતુ પાછી રડતી કકળતી અહિ આવીશ નહિ ! અહિ હવે તને સ્થાન મળશે નહિ, સમજી ‘ પિયર કરતા પણ સાસરાની કિંમત આ કલિયુગની પુત્રીઓ વધારે ગણે એમા કાંઇ આશ્ચર્ય પામવા જેવુ નથી ! ”

મદાકિનીએ માતાના આ વચનોનો કાંઇ ઉત્તર ન આપ્યો તેણે મનમાને મનમા કહ્યું –“ હા હા એમજ થશે–જો એ પવિત્ર તીર્થમા મ્હને સ્થાન નહિ મળે તો પછી હુ મ્હારૂં સ્થાન સરિતા-માંજ કરી લઇશ ”

આ સમયે રૂક્મિણી પણ તળાવ પર ન્હાવા ગઇ હતી ત્યાથી સ્નાન કરીને આવી પહોચી

સધ્યાને વિશેષ વિલબ નહિ હોવાથી શારદાએ કહ્યુ –“ મદા-કિની ! ત્યારે તુ જઇશને ? ”

મદાકિનીએ આસુ ભરી આંખોએ શારદા તરફ જોઇને નમ્ર પરતુ દઢ સ્વરે કહ્યુ –“ હા, હુ અવશ્ય જઇશ કોઇનું કહ્યુ પણ સાભળનાર નથી, આ ભય કર દુ ખાગ્નિમા હવે વિશેષ બળી મરનાર નથી.

છઠ્ઠો ખંડ સમાપ્ત.

# મિલન-મંદિર.



ખંડ સાતમો.

## કર્મ-ફળ. (ચાલુ).

અને

## મિલન-મંદિરની સ્થાપના.

# ખંડ ૭ મો.

## પ્રકરણ ૧ લું.

### ખૂની કોણ : રાજાસાહેબ !

લાંબા સમયના અતૃપ્ત આકાંક્ષા, તથા વ્યર્થ પ્રયાસે પુષ્પાવતીના હૃદયમાં જે દુ:ખ જાગ્રત કર્યું હતું તે દુ:ખમાં હરિશ્ચંદ્રનું લોહી રેડાયાથી ઘણો વધારો થયો. તેનું દુ:ખ સુતીક્ષ્ણ, અસહ્ય તેમજ ગંભીર બની ગયું. અત્યાર સુધી તેણે વિનાસ–વાસનાની સેવાથી ઉન્મત્ત બની જઇને કોમળ સ્વર્ગીય પવિત્ર પ્રવૃત્તિને અવિચારથી પોતાના ચરણો નીચે છુંદી નાખી છે. તેણે અંતે માત્ર એકલા હરિશ્ચંદ્રનેજ પોતાના હૃદયમાં સ્થાન આપ્યું હતું, પરંતુ તેના પર પોતાનો કેટલો પ્રેમ છે તેનો એ પૂરો નિશ્ચય કરી શકી નહોતી. હરિશ્ચંદ્રનો હમ્મેશાને માટે વિયોગ થતાં પોતાને દીવાની, ઉન્માદિની બની જવું પડશે એમ તેને માલૂમ નહોતું. જો એમ માલૂમ હોત તો તે હરિશ્ચંદ્રની હત્યા કરવાનું કારસ્થાન રચત નહિ. એ સમયે તો તેણે એમજ વિચાર્યું હતું કે "હરિશ્ચંદ્રની હત્યા કરવાથી પોતાના સમસ્ત દુ:ખનો અંત આવશે!" વળી આજકાલની નવલકથાઓમાં પણ જે પ્રેમાતુર નાયિકા નાયકને મેળવી વિષય સુખ મેળવી શકતી નથી તો પછી તેનો પ્રેમ પ્રચંડ વૈરમાં બદલાઇ જાય છે, અને રમણી ભયંકર રાક્ષસી બની જાય છે. પુષ્પાવતીને પણ નવલકથાઓ વાચવાનું કાર્ય વિશેષ પ્રિયકર હોવાથી તેના મનમાં આવી ભાવના ભરાઇ જાય એ સંભવિત છે. હરિશ્ચંદ્રનો વિનાશ થયાથી પોતાનું જીવન પણ વ્યર્થ થઇ પડશે, અને પોતાને પશ્ચાત્તાપના અગ્નિમાં બળી મરવું પડશે એવો તેને પ્રથમ વિચાર સુદ્ધાં નહોતો આવ્યો. સર્પિણી કોઇ મનુષ્યની

જીવનલીલાનો અંત લાવવાનો નિશ્ચય કરીને, એ નિશ્ચયનું હૃદયમા પોષણ કરી રાખી દશ દેતી નથી–તેટલા કદાચ વિચાર પણ કરતી નથી, તે તો ગુસ્સે ભરાતાજ દશ દઇને નિશ્ચિંત થાય છે!

પુષ્પાવતી કોઇ પણ પ્રકારે હૃદયને સ્થિર કરી શકતી નહોતી નોકરે સ્નાન કરવાનું કહ્યું, રસોઇયાએ આહાર કરવાની પ્રાર્થના કરી પરંતુ તેણે સ્નાન કે આહાર કાંઇ કર્યું નહિ એ સમયે તેના નેત્રો લાલચોળ થઇ ગયા હતા વેશ વિચિત્ર હતો, ચોટલો વિખરાયલો હતો

રજનીચન્દ્રના ચાલ્યા ગયા પછી તેણે નોકરને રાજાસાહેબને ત્યાના સમાચાર લઇ આવવા મોકલ્યો. તેણે ત્યા જઇ આવીને સમાચાર આપ્યા કે–' રાજાસાહેબની સ્ત્રી પણ ગળે ફાસો ખાઇને મરી ગઇ છે!"

પુષ્પાવતીનું વ્યાકુળ હૃદય વિશેષ વ્યાકુળ બની ગયુ બરાબર ત્રીજા પ્રહરે નોકરની ઘણી વિનતિથી તેણે બે કોળિયા ભોજન કર્યુ, અને માત્ર એક પ્યાલો પાણી પીધુ

સન્ધ્યા સમય પછી તે શાન્ત રહી શકી નહિ તેણે નોકરને પોલિસ ગેટ પર મોકલ્યો, તથા પોલિસ ઇન્સ્પેક્ટરને જલદીથી પોતાને મળી જવા તથા ખૂન સબન્ધી પોતે ઘણી હકીકત જાણે છે એમ કહેવડાવ્યુ

સમાચાર મળતાજ પોલિસ ઇન્સ્પેક્ટર પુષ્પાવતી પાસે આવી પહોચ્યો પુષ્પાવતીની મૂર્ત્તિ જોઇને તે સમજી ગયો કે, આ રમણીનુ ચિત્ત બરાબર સ્વસ્થ નથી કદાચ એણે જાતેજ ખૂન કર્યું હશે, અને અંતે પોતાના પાપકાર્યના પશ્ચાત્તાપથી પોતાના ચિત્તની અશાન્તિને લીધે તે ખૂન કરેલુ કબૂલ કરશે, અગર તો આ ખૂન સંબન્ધીના કારસ્થાનમા તે સામેલ હશે

પુષ્પાવતીએ ગભીર મુખે તેમજ ઉદાસ સ્વરે કહ્યુ –" ઇન્સ્પેક્ટર સાહેબ! એ નથી–હવે આવશે પણ નહિ–તેની હત્યા કરનાર કેદ પકડાય–શિક્ષામા સપડાય એજ મ્હારી ઇચ્છા છે."

ઇન્સ્પેકટર-મ્હારી પણ એમજ ઇચ્છા છે, પરંતુ કાંઇ પણ આધાર મળી આવ્યા સિવાય ખૂનીને કેવી રીતે પકડવો ?

પુષ્પાવતી-આધાર ! હું તમને સઘળી હકીકત જણાવું છું

ઇન્સ્પેકટર-જણાવોને, હું હમણાજ ખૂનીને કેદ કરીશ-કોણ છે ખૂની ?

પુષ્પાવતી-રાજાસાહેબ

ઇન્સ્પેકટર-રાજાસાહેબ ! ?

પુષ્પાવતી-જી, હા

ઇન્સ્પેકટર-તેઓ પોતે ! ?

તેઓ પોતે નહિ તો તેમનોજ કોઇ માણસ તેમને કેદ કરશો એટલે સઘળી હકીકત તમે જાણી શકશો.

ઇન્સ્પેકટર-મ્હને કૃપા કરી સઘળી હકીકત સ્પષ્ટ રીતે કહો.

પુષ્પાવતી-રાજાસાહેબની પત્ની સાથે હરિશ્ચંદ્રનો ગુપ્ત સબંધ હતો. બન્ને એક બીજાને ચ્હાતા હતા આ પ્રકાર રાજાસાહેબના જાણવામા આવ્યાથી તેમણે હરિશ્ચંદ્રનુ ખૂન કર્યું છે, અને તેમણે પોતાની પત્નીને સખ્ત માર માર્યો તથા તેને કેટલાક એવા ખરાબ વચનો કહી સભળાવ્યા કે જેથી ગુસ્સાના, ક્ષોભના તેમજ અભિમાનના આવેશમાજ તેમની પત્નીએ ગળે ફાંસો ખાઇને આપઘાત કર્યો.

ઇન્સ્પેકટર-મ્હારી ધારણા પણ એવીજ છે, પરંતુ પ્રમાણ સિવાય રાજાસાહેબને કેવી રીતે કાયદાની બારીમા પકડી શકાય ?

પુષ્પાવતી-પ્રમાણ ! પ્રમાણો જોઇએ એટલા છે

ઇન્સ્પેકટર-શા શા છે ? કહો જોઇએ ?

આ સમયે પુષ્પાવતીએ ઇન્સ્પેકટરને અનેક પ્રમાણો કહી સભળાવ્યા. પુષ્પાવતીના હૃદયમા જે નરકાગ્નિ સળગી ઉઠ્યો હતો. તે નરકાગ્નિની પ્રચંડ શિખાઓ સ્વરૂપજ આ પ્રમાણ હતા. ' મનુષ્યના પ્રાણમા એક વખત પાપની પ્રતિષ્ઠા થતા તેનુ પાપ ધીમે ધીમે વધતુંજ જાય છે ! '

સઘળી હકીકત સવિશેષ લક્ષ્યથી સાભળી લઇને ઇન્સ્પેક્ટરે કહ્યુ -" હવે હુ આપના પ્રમાણોને અનુસરીનેજ તપાસ ચલાવીશ, અને મ્હારી તપાસનું જે પરિણામ આવશે તે હુ તમને યથા સમયે જણાવીશ."

આમ કહીને ઇન્સ્પેક્ટર ચાલ્યો ગયો



# પ્રકરણ ૨ જું.

## દિવ્ય-અગ્નિ.

" અહાહા ! ઈશ જુગારે, ચડયો તો દાવ શો ત્યારે !
પડયો પાસો હવે ઉધો ! ફકીરી આ રહી મ્હારે ! " કલાપી

રજનીચદ્ર બીજે દિવસે સ્હવારે ઘેર આવી પહોચ્યો જે ઓરડામા પુષ્પાવતી સૂઇ રહેતી હતી ત્યા જઇને જોયુ તો, તેણે પુષ્પાવતીને એક સોફા પર ઉન્માદિનીના વેષમા પડી રહેલી જોઇ આ સમયે તે નિદ્રાધીન હતી ! પરતુ તેની નિદ્રા સુખનિદ્રા નહોતી રજનીચદ્ર સ્પષ્ટ રીતે સમજી શક્યો કે પુષ્પાવતી નિદ્રામા ચિત્ર વિચિત્ર સ્વપ્ન જુએ છે-એ સ્વપ્ન દુખદાયક હતા તેનુ મુખ લીલાશ પડતું થઇ ગયુ હતુ તેની નસે નસ અસ્વાભાવિક ઉછળી રહી હતી રજનીચદ્ર સમજ્યો કે-પાર્થિનાનો પ્રવાહ સ્વપ્નરૂપે વિકાસ મેળવીને પુષ્પાવતીના હૃદયને બાળી દે છે

રજનીચદ્રે પુષ્પાવતીને ઓલાવી પુષ્પાવતી જાગી ઉઠી જલદીથી સોફા પર બેઠી થઇ તેણે ઉદાસ તેમજ ઉન્માદ બની ગયેલા નેત્રાએ ચારે તરફ દૃષ્ટિ કરી તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી રજનીચદ્ર તરફ જોઇને કહ્યુ -" તમે તો હરિશ્ચદ્ર નથી ! તમે શા માટે અહિં આવ્યા છો ? પુષ્પાવતીનો પ્રેમ સ્વીકારવાને ? પ્રેમ ! ખોટી વાત ! તમે તો ઇદ્રિય-સગ્રામના વાહક છો-પ્રેમ-પ્રકાશને લક્ષ્યમા રાખી કેવી રીતે મરવું જોઇએ તે માત્ર હરિશ્ચદ્રજ સમજી શકે છે-તેથીજ તે મહાન્ છે, તે

પવિત્ર છે! તમે જાઓ-હવે ફરીથી આવશો નહિ. મ્હારા સુખપૂર્ણ ધ્યાનનો ભંગ કરશો નહિ

રજનીચંદ્ર-પુષ્પા! તું શું દીવાની બની ગઇ છે?

પુષ્પાવતી-દીવાની? ના ના, અત્યાર સુધી હું દીવાની હતી, હવે શાણી થઇ છું! 'જે મનુષ્ય પોતાના સ્વરૂપને સમજી શકતું નથી તેજ દીવાનું કહેવાય છે! તમે હજી સુધી દીવાના છો પાળેલા કૂતરાની માફક હજી પણ મ્હારી પાછળ પાછળ ભમ્યા કરો છો! શા માટે ભમ્યા કરો છો? પ્રેમની પ્રાપ્તિની આશાથી? હું પ્રેમ કરવાનું સમજી નહોતી-હરિશ્ચંદ્રે પાસેથી સમજી છું-શીખી છું, પરંતુ તે મ્હને શિખવીને તેના મૂળનો નાશ પણ કરીને ચાલ્યો ગયો છે મ્હે ઘણા દિવસથી તેના પ્રત્યેના પ્રેમને મ્હારા હૃદયમાં છૂપાવી રાખ્યો હતો, પરંતુ તમે અજ્ઞાન હતા, અંધ હતા તેથી જોઇ શક્યા નહોતા. હરિશ્ચંદ્ર મહત હતો, પવિત્ર હતો-ને મ્હારા અપવિત્ર હૃદયને કેવી રીતે સ્વીકારી શકે? તમારા જેવા પુરૂષોજ ભૂલે છે! એના જેવા દેવતુલ્ય પુરૂષ કેમ ભૂલ કરે? એના પવિત્ર લોહીથી મ્હે મ્હારા હૃદયના પાપને ધોઇ નાખ્યું છે-હવે હું તમને અડકીશ નહિ. તમે પિશાચ છો-તેથીજ પિશાચિનીના પ્રેમના લોભથી મ્હારી પાછળ પાછળ ભમ્યા કરો છો! શું તમે નથી સાંભળ્યું કે-

> "ફાની છે આ જગત સઘળું અન્ત આ જીવવાને,
> જે છે તે ના ટકી કદિ રહે, સર્વદા કાળ ક્યાંએ,
> શોધી લેને પ્રિય પ્રિય સખે! સર્વદા જે રહેશે,
> આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને!"
>
> કલાપી

આટલું બોલતા બોલતામાં તો પુષ્પાવતીના નેત્રો લાલચોળ થઇ ગયાં તે દાંત સાથે દાંત પીસીને ફરીથી મ્હોટેથી હસી પડી!

આટલા દિવસ પછી રજનીચંદ્રના હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી ઉઠ્યો! તેણે વિચાર્યું-"ખરેખર! હું પિશાચ છું! ખરેખર, હું જે પવિત્ર છે, જે શાંત છે, જે સુશીતળ છે તેનો ત્યાગ કરીને

નરકની પાછળ ફર્યા કરૂં છું. આથી કરીનેજ ભગવાને મ્હારા પાપની શિક્ષા મ્હને કરી હોય એમ લાગે છે! તેથીજ મ્હારી સ્નેહલતા મ્હારા હૃદયમાં અશાંતિનો દુ:ખાગ્નિ સળગાવવાને માટે કુળત્યાગ કરીને ચાલી ગઇ છે! શું તે ખરેખર કલંકિની છે? ના ના તેણે જુલ્મના જોરથી અસ્થિર બની જઇને ગૃહનો ત્યાગ કર્યો છે. ચંદ્રશંકરે કહ્યું છે કે —" પાપી મનુષ્ય મરવાનું સાહસ કરી શકતું નથી! એ વાક્ય ખરૂં છે! અજ્ઞાન અવસ્થામાં પણ સ્નેહલતાએ મ્હને બોલાવ્યો છે ચંદ્રશંકર શિક્ષિત, ધાર્મિક, વિચારવાન છે તેઓ અસત્ય વાત કહે નહિ—તેઓ ભ્રમથી ભૂલે નહિ! ત્યારે તો મ્હારી સ્નેહલતા મ્હારીજ છે!"

હવે પુષ્પાવતી! પુષ્પાવતી મ્હને છેતરતી હતી હું ઇન્દ્રિયનો ગુલામ છું—હું તેનું હૃદય અત્યાર સુધી સમજી શક્યો નહોતો એ પાપિષ્ઠાએ મ્હારા કનિષ્ઠ ભાઇને છેતરવાનો યત્ન કર્યો હતો—પરંતુ તે બુદ્ધિશાળી હતો એ સમજતો હતો કે એ પાપ છે! અરેરે! તેણે આ પાપી નારીની પાપપૂર્ણ પ્રાર્થના કબૂલ કરી નહિ તેથીજ તેના જીવનો નાશ થયો છે!

પુષ્પાવતીએ કહ્યું —" શું વિચારો છો? મ્હારો વિચાર કરો છો? તમે આજથી એમ સમજજો કે પુષ્પાવતી આ દુનીયાથી દૂર થઈ છે—મૃત્યુ પામી છે હવે મ્હારી પાસે ફરીથી કદાપિ આવશો નહિ મ્હે સાંભળ્યું છે કે તમારે એક સદ્ગુણી પત્ની છે, તમે તેની પાસે જાઓ મ્હારે દવાખાનું જોઇતું નથી—તમે તે ચલાવ્યું છે તેથી હું તેને તમારે સ્વાધીન કરૂં છું મ્હારી પાસે જે દ્રવ્ય છે, તે દ્રવ્યની સહાયતાથી હું જીવનના બાકીના દિવસો સુખમાં પસાર કરીશ, હું તમને સ્પષ્ટ કહું છું કે હવે કદાપિ મ્હારી પાસે આવશો નહિ. હું હવે નિશ્ચિંત ચિત્તે એ પરમ પવિત્ર પ્રેમીના પવિત્ર ચરિત્રનું ચિંતન કર્યા કરીશ. હવે મ્હારી પાસે આવવાથી તમારી વિશેષ દુર્ગતિ થશે "

આ સમયે રજનીચંદ્રના હૃદયમાં પશ્ચાત્તાપનો ભયંકર અગ્નિ સળગી રહ્યો હતો. આ સમય ઘણો દુ:ખદાયક હતો! " મનુષ્ય તેના

માયામય જીવનના અસંખ્ય પાપોનું સ્મરણ કરીને ક્ષણ માત્રમા અવ-મગ્ન બની જાય છે માયામય જીવનના ભયંકર અગ્નિમા એક કલાક-માજ બળી ભસ્મ થઇ જાય છે સમસ્ત પાપોનુ તીવ્ર હળાહળ એક ક્ષણ માત્રમા પી જઇને અસ્થિર બની જાય છે! એ શુભ મુહુર્ત ક્યારે આવે છે, તે કોઈ જાણતું નથી. જ્યારે આવે છે ત્યારે મનુષ્ય બળીને પવિત્ર થાય છે—એ અગ્નિ–'દિવ્ય અગ્નિ' કહેવાય છે!"

રજનીચંદ્રના જીવનનો એ શુભ સમય હમણા આવ્યો હતો તે એ દિવ્ય અગ્નિમા બળીને પવિત્ર થયો એ સમયે તેને પુષ્પાવતી રાક્ષસી સમાન માલૂમ પડી તે ચિંતાતુર ચિત્તે દવાખાનામા ગયો ત્યા જઇ કપડા પહેરી સ્ટેશને ગયો, અને ટીકીટ લઇ, ટ્રેન આવતાજ તેમા બેસી દમ્મણ તરફ રવાના થયો.



## પ્રકરણ ૩ જુ.



## સ્નેહલી તરફ પ્રયાણ.

દમ્મણ જઇ પહોચતા સાંજ પડી ગઇ ત્યા જતાજ તેણે સાંભળ્યુ કે સ્નેહલતાની તબિયત ઘણી સારી છે તાવ પણ બીજા દિવસોની માફક વિશેષ પ્રમાણમા આવ્યો નહોતો સ્નેહલતા રોગ શય્યામા બેઠી બેઠી સૌની સાથે વાતચિત કરતી હતી

ચંદ્રશેખરને ત્યા આજે રજનીચંદ્રને એક જમાઇ જેટલુ માન મળતુ હતું. તેના માસીસાસુ તેની સાથે આનંદજનક વાતચિત કરી રહ્યા હતા તથા મનમાને મનમા કન્યા અને જમાઇનો પુનઃ કદાપિ વિયોગ ન થાય એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરતા હતા!

આમ છતા સ્નેહલતાના ચરિત્ર સંબંધી રજનીચંદ્રના અંતઃક-રણમા જે આશંકા ઉત્પન્ન થઇ હતી તે સર્વાંશે દૂર થઇ નહોતી. ચંદ્રશેખરે સંસારમાને સંસારમા વૃદ્ધાવસ્થા સુધીના અનુભવો મેળવ્યા હતા તેથી તેઓ તરતજ રજનીચંદ્રના મનની આશંકા સમજી ગયા.

ભોજન વગેરે થઇ રહ્યા પછી તેમણે રજનીચંદ્રને કહ્યું —"રજનીચંદ્ર ! હવે એક કામ કરવાનું છે !"

રજનીચંદ્ર—શું કામ ?

ચંદ્રશંકર—પતિ પત્નીનો સંબંધ ઘણો પવિત્ર છે એ સંબંધમાં ઘણો દૃઢ વિશ્વાસ હોવો જોઇએ—જો લેશ માત્ર પણ સંદેહ કે અવિશ્વાસ રહે છે તો તે અપાર અસુખનું કારણ થાય છે આથી હું એક વાત કહેવા માગું છું

રજનીચંદ્ર—કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય આપને જે કાંઇ કહેવું હોય તે બેલાશક કહો

ચંદ્રશંકર—સ્નેહલતાનું ચરિત્ર અતિ પવિત્ર છે—તે પોતાના અમૂલ્ય નિધિ સતીત્વનું રક્ષણ કરવાને માટે જીવન સુદ્ધાં વિસર્જન કરવા તૈયાર થઇ હતી, પરંતુ હજુ તમારા મનમાં સંદેહ ઉત્પન્ન થઇ શકે તેમ છે એ સંદેહને પરિણામે તમારા આત્માને ઘણું દુઃખ થાય તેમ છે

રજનીચંદ્ર—આપ જ્ઞાની છો આપની ધારણા ખોટી હોયજ નહિ

ચંદ્રશંકર—અમે તમારા હિતૈષી છીએ, તેથી તમારી આગળ સ્નેહલતાના પવિત્ર ચરિત્રની ખાત્રી કરાવી આપવી એ અમારું કર્ત્તવ્ય છે માટે આપણે બધા રનોલી ગામે જવાની ઇચ્છા રાખીએ છીએ

રજનીચંદ્ર—ત્યાં જવાથી શું થશે ?

ચંદ્રશંકર—સ્નેહલતાએ તેના માસીને જે સઘળી હકીકત કહી છે, તે ખરી છે કે કેમ, તેની આપણે તપાસ કરીશું.

રજનીચંદ્ર—આપ હિતૈષી છો આ સંબંધી આપને જેમ કરવું યોગ્ય લાગે તેમ બેલાશક કરો, કહેવાની જરૂર નથી કે, ભાઇના વિયોગ શોકથી મ્હારૂં હૃદય રાત્રિ દિવસ બળીને ખાખ થઇ જાય છે, પરંતુ આપ કહો છો એ સંબંધીની તપાસ કરવાની પણ જરૂર છે

તરતજ મુસાફરીનો સરસામાન બાંધીને તૈયાર કરવામાં આવ્યો, અને સૌ રાત્રે એક વાગે ઉપડતી પેસેન્જર ટ્રેનમાં રનોલી જવાને માટે નીકળી પડ્યા

રજનીચંદ્ર આ સમયે સ્નેહલતાને મળી શકયો નહોતો. ચંદ્રશંકરે પણ એ સંબંધી સ્નેહલતાને કાંઈ સૂચના કરી નહોતી. તેમણે એવો નિશ્ચય કર્યો હતો કે જયારે સ્નેહલતાના પવિત્ર ચરિત્રની રજનીચંદ્રને ખાત્રી થશે ત્યારેજ તેમનું—પતિ પત્નીનું પ્રેમમિલન વિશેષ આનંદપૂર્ણ થશે રજનીચંદ્ર માત્ર દિલાસો આપ્યા કરતો હતો

---

## પ્રકરણ ૪ થું.

---

### સતીના સતીત્વનો પરિચય

બીજે દિવસે બપોરે બાર વાગે સૌ સ્નેહથી સ્ટેશને ઉતર્યા સ્ટેશનથી ગામ એક માઈલ દૂર થતું હોવાથી બે ગાડીઓ ભાડે કરી, તેમાં બેસી સૌ ગામમાં જઈ પહોંચ્યા પુરૂષ વર્ગ ગોપાળદાસને ત્યાં ઉતર્યો અને સ્ત્રી વર્ગને ગામની ધર્મશાળામાં ઉતાર્યો

થોડા સમય સુધી વિશ્રાંતિ લીધા પછી ચંદ્રશંકરે ગોપાલદાસને પૂછ્યું —" તમારૂં નામ શું ? "

ગોપાલદાસ—ગોપાલદાસ.

ચંદ્રશંકર—થોડા દિવસ પહેલાં તમારે ત્યાં એક છોકરી આવી હતી કે ?

ગોપાલદાસ—ના—ના—અમે ગરીબ

ચંદ્રશંકર—જૂઠું બોલશો નહિ, તેમ કોઈ પણ પ્રકારનો ભય રાખશો નહિ જૂઠું બોલશો તો દુઃખી થશો.

ગોપાલદાસ રડી પડ્યો તેણે કહ્યું —" મહાશય ! એ છોકરીને લીધે તો અમારૂં સત્યાનાશ નીકળી જવા બેઠું છે ? "

ચંદ્રશંકર—શાન્ત થાઓ, અને શું થયું છે તે કહો

ગોપાલદાસ—અરે ! શું કહું મ્હારૂં કપાળ ! આ ગામના પટેલ શંભુપ્રસાદે મ્હારૂં સત્યાનાશ વાળવાની પ્રતિજ્ઞા કરી છે

ચંદ્રશંકર—શા માટે ?

ગોપાલદાસ–આપ જે છોકરીની વાત કરો છો તે છોકરી પ્રભાતકાળે સરિતાના કિનારા પર બેસીને રૂદન કર્યા કરતી હતી મ્હારી સ્ત્રી પાડોશમા રહેતી એક બીજી સ્ત્રી સાથે નદી કિનારે પાણી ભરવા ગઇ હતી. ત્યા એ છોકરીને નિરાધાર સ્થિતિમા રડતી કકળતી જોઇને મ્હારી સ્ત્રી તેને મ્હારે ઘેર લઈ લાવી રસ્તે ગામના મુખી શભુપ્રસાદે એ છોકરીને જોઇ શભુપ્રસાદનો સ્વભાવ સારો નથી–શ્રીમત માણસોનો સ્વભાવ આવો ખરાબ કેમ હશે? તેમણે એક કુલટા વિધવાને અમારે ત્યા મોકલી એ વિધવાએ મ્હારી સ્ત્રીને જે હકીકત કહી તેથી મ્હારી સ્ત્રીના ક્રોધનો પાર રહ્યો નહિ એ છોકરી ઘણી પવિત્ર હતી. તે પણ પેલી વિધવાએ મ્હારી સ્ત્રી સાથે જે વાતચિત કરી તે ગુપ્ત રીતે સાભળી રડી પડી, તથા પરમાત્માનુ સ્મરણ કરી શભુપ્રસાદનો મનમાને મનમા તિરસ્કાર કરવા લાગી

રજનીચદ્ર એક ગાઢ નિશ્વાસ મૂકી સહજ આઘો ખસીને બેઠો

ગોપળદાસ આગળ કહેવા લાગ્યે –“ એ વિધવાએ શભુપ્રસાદ પાસે જઇને મ્હારી સ્ત્રીના ગુસ્સાનુ મીઠુ મરચુ ભેળવીને વિવેચન કર્યું અને શભુપ્રસાદે મ્હને તેમની પાસે બોલાવ્યો. હુ તેમની પસે ગયો એટલે તેમણે મ્હને પૈસાનો લોભ દર્શાવીને એ છોકરી પોતાને સ્વાધીન કરવાનુ જણાવ્યુ, તથા હુ તેમનુ કહેવુ અમાન્ય કરૂ તો તેમણે જબરદસ્તીથી એ છોકરીને પોતાને સ્વાધીન લેવાનો ભય દર્શાવ્યો. મ્હે ઘેર આવીને સઘળી હકીકત મ્હારી સ્ત્રીને કહી સભળાવી. એ પવિત્ર બાળાને પાપિષ્ટ શભુપ્રસાદને સ્વાધીન કરવાની મ્હારી પત્નીએ સાફ ના પાડી તેજ દિવસે રાત્રે એ છોકરી ગુમ થઇ જણાઇ”

ચદ્રશકર–તમે કહ્યું હતુ કે એ છોકરીને લીધે તમારા સર્વસ્વનો નાશ થવા બેઠા છે, તે કેવી રીતે?

ગોપાલદાસ–છોકરી ગુમ તેને થઇ બીજે દિવસે શભુપ્રસાદે મ્હારા પર એવો આરોપ મૂક્યો કે મ્હેજ એ છોકરી નસાડી મૂકી છે એથી તેમણે મારા પર જુલ્મ ગુજારવા માડ્યો છે તેમણે મ્હારા

નામ પર ખોટી રકમ ઉધારી કચેરીમાં ફરિયાદ નોંધાવી છે.

ચંદ્રશંકર—તમે બિલકુલ ડરશો નહિ. તમારો ધર્મજ તમને બચાવશે. 'જે ધર્મનું રક્ષણ કરે છે, તેનું રક્ષણ ધર્મ પોતે કરે છે.' એ પાપિષ્ટ શંભુપ્રસાદને તેના પાપકાર્યની યોગ્ય શિક્ષા મળશે અને અંતે સત્યનો વિજય થશે

પછીથી ચંદ્રશંકરે રજનીચંદ્રને મળીને છાણી જવાનો નિશ્ચય કર્યો, અને તેઓ ધર્મશાળામાં ચાલ્યા ગયા ત્યાં રસોઈ તૈયાર થએલી હોવાથી સૌ જમી પરવારી સાંજના સાત વાગ્યાની પેસેન્જર ટ્રેનમાં બેઠા, અને સ્હાડાચાર વાગે બાજવા સ્ટેશને ઉતર્યા



## પ્રકરણ ૫ મું.

### માતા પુત્રનો મેળાપ

રાત્રિના લગભગ દશ વાગ્યા હતા. સમસ્ત છાણી ગામ શાન્ત હતું મૃદુ વાયુથી વૃક્ષના પાંદડાઓ હાલી રહ્યા હતા ચંદ્રમા પૃથ્વી પર અમૃત વરસાવી રહ્યો હતો. પપૈયા ક્વચિત 'પિયુ પિયુ' ના પોકારો કરતા હતા વિરહિણી લલનાઓ પતિ સંબંધીના વિચારો કરતી કરતી શય્યામાં આળોટતી હતી

ધીમે ધીમે ચંદ્રશંકર, તેમના પત્ની, રજનીચંદ્ર, સ્નેહલતા અને બીજા નોકર ચાકરો રજનીચંદ્રના ઘર પાસે પહોંચ્યા ઘરનું મુખ્ય-દ્વાર બંધ હતું બહારથી સાંકળ ખખડાવી રજનીચંદ્રે માતાને બૂમ મારી

હજી પણ ઘરમાં દીપક સળગતો હતો રજનીચંદ્રની માતા, જયંતી, ચંચળ મંદાકિની તથા રૂક્ષ્મણી વગેરે હજી સુધી જાગતાં હતા. તેઓ બેઠા બેઠા વાતચિત કરી રહ્યા હતા રમેશચંદ્ર પણ નોકરી પરથી રજા મેળવીને ઘેર આવ્યો હતો

એકાએક પરિચિત મધુર શબ્દ "મા" સાંભળીને સરસ્વતી આશ્ચર્યમાં પડી ગઈ વાછરડાથી વિયોગી થએલી ગાય વાછરડાનો અવાજ સાંભળતાંજ એકાએક અધીરી બની જાય છે તેજ પ્રમાણે રજનીચંદ્રની

બૂમ સાભળી સરસ્વતી અધીરી થઈ ગઇ તેણે અધીરાઇથી રૂક્મિણી તરફ દૃષ્ટિ કરી કહ્યુ –" જો જોઇએ રૂક્મિણી ! મારો રજની આવ્યો હોય એમ લાગે છે, તેના જેવાજ અવાજે ' મા ' કહીને મ્હને કોઇએ બૂમ મારી ! "

આ સમયેજ રજનીચદ્રે ફરીથી બૂમ મારી –" મા ! "

જયતી બોલી ઉઠી – ' રજનીચદ્રભાઇજ આવેલા જણાય છે ! '

રૂક્મિણીએ જલદીથી જઇને દ્વાર ઉઘાડયા રજનીચદ્રે સૌની સાથે ઘરમા પ્રવેશ કર્યો રૂક્મિણીએ સૌને બેસવાને માટે એક શેન-રજી તથા તે પર રજાઇ પાથરી રજનીચદ્રે માતાના ચરણોમાં નમી પડી પ્રણામ કર્યા માતા મ્હોટેથી રડી પડી. રજનીચદ્ર પણ રડી પડયો માતા રડી–સુકુમાર તથા સ્નેહલતાને માટે ત્યારે રજનીચદ્ર રડયો હરિશ્ચદ્રને માટે. પરતુ રજનીચ માતાને એ દુ ખપૂર્ણ વાત જણાવી નહિ માતાએ વિચાર્યું, સુકુમાર તથા સ્નેહલતા છે માટેજ રજની રડે છે અને તેણે રજનીચદ્રને હરિશ્ચદ્રના સમાચાર પૂછયા રજનીચદ્રે ધ્રુજતા સ્વરે ઉત્તર આપ્યો કે –' સારો છે ! "

કોલાહલ થવાથી રમેશચદ્ર પણ જાગી ઉઠયો ચદ્રશકરની સાથે સબધ તરીકેની ઓળખાણ જાણવામા આવતાજ તેણે તેમને યોગ્ય આદર સત્કાર આપ્યો. તેણે પોતાની સસાર–સ્થિતિની સઘળી હકી-કત વિસ્તારથી ચદ્રશકરને કહી સભળાવી. સઘળી હકીકત સાભળી લીધા પછી ચદ્રશકરે કહ્યુ –" આ દુસ્થિતિનુ, આવી અશાન્તિ ઉત્પન્ન થવાનુ, તથા તમારા સસાર સુખનો વિનાશ થવાનુ કારણ તમેજ છો સસારમા ધૈર્ય, વિચાર તેમજ દૃઢતાથી જો કામ કરવામા આવતું નથી તો તેનું આવુજ પરિણામ આવે છે ગમે તેમ હોય પરતુ હવેથી સાવચેત રહેજો. "

રમેશચદ્રે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુ –" હોલવાઇ ગયેલા દીવામા તેલ પૂરવાથી શુ ફળ મળે છે ? "

આ સમયેજ વિષ્ણુપ્રસાદ ત્યા આવી ચઢયા. રમેશચદ્રે ચદ્ર-શકરની વિષ્ણુપ્રસાદ સાથે ઓળખાણ કરાવી. ઓળખાણ થતાજ

વિષ્ણુપ્રસાદે રમેશચંદ્ર તરફ દૃષ્ટિ કરીને કહ્યું –" આજે તેઓ આપણે ત્યાં પધાર્યા છે તેથી આપણું ઘર પાવન થયું છે, તોપણ મ્હોટા દુઃખની વાત એ છે કે–"

વિષ્ણુપ્રસાદને બોલતા અટકાવીને ચંદ્રશંકરે કહ્યું –" મ્હારી કન્યા સ્નેહલતા મ્હારે ત્યાં આનંદમાં છે એને માટે ચિંતા કરશો નહિ. હું એટલા માટેજ અહિં આવ્યો છું "

આ વચનો સાંભળી સૌ આનંદ પામ્યા ચંદ્રશંકરે સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી એ હકીકત સાંભળી વિષ્ણુપ્રસાદે મલકાતે મુખે કહ્યું –" જે મનુષ્ય ધર્મનું રક્ષણ કરે છે તે મનુષ્યનું ધર્મ જાતે રક્ષણ કરે છે. દુનિયાના લોકો! તમે શિખો કે, ધર્મ કદાપિ ધાર્મિક મનુષ્યનો ત્યાગ કરતો નથી "

આમ કહીને તેમણે રામપ્રસાદના સઘળા કુકર્મોની હકીકતનું અથેતિ વર્ણન કર્યું પછીથી ચંદ્રશંકરે રજનીચંદ્રને પૂછ્યું –" કેમ, સાંભળ્યું કે ?"

સઘળી હકીકત સાંભળીને રજનીચંદ્ર મસ્તક નમાવ્યું તે કાંઈ પણ બોલ્યો નહિ રજનીચંદ્રની માતા, જયંતી, રૂક્મિણી વગેરેને અપૂર્વ આનંદ થયો રૂક્મિણીએ આ દુર્ઘટનાના મૂળ રામપ્રસાદનો મનમાંને મનમાં ઘણો તિરસ્કાર કર્યો

વિષ્ણુપ્રસાદે રમેશચંદ્રને કહ્યું –" ત્યારે ચાલો, હવે આપણે બધા એક વખત ચંદ્રશંકરના મ્હેમાન થઈ આવીએ. સગાં વ્હાલાંઓને ત્યાં જવા આવવાથીજ અરસપરસના સ્નેહમાં વૃદ્ધિ થાય છે "

ચંદ્રશંકરે પણ ઘણી ખુશીથી સૌને પોતાને ત્યાં આવવાનું કહ્યું. સૌ તેમના કહેવાને સંમત થયા ચંદ્રશંકરે કહ્યું –" હજુ સ્નેહલતાને સંપૂર્ણ આરામ થયો નથી તેથી આપણે દમણ તરફ જલદીથી જઈએ તો જ સારૂં ત્યાં જઈને આપણે ઘણો આનંદ ભોગવીશું "

આથી કરીને બીજે દિવસેજ સૌ છાણીથી ત્રણ ગાઉ દૂર આવેલા વડોદરા સ્ટેશનેથી બપોરની બાર વાગ્યાની ફાસ્ટમાં બેસીને દમણ તરફ જવા નીકળી પડ્યા



## પ્રકરણ ૬ ઠું.

### બંધુ-મિલન અને ઇગ્રેજની ઉદારતા.

એ દિવસનો આનંદ અપૂર્વ હતો સંધ્યા સમયે સૌ દમ્મણ સ્ટેશને ઉતરી ગાડીઓમા બેસી ગામમા ગયા

ઘેર જતાજ માલૂમ પડ્યુ કે, સ્નેહલતાનો તાવ ઉતરી ગયો હતો, તેણે થોડો ઘણો આહાર કર્યો હતો સૌને આવેલા જાણી આનંદઘેલી બની જઇને તેણે પ્રથમ વડિલ મંડળને પ્રણામ કર્યા, અને ત્યાર પછી તેણે જયંતીના કંઠે લપટાઇ જઇને રડવા માડ્યુ જયંતી પણ અશ્રુજળના આવેગને અટકાવી શકી નહિ ત્યાર પછી સાસુ, ચન્દ્રાવહુ, મદકિનીવહુ, તથા વિષ્ણુપ્રસાદના પત્નીએ પણ સૌનો યોગ્ય આદર સત્કાર કર્યો

રજનીચદ્રનો જીવ હજી આનંદમા નહોતો હરિશ્ચદ્રના વિયોગ શોકને તે દૂર કરી શકતો નહોતો વિશેષમા જ્યારે આ સમાચાર માતાના જાણવામા આવશે ત્યારે કોણ જાણે શુ થશે ? એ પ્રશ્નથી તે ચિતાતુર બની ગયો હતો

રજનીચદ્ર ઘરમાથી બ્હાર ઓટલા તરફ જતો હતો એવામા સરસ્વતીએ પૂછ્યુ –" ભાઇ ! અહિથી મુબઇ કેટલુ દૂર છે ?"

રજનીચદ્ર–બહુ દૂર નથી

સરસ્વતી–ત્યારે તો આપણા અહિ આવ્યાના સમાચાર તુ હરિયાને પહોચાડ, મ્હે તેને ઘણા દિવસથી જોયો નથી

રજનીચંદ્ર–પહોંચાડીશ !

સરસ્વતી–વારુ, ત્હારા કૃષ્ણચદ્ર ભાઇનો કાઇ પત્તો લાગ્યો છે કે ?

રજનીચદ્ર–ના, મુબઇમા મ્હે ઘણેખરે ઠેકાણે તપાસ કરી હતી, પરતુ સઘળેથી હુ નિરાશ થયો છુ ભાઇનો પત્તોજ નથી ! મ્હને લાગે છે કે તેમણે મુબઇમા પગજ મૂક્યો નથી

આ વાક્યો સાંભળતાંજ સરસ્વતીના નેત્રોમાંથી આંસુઓ ઉભરાઇ જવા લાગ્યાં ધ્રુજતા સ્વરે તેણે કહ્યું -" અરે રામ! હવે તેની શોધ ક્યાં કરવી ? "

થોડે દૂર મંદાકિની બેઠી હતી તેણે આ વાક્ય સાંભળ્યું તેની આંખોમાં પણ આંસુઓ ભરાઇ આવ્યાં રજનીચંદ્ર બ્હાર જવાને બદલે દિવાનખાના તરફજ ચાલ્યો ગયો ત્યાં પણ તેનું ચિત્ત શાન્ત થયું નહિ તેના મનમાં કૃષ્ણચંદ્ર સંબંધીના વિચારો આવવા લાગ્યા તેણે વિચાર્યું -" અરેરે ! ભાઇનો પત્તો નહિજ લાગે કે શું ? શું તે જીવતો નહિ હોય ? પરંતુ હરિશ્ચંદ્રના ખૂન થયાના સમાચાર પણ જ્યારે માતાના જાણવામાં આવશે ત્યારે શું થશે ? માતાને કેટલું-બધું દુઃખ થશે ? "

ચંદ્રશંકરને ઈંગ્રેજી સાહિત્યનો ઘણો શોખ હતો કેટલાંક ઈંગ્રેજી વર્તમાનપત્રો તથા માસિકપત્રોના તેઓ ગ્રાહક હતા રજનીચંદ્રે વાચન કાર્યમાં મન રોકી જીવને શાંત કરવાના હેતુથી એક નોકર માર્ફત કેટલાંક નવીન આવેલાં વર્તમાનપત્રો મંગાવ્યાં, તથા તેમાંથી એક ઈંગ્રેજી દૈનિક પત્ર લઇને તેણે વાંચવા માંડ્યું

રાત્રિના લગભગ બાર વાગ્યા હતા દિવાનખાનાની દિવાલ પર ટાંગવામાં આવેલું ઘડીઆળ ' ટક ટક ' અવાજ કરી રહ્યું હતું હજી સુધી શયનાલયમાં ચંદ્રશંકર, વિષ્ણુપ્રસાદ, રમેશચંદ્ર વગેરે બેઠાં બેઠાં વાતચિત કરતા હતા

રજનીચંદ્ર સંપાદકની નોંધ વાંચવા લાગ્યો એવામાં એજ દૈનિક પત્રમાં એક ઠેકાણે દૃષ્ટિ પડતાંજ તે ચમક્યો. તે જે ભાગ વાંચીને ચમક્યો તે ભાગ તેણે બે ત્રણ વખત વાંચ્યો. પછીથી એ પત્રને હાથમાં લઇને તે શયનાલયમાં ગયો

રજનીચંદ્રે વર્તમાનપત્રને ચંદ્રશંકરના હાથમાં મૂકી એક ઠેકાણે આંગળી મૂકીને કહ્યું -' આ જુઓ ! એક મહા આનંદના સમાચાર છે !"

ચંદ્રશંકરે ઉત્તેજિત બની જઇને એ લખાણ વાંચ્યું પછીથી આનંદપૂર્ણ મુખે તેમણે રજનીચંદ્ર તરફ દૃષ્ટિ કરીને પૂછ્યું -" કૃષ્ણ-

ચદ્ર તમારા શા સગા થાય છે ?"

રજનીચદ્ર—મ્હારા મ્હોટા ભાઈ થાય છે

રમેશચદ્રે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો —"કેમ, કૃષ્ણચદ્રને શુ થયુ છે ?"

રજનીચદ્ર—જુઓ, આ વર્તમાનપત્રમા આવી હકીકત પ્રસિદ્ધ થઈ છે

આમ કહીને ચદ્રશ કરના હાથમાથી વર્તમાનપત્ર પોતાના હાથમા લઇને રજનીચદ્રે એ હકીકત વાચવા માડી એનો ગુજરાતી ભાવાર્થ આ પ્રમાણે હતો —

"અમે મહા દુ ખની સાથે ગયા અકમા અમારા સહકારી સપાદક મિ જોનસ્ટન સાહેબનુ આકસ્મિક મૃત્યુ થયાના સમાચાર જાહેર કર્યા છે તેમણે મૃત્યુપર્યંત વિવાહજ કર્યો નથી—તેઓ કર્મવીર હતા. દરિદ્રોની સેવા કરતા તેઓ તેમના મૃત્યુ પાછળ એસીહજાર રૂપિયા મૂકી ગયા છે મૃત્યુ સમયે તેઓ એક વીલ કરી ગયા છે તેમની એસીહજાર રૂપિયાની રકમ તથા વીલ વકીલ પાસે છે આ એસીહજાર રૂપિયાની રકમમાથી ચાળીસ હજાર રૂપિયા તેમણે પોતાની જન્મભૂમિ લડનના દરિદ્રાવાસના અધ્યક્ષને દરિદ્રોનુ પોષણ કરવાને માટે આપવાના જણાવ્યા છે તેઓ જ્યારે ગુજરાતમા મુસાફરીએ ગુજરાતી પ્રજાની વિશેષ માહિતી મેળવવા ગયા હતા ત્યારે તેઓ એક વખતે જગલમા સાયકલ પરથી પડી ગયા હતા, અને તેમને ઘણુ વાગ્યુ હતુ એ સમયે એક ગુજરાતી યુવકે નિ સ્વાર્થ ભાવથી તેમની સેવા ચાકરી કરી હતી, અને એ યુવકની સેવા ચાકરીથીજ તેઓ એ ભયકર પ્રસગમાથી બચી શક્યા હતા. એ ગુજરાતી યુવકને તેમણે વીસ હજાર રૂપિયા સ્વાધીન કરવાનુ જણાવ્યુ છે એ ગુજરાતી યુવકનું નામ કૃષ્ણચદ્ર છે તે વડોદરા તાલુકામા આવેલા છાણી ગામનો રહેવાસી છે બાકીના વીસ હજાર રૂપિયામાથી દશહજાર રૂપિયા દુષ્કાળ કમીટીના હાથમા તથા દશહજાર રૂપિયા મિશનરી ફડને દાન આપ્યા છે "

આટલું વાચી રહ્યા પછી રમેશચદ્રે કહ્યુ —" કૃષ્ણચદ્ર ક્યા છે ?

તેણે આ રૂપીયા લીધા છે ?"

રજનીચંદ્ર-તે કાંઇ આ લખાણ પરથી સમજી શકાય તેમ નથી હું આવતી કાલે બપોરની ટ્રેનમાં મુંબઇ જઇશ, તથા ત્યાં આ વર્તમાનપત્રની ઑફિસમાં જઇશ એટલે ભાઇ મુંબઇ ગયા હતા કે કેમ ? તથા ગયા હોય તો ત્યાંથી પાછા કયાં ગયા છે એ સઘળી હકીકત જાણી શકાશે.

રમેશચંદ્ર-ત્યારે તો હવે વિશ્રામ કરીશ નહિ. તું કહેતો હોય તો હું પણ ત્હારી સાથે આવું

આ સમયેજ એક નોકરે બ્હારથી આવીને કહ્યું -" એક ગૃહસ્થ બ્હાર આવીને ઉભા રહ્યા છે, તેઓ દાક્તર સાહેબને મળવા માગે છે "

ચંદ્રશંકરે કહ્યું-" તેઓ વિદેશી છે કે ?"

નોકર-હું કાંઇ જાણતો નથી

ચંદ્રશંકર-તેમને માન સહિત અંદર તેડી લાવ

નોકર-મ્હે તેમને અંદર આવવાનું કહ્યું હતું, પરંતુ તેઓ આવ્યા નહિ તેમણે કહ્યું કે -" હું બ્હારથીજ ડૉકટર સાહેબને મળીને ચાલ્યો જઇશ "

રજનીચંદ્ર તરતજ નોકર સાથે બ્હાર ગયો બ્હાર ઓટલા પાસે એક ગૃહસ્થ રજનીચંદ્રની રાહ જોઇને ઉભો રહ્યો હતો. રજનીચંદ્ર અંધકાર હોવાથી એ ગૃહસ્થને એકદમ ઓળખી શક્યો નહિ તેણે કહ્યું -" કેમ મહાશય ! તમે કોણ છો ? "

ગૃહસ્થ રજનીચંદ્રની છેક પાસે આવ્યો રજનીચંદ્ર ક્ષણભર તેના મુખ તરફ જોઇ રહી તેને ભેટી પડી બોલી ઉઠ્યો.-" ભાઇ ! મ્હોટા ભાઇ ! અમારો બધાનો ત્યાગ કરીને તમે કયાં ચાલ્યા ગયા હતા ? "

કૃષ્ણચંદ્રના નેત્રોમાં પણ આંસુ ભરાઇ આવ્યા. ગદ્દગદ્દ કંઠે તેણે કહ્યું -" મ્હે ઘણી મુસાફરી કરી છે દ્રવ્ય કયાં છે તેની તપાસ કરવાનોજ મ્હારી મુસાફરીનો એક માત્ર ઉદ્દેશ હતો. હમણાં હું મુંબઇ ગયો હતો. કાલબાદેવી રોડ પર ત્હારા નામનું સાઇન બોર્ડ નજરે

પડતા હું આશ્ચર્યમા પડી ગયો હતો હું તપાસ કરવાને અંદર ગયો તો ત્યાજ ત્હારૂ રહેઠાણ માલૂમ પડ્યુ, પરંતુ ત્યા જતાજ મ્હે ઘણા ભયંકર સમાચાર સાભળ્યા. કહે કહે ભાઇ! કે આપણા સૌના સ્નેહનો આધાર હરિશ્ચંદ્ર હવે આ પૃથ્વી પર જીવતો નથી કે શુ? અરેરે! આપણા સાના સર્વસ્વનો વિનાશ થયો છે!"

રજનીચંદ્ર—ભાઇ! શાન્ત થાઓ! માતાજી, મ્હોટા ભાભી તથા રમેશચંદ્ર ભાઇ વગેરે સૌ અહિ આવેલા છે જો આ ભયંકર સમાચાર હમણા તેઓના જાણવામા આવશે તો સાના શોકની સીમા રહેશે નહિં. વળી હરિશ્ચંદ્ર માતાજીને ઘણો વ્હાલો હતો તેથી આ હકીકત માતાજી જાણશે તો તેમનો જીવ બચાવવો પણ મુશ્કેલ થશે

કૃષ્ણચંદ્ર—માતાજી વગેરે અહિં કેમ આવ્યા છે?

રજનીચંદ્ર—આ મકાનના માલિક ચંદ્રશંકર મ્હારા માસાસસરા થાય છે ઘણી હકીકત બની ગઇ છે—ક્રમે ક્રમે તમે સઘળી હકીકત જાણી શકશો. હમણા ઘરમા ચાલો હુ અહિં આવ્યો છુ એની ખબર તમને મ્હારા નિવાસ-સ્થાનેથીજ મળી હશે?

કૃષ્ણચંદ્ર—હા, હુ પરમ દિવસે ત્હારા નિવાસ-સ્થાને ગયો હતો, તેમજ ફરીથી ગઇ કાલે પણ ગયો હતો, ત્યા એક કંપાઉન્ડરે મ્હને કહ્યુ કે—"ડૉક્ટર સાહેબ થોડા દિવસથી દમ્મણ ગામના પ્રખ્યાત જમીનદાર ચંદ્રશંકરને ત્યા એક રોગીની તપાસ માટે ગયા છે, ત્યાથી હજી પણ પાછા આવ્યા નથી" આ સમાચાર સાભળી હુ અહિં આવ્યો આવ્યો છુ

રજનીચંદ્ર—ભાઇ! તમે ભરૂચ તરફ ગયા હતા?

કૃષ્ણચંદ્ર—માત્ર ભરૂચ તરફ નહિ, પરંતુ ગુજરાતના ઘણાખરા સ્થળોએ હુ ફર્યો છું

રજનીચંદ્ર—ભરૂચથી થોડે દૂર આવેલા એક જંગલમા એક સાહેબ સાયકલ પરથી પડી ગયા હતા, એ તમે જાણો છો કે?

કૃષ્ણચંદ્ર—હા, જાણું છુ મ્હે તેમને મ્હારાથી બનતી મદદ કરી હતી પછીથી અમે બન્ને એ સાથેજ એક ગામડે જઇને રાત્રિનો વખત

પસાર કર્યો હતો, અને સ્હવારે તેઓ આગળ મુસાફરી કરી શકે એવો બંદોબસ્ત મ્હેં કરી આપ્યો હતો.

રજનીચંદ્ર—એ સાહેબ એકાએક મરી ગયા છે

કૃષ્ણચંદ્ર—અરેરે ! તેઓ ઘણા ભલા તેમજ પરોપકારી પુરૂષ હતા. તેઓ મ્હારા ભાગ્યના દોષને લીધેજ મરી ગયા છે તેમણે મ્હારી દરિદ્ર સ્થિતિની હકીકત સાંભળીને મુબઈ તેમને મળવાનુ મ્હને જણાવ્યુ હતુ, તથા એક નોકરી મેળવી આપવાનુ પણ કહ્યુ હતુ, પરંતુ મ્હેં થોડા દિવસ તીર્થયાત્રા કરી ચિત્તને શાન્ત કરી મુબઈ જઈ તેમની માર્ફત નોકરી મેળવવાનો વિચાર રાખ્યો હતો. મુબઈ ગયો ત્યારે મ્હને ત્હારૂં નિવાસ-સ્થાન જડી આવ્યુ હુ સાહેબ પાસે જવાના વિચારમા હતો, પરંતુ હરિશ્ચંદ્રનુ ખૂન થયાની હકીકત જાણવામા આવ્યાથી મ્હેં પ્રથમ તને મળવાનો નિશ્ચય કર્યો, અને અહિં ચાલ્યો આવ્યો. હવે એ સાહેબ માર્ફત નોકરી મેળવવાની મ્હારી આશા વ્યર્થ થઈ છે, પરંતુ રજની ! તુ કેવી રીતે આ બનાવ જાણી શક્યો ? એ સાહેબની સાથે ત્હારે ઓળખાણ હતી કે શું ?

રજનીચંદ્ર—ના ના એવુ કાંઈ નહોતુ એ સાહેબ તેમના મૃત્યુ-કાળે તમારા નામ પર વીસ હજાર રૂપિયા પોતાના વીલમા લખી ગયા છે આ હકીકત હમણાજ મ્હને વર્તમાનપત્ર વાચી જોતા માલૂમ પડી છે એ વર્તમાનપત્રમા તમારૂ નામ તથા બીજી પણ કેટલીક હકીકત પ્રસિદ્ધ થઈ છે

કૃષ્ણચંદ્ર—કેવી ઉદારતા ! કેવુ ધન્ય હૃદય ! એક નજીવા સામાન્ય ઉપકારની વાત પણ એ સાહેબ પોતાનુ મૃત્યુ થતા સુધી ભૂલી શક્યા નહિ. જો આમ ન હોત તો પછી તેમની જાતિ જગતમા આટલી બધી ઉન્નત કેમ થાત ?

રજનીચંદ્ર—ભાઈ ! તમે મ્હારી સાથે આવો. રમેશચંદ્રભાઈ, વિષ્ણુકાકા આ શયનાલયમાં છે તમે એક વખત માતાજીને મળો. તેઓ તમારા વિયોગથી વ્યાકુળ બની ગયા છે આપણે આવતી કાલે મુબઈ જઈને તમારા વીસ હજાર રૂપિયા લઈ આવવાની વ્યવસ્થા કરીશુ.

કૃષ્ણચંદ્ર રજનીચંદ્રની પાછળ પાછળ શયનાલયમાં ગયો. રજનીચંદ્રે દ્વાર સમીપ જઇ પહોંચતાંજ કહ્યું -" રમેશભાઇ! જુઓ તો ખરા, કૃષ્ણચંદ્રભાઇ આવ્યાં છે "

" કૃષ્ણચંદ્ર ! " આમ કહીને રમેશચંદ્ર એકદમ ઉભો થવા જતો હતો એવામાં તો કૃષ્ણચંદ્રે તેની પાસે જઇને પ્રણામ કર્યાં બન્ને ભાઇઓ એકબીજાને અપૂર્વ સ્નેહથી આલિંગન કરી નેત્રોમાંથી આંસુઓ સારવા લાગ્યા. એ સ્થાને એ સમય આનંદના તરંગો ઉછળી રહ્યા ચંદ્રશંકર તથા વિષ્ણુપ્રસાદના આનંદની સીમા પણ રહી નહિ.

ત્યાર પછી કૃષ્ણચંદ્રે ઘરમાં જઇને માતાને પ્રણામ કર્યાં માતાની આંખોમાં એટલાં બધાં આંસુ ભરાઇ આવ્યાં કે તેનાથી પુત્રનું બરાબર દર્શન કરી શકાયું નહી. ઘણા દિવસથી હૃદયમાં અટકી રહેલો અશ્રુ-પ્રવાહ પૂરવેગથી નેત્રોમાંથી વહેવા લાગ્યો અંતે તેણે પુત્રના મસ્તક પર પોતાનો હાથ મૂકીને આશીર્વાદ આપ્યો.

જેવા ચંદ્રશંકર ચતુર તેમજ સારાસારનો વિચાર કરનાર હતા તેવાજ તેમના પત્ની હતાં તેમણે વિચાર્યું કે કૃષ્ણચંદ્ર અને મંદાકિનીનો ઘણા દિવસથી વિયોગ થયો હતો તેથી તેમના ઉભયના મનમાં પ્રેમ-મિલનની આશા પ્રબળ થાય એ સાહજિક છે તેથી તેમણે પોતાના મકાનમાંજ પતિ પત્નીનું પ્રેમ-મિલન થાય એમ કરવાનો નિશ્ચય કર્યો

કૃષ્ણચંદ્ર માતાને, રજનીચંદ્રની માસીસાસુને તથા પોતાની બન્ને વડીલ ભાભીઓને પ્રણામ કરીને જ્યારે સુવા જતો હતો ત્યારે એક દાસીએ તેને કહ્યું -" તમે મ્હારી સાથે આવો "

કૃષ્ણચંદ્ર દાસીની પાછળ પાછળ ગયો. દાસીએ એક સુંદર ઓરડાના દ્વાર પાસે ઉભી રહીને કહ્યું -" આ ઓરડામાં તમારી પથારી કરેલી છે; માટે અંદર જઈ નિરાંતે વિશ્રામ લ્યો "

આમ કહીને દાસી ચાલી ગઇ ઓરડાના દ્વાર ઉઘાડી જેવો કૃષ્ણચંદ્ર અંદર પેઠો કે તરતજ ઉન્માદિનીના જેવી બની ગયેલી મંદાકિની તેના પગોમાં નમી પડી, રૂદન કરતા કરતા તેણે નમ્ર

પરંતુ અસ્પષ્ટ સ્વરે પૂછ્યું –" મ્હને ક્ષમા કરશો કે ? "

કૃષ્ણચંદ્ર–કાણુ મંદા ! ? તું શા માટે મ્હારી પાસે ક્ષમા મ્હાય છે ? શુ તને પશ્ચાત્તાપ થાય છે ? મ્હારા કરતા ત્હારા ભાઇની સ્થિતિ સારી છે હું દરિદ્ર છુ મ્હારી પાસે આવતા તને ત્હારી જાત પર તિરસ્કાર ઉપજતો હોય એમ મ્હને લાગે છે !

મંદાકિની–પ્રભુ ! હુ સ્ત્રી જાત છુ, મૂર્ખ છુ પૂર્વે મ્હારૂ કર્ત્તવ્ય સમજતી નહોતી. મ્હારો ધર્મ જાણુતી નહોતી ! તે સમયે હુ સમજતી નહોતી કે ' પતિના સર્વ સુખમાજ પત્નીનું સમસ્ત સુખ તેમજ આલોક તેમજ પરલોકનુ સર્વસ્વ સમાયેલુ છે ' પ્રભુ ! હુ તો તમારી દાસી છુ–સેવિકા છુ હુ અજ્ઞાની છુ, મ્હને ક્ષમા કરો ફરીથી કહો કે –" પ્રિયે ! હુ તને ક્ષમા કરૂ છુ "

કૃષ્ણચંદ્ર–તને આવુ અપૂર્વ જ્ઞાન ક્યાથી મળ્યુ ?

મંદાકિની–સઘળા મ્હારા અંતરના વાક્યો છે હુ તમારા અભાવથી ઉપજતા દુ:ખનો અનુભવ કરી શકી છુ શ્વસુરગૃહનુ માહાત્મ્ય સમજી શકી છુ–તેથીજ હુ પિયરનો ત્યાગ કરી સાસરે ગઇ હતી. હુ ધારૂ છુ કે એ પુણ્યફળથીજ હુ આજે તમને ફરીથી મેળવી શકી છુ

કૃષ્ણચંદ્ર–પણ હુ ગરીબ છુ

મંદાકિની–નહિ નહિ, તમે મ્હારા રાજરાજેશ્વર છો. એક વસ્ત્ર-ના બે ભાગ કરી નાખીને આપણે બન્ને આપણા શરીરોને ઢાંકીશુ. જે બાજરી બાવટાનો ખોરાક મળશે તેને પંચામૃત સમાન માની આરોગીશુ જુઓ સાભળો –

" હું તો ઇચ્છું છું, પતિ તમ્હારી સેવા,
મને અન્ય વિષયથી નહિ કંઇ લેવા દેવા,
મળે છાશ બાકશ ખાઇને પેટ ભરીશું,
મળશે તે જ સંતોષે ગુજર કરીશું.
પતિના એઠા ટુકડા તે મીઠા મેવા .. ..

કંચન નહિ પણ સૌભાગ્ય કાચની ચુડી,
મંગળદોરો એ સતી નારની મુડી;
કાચા સુતરને તારે બંધાયા એવા..
જાડે કપડે પણ અંગ સહુ ઢંકાશે,
પતિ સંગે પર્ણકુટી મહાલય સમ થાશે,
અતિ સ્નેહદ્રષ્ટિએ અમે વેચાયા જેવા—" દિવાનો.

મંદાકિનીની અપૂર્વ ભક્તિ જોઇ કૃષ્ણચંદ્ર વિશેષ વખત સુધી સ્થિર રહી શક્યો નહિ તેણે પત્નીને ગાઢ પ્રેમાલિંગન કરી, તેના ગુલાબી અધરોષ્ઠ પર મિલનના પ્રેમ–ચિહ્ન તરીકે ચુંબન કર્યું '

## પ્રકરણ ૭ મું.

### ભાગ્યોદય

બીજે દિવસે બપોરના બે વાગ્યાના સુમારે કૃષ્ણચંદ્ર અને રજનીચંદ્ર મુંબઇ જઇ પહોંચ્યા તથા ઉપર દર્શાવેલા વર્તમાનપત્રની ઑફિસમા જઇ યોગ્ય તપાસ કરી વકીલ પાસે ગયા રૂપિયા સાહેબના વકીલ પાસે ડિપોઝિટ હતા.

વકીલને ત્યા ઓળખાણ આપી, એક બે માણસોની સાક્ષી આપી રજનીચંદ્રે કૃષ્ણચંદ્રના નામનો ૨૦ હજાર રૂપિયાનો ચેક મુંબઈ બેંક પર લખાવી લીધો

રજનીચંદ્રની એક વખત દવાખાનામા જઇ આવવાની ઇચ્છા હતી પરંતુ કદાચ ત્યા જતાંજ પુષ્પાવતી પોતેજ ફરીને તેવાં વચનો સંભળાવે, અને વડિલ બંધુની હાજરીમા પોતાને શરમાવુ પડે એવી આશંકા થઇ આવવાથી તેણે બીજે દિવસે એકલા આવવાનો વિચાર કર્યો, અને તે દિવસે દમ્મણ જવાનુ નક્કી કર્યું.

સંધ્યા સમયે બન્ને ભાઇઓ ટ્રેનમાં બેઠા. ટ્રેન બરાબર સમયે દમ્મણ જઇ પહોંચી સ્ટેશને ઉતરતાંજ તેમણે જોયુ કે આકાશમા

ઘનઘોર વાદળાઓ એકત્ર થઇ ગયા હતા ચારે દિશાઓમા અંધકાર ફેલાઇ ગયો હતો

ચંદ્રશંકરે ઘેરથી બે ઘોડા મોકલ્યા હતા. બન્ને ભાઇઓ ઘોડા પર સ્વાર થઇને ગામ તરફ જવા લાગ્યા બળવાન ઘોડાઓ વાયુની માફક પૂરવેગથી આગળ વધવા લાગ્યા, છતા રજનીચંદ્ર અને કૃષ્ણચંદ્ર વરસાદ પડતા પહેલા મુકામ પર પહોચી શક્યા નહિ.

ગામ લગભગ અડધો માઇલ દૂર રહ્યું હશે એવામા જોસથી પ્રચંડ વૃષ્ટિ થવા લાગી. ગગનમા ભયંકર ગર્જનાઓ થવા લાગી. વિદ્યુત ચમકવા લાગી. આથી કરીને બન્ને ભાઇઓ ઘોડા પરથી ઉતરી રસ્તા પર આવેલા એક મંદિરમા પેઠા, અને પાણીની ઝાપટથી બચવાને તેમણે મંદિરના બારણા બંધ કરી દીધા.

ક્રમે ક્રમે વૃષ્ટિનું જોસ વધવા લાગ્યુ ગર્જનાઓ વિશેષ થવા લાગી વિદ્યુત્ ક્ષણે ક્ષણે ચમકવા લાગી

ઘણા સમય સુધી આવી રીતે મુશળધાર વરસાદ પડ્યો, છતા અંધકાર તો દૂર થયોજ નહિ. વરસાદ પછીથી ટપક ટપક વરસવા લાગ્યો વચ્ચે વચ્ચે વિજળી પ્રકાશવા લાગી

રજનીચંદ્ર અને કૃષ્ણચંદ્ર મંદિરની અંદર બેસી રહીને હરિશ્ચંદ્રના ખૂન સંબંધીની વાતચિત કરતા હતા, એવામા બ્હારથી કોઇએ બૂમ મારીને કહ્યુ કે –" મંદિરમા કોણ છે ? કૃપા કરીને દ્વાર ઉઘાડો હું મ્હોટા સંકટમા પડ્યો છુ " આ કંઠસ્વર સાભળીને કૃષ્ણચંદ્રે ઘણુજ આશ્ચર્યથી રજનીચંદ્ર તરફ જોયુ, તથા તે બોલી ઉઠ્યો – " રજની ! રજની ! આ તો હરિશ્ચંદ્રનો સ્વર સંભળાયો ને ? "

રજનીચંદ્રે કાઇ પણ ઉત્તર નહિ આપતા તરતજ દ્વાર ઉઘાડ્યા મંદિરમા સળગતા દીપકનો પ્રકાશ બ્હાર સુધી જઇ પહોચ્યો દ્વાર આગળ જે દેખાવ નજરે પડ્યો એ દેખાવ નજરે પડશે એવી પૂર્વે બિલકુલ કલ્પના સુદ્ધા નહોતી આવી કૃષ્ણચંદ્ર આ આશ્ચર્યપૂર્ણ દેખાવ જોઇને ભયથી કંપી ઉઠ્યો. કૃષ્ણચંદ્ર અને રજનીચંદ્ર બરાબર સ્પષ્ટ રીતે જોઇ શક્યા કે, દ્વાર આગળ હરિશ્ચંદ્ર ઉભો છે, અને તેના

ખભા પર સુકુમાર છે! બન્ને જણા જળથી ભીંજાઈ ગયા છે

રજનીચંદ્રે ધ્રુજતા સ્વરે કહ્યુ –"હરિશ્ચંદ્ર! અમે શુ ત્હારી આ પ્રેતમૂર્તિને જોઇએ છીએ? તુ શુ પરલોકના રાજ્યમાથી અમને દર્શન દેવાને આવ્યો છે?"

હરિશ્ચંદ્ર મ્હોટેથી હસી પડ્યો તેણે કહ્યુ –"ના ભાઇ! આપ દમ્મણુ ગામમા છો એવા સમાચાર સાભળવામાં આવ્યાથી હુ મુબ-ઇથી આ તરફ આવ્યો છુ મ્હારી પાસે મ્હારો ગુમ થઇ ગયેલો કંઠહાર સુકુમાર છે હુ થોડા સમય પછી તમને સઘળી હકીકત કહુ છુ વરસાદ પડવો શરૂ થયો ત્યારથી હુ ભીંજાતો આવુ છુ તમે સુકુમારનું શરીર સાફ કરી નાખો"

આમ કહીને હરિશ્ચંદ્રે મંદિરમા પ્રવેશ કર્યો રજનીચંદ્રે ધ્રુજતા હાથે સુકુમારના ગાત્રને સ્પર્શ કર્યો સુકુમાર કૃષ્ણચંદ્રની પાસે ગયો, કારણ કે રજનીચંદ્રને તે વિશેષ ઓળખતો નહોતો.

આ સમયેજ કૃષ્ણચંદ્ર અને રજનીચંદ્ર સમજી શક્યા કે, આ બન્ને પાર્થિવ દેહ છે તેઓ શરીરની છાયારૂપી પ્રેતમૂર્તિઓ નથી

રજનીચંદ્રે કહ્યુ –"હરિશ્ચંદ્ર! પ્રાણાધિક! શુ હુ સ્વપ્ન જોઉં છુ?"

હરિશ્ચંદ્ર–ના ભાઇ! સ્વપ્ન નથી. હુ મરી ગયો નહોતો. જુઓ, સઘળી હકીકત સાભળો. પુષ્પાવતીએ મ્હારૂં ખૂન કરાવવાના હેતુથીજ તે કારસ્થાન રચ્યુ હતું રાજાસાહેબે પોતાના રસોઇઆને બે હજાર રૂપિયા આપવાના ઠરાવી મ્હારૂં ખૂન કરવાનું જુલ્મ ભરેલું કાર્ય તેને સોપ્યુ એ બ્રાહ્મણે રૂપિયા લઇને પાપી થવા ઉપરાત ખૂન કરીને મહાપાપી થવાનું યોગ્ય ધાર્યું નહિ. તેણે ભયંકર રાત્રે દવાખાનાના ઓરડામા પ્રવેશ કર્યો અને મ્હને જગાડીને થોડા દિવસ સુધી છૂપાઇ રહેવાનું જણાવ્યુ જો હુ તે પ્રમાણે નહિ કરૂ તો પુષ્પાવતી મ્હને જીવતો રહેવા દેશે નહિ એમ પણ તેણે જણાવ્યુ હુ થોડા સમય સુધી વિચાર કરીને તેના કહેવા પ્રમાણે કરવાને કબૂલ થયો. શા માટે કબૂલ થયો? આપ જાણો છો? મ્હારી માર્ફત કદાચ આપનુ કાઇ અનિષ્ટ થાય. રસોઇઓ મ્હને ઘરમાથી બ્હાર કાઢી, એક બકરો કાપી

નાખીને તેનું લોહી મ્હારી શય્યામા તથા શય્યાની પાસે રેડી બકરાનો મૃતદેહ લઇને ચાલ્યો ગયો.

રજનીચંદ્ર–કેવુ ભયંકર કારસ્થાન ! એ રસોઇઓ હમણા ક્યાં છે ?

હરિશ્ચંદ્ર–તે ઉપરોક્ત પ્રકાર બન્યો તેને બીજે દિવસે પ્રભાતકાળેજ રાજાસાહેબ પાસેથી બે હજાર રૂપિયા લઈ સ્વદેશમા ચાલ્યો ગયો છે

રજનીચંદ્ર–જવા દે, એ બધી હકીકત પછી સાભળીશુ સુકુમાર તને ક્યાથી મળી આવ્યો ? મ્હે સાભળ્યુ હતુ કે સુકુમારના મૃતદેહને તો સ્મશાનભૂમિમા દેવામા દાટી આવવામા આવ્યો હતો તે પછી તે તને કેવી રીતે મળી આવ્યો ?

હરિશ્ચંદ્ર–હા, જુઓ સાભળો, એજ હકીકત હુ તમને કહુ છુ રસોઇઆએ મ્હને જીવન અર્પણ કરીને જ્યારે ચાલ્યા જવાનુ જણાવ્યુ ત્યારે પ્રથમ તો મ્હે ઘેર જવાનો નિશ્ચય કર્યો પરંતુ ઘેર જવાથી ચિત્ત અનેક પ્રકારે અસ્વસ્થ રહે તેમ હોવાથી હુ દેશાટન કરવાનો વિચાર કરીને બીલીમોરા તરફ ચાલ્યો ગયો બીલીમોરા અને પાગડી વચ્ચે એક નદી આવેલી છે, તથા એ નદીની આસપાસના પ્રદેશમા મ્હોટુ જંગલ આવેલુ છે, હું બીલીમોરા સ્ટેશને ઉતરી કોને ત્યા જવુ તે સબધી કાઇ નિર્ણય કરી શક્યો નહિ, તેથી રેલ્વેની સડક પરજ ચાલવા લાગ્યો. બપોરના બે વાગ્યાનો સુમાર થયો હતો ટ્રેનની મુસાફરીને કારણે મ્હારાથી સ્નાન સધ્યાદિ નિત્યકર્મ કરી શકાયુ નહોતુ નદી આવતાજ હુ તેને કિનારે ગયો અને કપડા ઉતરી સ્નાન કરી લીધુ પછીથી પ્રાણાયામ પણ કરી લીધો એટલામા એક હોડી કિનારે આવી પહોચી. બાલ્યાવસ્થાથીજ મ્હને પ્રકૃતિ ઘણી મોહક લાગતી હોવાથી મ્હને હોડીમા બેસી ગાઉ બે ગાઉ સુધી ફરી આવવાની ઇચ્છા થઇ હોડીવાળાને પણ કંઇ કારણને લીધે ગાઉ બે ગાઉ સુધી જવાનુ હોવાથી તેણે મ્હને નૌકામા બેસાડવાની હા પાડી હુ તરતજ નાકામાં બેઠો અને હોડી ચાલવા લાગી.

માત્ર પા કલાકમાંજ તે દિવસે પણ આજની માફક આકાશ

વાદળાથી ઘેરાઇ ગયું. ગગનમાં મેઘની ગર્જના થવા લાગી. વિજળી ચમકવા લાગી અને વિના વિલંબે મુશળધાર વૃષ્ટિ થવા લાગી. સરિતાના જળમાં પ્રચંડ તરંગો ઉછળવા લાગ્યા નૌકા ડોલવા લાગી એવામાં વાયુનું સખ્ત તોફાન થવાથી અમારી નૌકા ડૂબી ગઇ દિવસનો વખત હોવા છતાં ચારે દિશાએ એટલો બધો અંધકાર ફેલાઇ ગયો હતો કે એ અંધકાર આગળ મધ્યરાત્રિનો અંધકાર જાણે કાંઇજ નહોતો. એક બીજાનું મુખ પણ જોઇ શકાય તેમ નહોતું. તેથી હું તરીને કિનારે જઇ પહોંચ્યો હું જ્યાં આગળ જઇ પહોંચ્યો એ સ્થાને ભીષણ જંગલ આવેલું હતું ચારે દિશાએ ભયંકર વનપશુઓની ભયજનક ચીસો સંભળાતી હતી. એ ચીસો સાંભળીને મ્હેં જીવનની આશાનો ત્યાગ કર્યો એવામાં થોડે દૂર એક દીપક સળગતો મ્હારી દૃષ્ટિએ પડ્યો અંતરમાં આશાનો સંચાર થયો વળી થોડા સમયમાંજ જે સ્થાન આગળ એ દીપક સળગતો હતો એ સ્થાન તરફથી ઘંટ વાગતો હોય એવો સ્વર મ્હારા સાંભળવામાં આવ્યો હું સમજ્યો કે એ સ્થાને અવશ્ય કોઇ માણસ હશે

હું એ દીપક જે તરફ સળગતો હતો તે તરફ ચાલી નીકળ્યો ત્યાં જઇ પહોંચતાંજ એ સ્થળે મ્હેં એક દેવમંદિર જોયું મંદિરનાં દ્વાર ખુલ્લાં હતાં તેથી મંદિરમાંની રાધાકૃષ્ણની મૂર્તિ મ્હારી નજરે પડી મૂર્તિની સામે એક સંન્યાસી મહાત્મા બેઠા હતા એક પાત્રમાં લોબાન સળગી રહ્યો હતો મ્હેં ભક્તિપૂર્વક મૂર્તિને પ્રણામ કર્યાં

રજનીચંદ્ર—સુકુમાર ક્યાંથી અને કેવી રીતે મળી આવ્યો તે તો તું કહેતોજ નથી.

હરિશ્ચંદ્ર—હું એજ કહું છું ઘણા સમય પછી સંન્યાસી મહાત્માની સમાધિનો ભંગ થયો હું ભીજાએલાં વસ્ત્રો પહેરીનેજ બારણા આગળ બેઠો હતો. સંન્યાસીએ પૂજા સમાપ્ત કરીને મ્હારી તરફ દૃષ્ટિ કરી, તથા મ્હારી ઓળખાણ પૂછી. મ્હેં એ મહાત્માને સઘળી હકીકત વિસ્તારથી નિવેદન કરી. મંદિરની પાસેજ બીજો એક આશ્રમ હતો. સંન્યાસીએ એ આશ્રમ તરફ દૃષ્ટિ ફેરવી એક નોકરને બૂમ

મારી. તરતજ નોકર આવી પહોંચ્યો. મહાત્માશ્રીએ એ નોકર પાસે બે ત્રણ વસ્ત્રો મંગાવ્યા. નોકર વસ્ત્રો લઇ આવ્યો એટલે મ્હેં ભીંજાઇ ગયેલાં વસ્ત્રો બદલી નાખ્યા. પછી સંન્યાસી મહાત્માએ મ્હને પ્રસાદ આપ્યો હું એ પ્રસાદ ખાઇ ગયો પછીથી એ રાત્રે એ સ્થાનેજ સુઇ રહ્યો. બીજે દિવસે પ્રભાતકાળે ઉઠીને હું જ્યારે સંન્યાસી મહાત્મા પાસે વિદાય લેવા ગયો ત્યારે મ્હેં તેમની પાસે સુકુમારને જોયો મ્હારૂં હૃદય કંપી ઉઠયું એ કોણ! સુકુમાર છે કે કેમ? હું એ સંબંધી પ્રશ્ન કરવા જતો હતો, પરંતુ કરી શક્યો નહિ. "આ મ્હારા ન્હાના કાકા આવ્યા!" એમ કહીને સુકુમાર મ્હારી પાસે આવી દૃઢતાથી મ્હારા ગળાને વળગી પડ્યો, તથા 'કાકા ઘેર ચાલો' કહેતો કહેતો રડવા લાગ્યો

આ પ્રકાર કેવો આશ્ચર્યપૂર્ણ હશે તેની કલ્પના તમે સહેલાઇથી કરી શકો તેમ છો જે પ્રાણાધિક સુકુમારના મૃત દેહને સ્મશાન-ભૂમિમાં મૂકી આવવામાં આવ્યો હતો તે જ ફરીથી 'ન્હાના કાકા' કહીને મ્હારા કંઠને વળગી પડીને ઘેર આવવા માટે રૂદન કરવા લાગ્યો આટલે બધે દૂર-રાધાકૃષ્ણના મંદિરમાં સંન્યાસી મહાત્મા પાસે એ ક્યાંથી અને કેવી રીતે આવ્યો?

હું આશ્ચર્યથી સંન્યાસી મહાત્માના ચરણોમાં ઢળી પડ્યો અને મ્હેં તેમને સઘળી હકીકત પૂછી સંન્યાસીએ હસીને કહ્યું—'ઇચ્છા-મય પરમાત્મા કઇ ઇચ્છાથી કયું કાર્ય કરે છે તે સમજી શકાતું નથી! તમે તમારા આ ભત્રિજાને જે દિવસે સ્મશાનભૂમિમાં મૂકી આવ્યા હતા તે જ દિવસે દૈવયોગે હું સ્મશાનમાં હાજર હતો. તે દિવસે અમાવાસ્યાની રાત્રિ હતી. હું મુસાફરી કરતો કરતો ત્યાં સુધી આવી ચઢ્યો હતો. અમાવાસ્યાની સાધનાને માટે તે દિવસે મ્હેં સ્મશાનમાંજ આસન માંડયું હતું

મ્હારે એક શબની જરૂર હતી તમે ચાલ્યા ગયા એટલે હું તમારા આ ભત્રિજાનો શબદેહ લઇ આવવાને ગયો. શબદેહ તપાસી જોતાં મ્હને માલૂમ પડયું કે, તે દેહમાં અપાનવાયુ અવિકૃત ભાવે

કાયમ રહેલો છે સર્પદંશનુ ઝેર રોગીના અંગ પ્રત્યંગમા ફેલાઇ ગયુ હતું—તેનો અપાનવાયુ કાયમ રહ્યો હતો 'દોરીથી બાંધેલુ પક્ષી ઉડી જતા તેને દોરી ખેંચી પાછુ પોતાની પાસે લાવવામા આવે છે તેજ પ્રમાણે અપાનવાયુ કાયમ હોય છે તો તેની સહાયતાથી પ્રાણ-વાયુને ખેંચી શકાય છે, અર્થાત્ અપાન આવતા પ્રાણુ આવી શકે છે' હુ સર્પનુ વિષ ઉતારી નાખવાનુ ઔષધ જાણતો હતો મ્હે તરતજ એ ઔષધ બાળકના દેહમા ઉતાર્યું અંતે તેનામા પ્રાણ આવ્યો—તે જીવતો થયો એક વખત મ્હને એવો વિચાર થઇ આવ્યો કે, તપાસ કરીને આ જેનો બાળક હોય તેને હુ પાછો સોપી આવુ વળી ફરીથી એવો વિચાર થઇ આવ્યો કે તેના માબાપોએ તેમજ સગા સબધીઓએ તો તેની માયાનુ બધન કાપી નાખ્યુ છે વળી મ્હારે એક બાળકની જરૂર હતી. હુ પરમાત્માનો ભક્ત છુ મ્હારા દેહનો ત્યાગ થતા મ્હારે એક બાળકની સેવક તરીકે જરૂર હતી આ બાળકનુ પ્રતિપાલન કરીને તેને યોગ્ય ઉમ્મરે મત્ર દીક્ષા દઇને મદિરનો સેવક બનાવવાના વિચારથી હુ તેને અહિ લાવ્યો હતો "

મ્હે વારવાર સન્યાસી મહાત્માને પ્રણામ કરીને કહ્યું—"પ્રભો! જ્યારે અમારા સુકુમારને જીવન આપ્યુ છે ત્યારે પછી અમને પણ જીવન આપો. એને ઘેર લઇ જવાની રજા આપો સુકુમાર અમારૂ સૌનું જીવન-સર્વસ્વ છે "

મહાત્માએ પ્રશાત દૃષ્ટિથી મ્હારા મુખ તરફ જોઇ મ્હોટેથી હસી પડીને કહ્યું—" માયામા મુગ્ધ બનેલા મનુષ્ય! હજી પણ ભ્રમમા ભૂલે છે કે? આ સસારમા કોણ કોનુ છે? સુકુમાર ગયો હતો તેને તમારામાથી કોઇ પણ રાખી શક્યુ નહોતું! ફરીથી તે આવ્યો છે, પરતુ તમારી અસખ્ય બૂમો સાભળીને પણ તે આવ્યો નથી! તો પછી આટલુ બધુ અજ્ઞાન રાખવાની કાંઇ જરૂર?"

હુ શાત રહ્યો સન્યાસી મહાત્માએ કહ્યું—" સુકુમારને લઇ જા, મ્હને કોઇ પણ પ્રકારની હરકત નથી હુ પણ ચાલ્યો જઇશ"

મ્હે પૂછ્યુ !—" પ્રભો! આપ ક્યા જશો?"

સંન્યાસીએ કહ્યું –"પરલોકમાં-આજે રાત્રેજ હું મ્હારા દેહનો ત્યાગ કરીશ. મ્હારૂં આયુષ્ય પૂરૂં થયું છે. મ્હેં સુકુમારનું પ્રતિપાલન કર્યું છે તેથી તેને થોડું ઘણું દ્રવ્ય આપવાની મ્હારી ઇચ્છા છે"

મ્હેં કહ્યું –"મહાત્મન્! સુકુમાર આપનો દાસાનુદાસ છે આપ આપની ઇચ્છાનુસાર કાર્ય કરો. આપના દેહત્યાગની વાત સાંભળી મ્હારો જીવ વ્યાકુળ બની ગયો છે આપના ચરણો પાસે બેસીને ક્રિયાયોગનો ઉપદેશ લેવાની મ્હને ઉત્કટ ઇચ્છા થઇ આવી છે"

સંન્યાસી-હું તને હમણાંજ દીક્ષિત કરીશ-તથા આ પરમ-કૃપાળુ પરમાત્મા વ્રજવાસિ અને માતા રાધાજીની સેવાનો ભાર તનેજ સોંપીશ પરમકૃપાળુ પરમાત્માની પણ એવીજ ઇચ્છા છે, અને તેથીજ તું આજે એકાએક અહિં આવી ચઢ્યો છે

મ્હેં કહ્યું –"પ્રભુ! આપના વચનોથી હું ઘણો સંતુષ્ટ થયો છું, પરંતુ મ્હારે માત્ર એક વાત આપને કહેવાની છે." .

સંન્યાસી-શી વાત?

મ્હેં કહ્યું –પહેલી વાત તો એજ કે મૃત્યુ આપની ઇચ્છાને આધીન છે-તેથી જો થોડા દિવસ સુધી આપ દેહત્યાગ ન કરો તો ન ચાલે કે?

"મૃત્યુ મ્હારી ઇચ્છાને આધીન નથી-અરિષ્ટના * દર્શનથી આજે રાત્રેજ મ્હારૂં મૃત્યુ થશે એમ મ્હને લાગે છે તેથી મૃત્યુ સમયે જીવાત્મા પિતૃમાર્ગે નહિ જતાં દેવમાર્ગે જાય એ હેતુથી હું યોગનું અવલંબન કરીશ-સંધ્યા પછીથી હું સમાધિ ચઢાવીશ. હવે બીજું કાંઇ ત્હારે કહેવું છે?"

---

* મૃત્યુ થવાનું હોય છે ત્યારે થોડા સમય પૂર્વે સ્વભાવ બદલાઇ જણાય છે વિવિધ શારીરિક અને માનસિક વિકારો પણ બદલાતા જાય છે, એ સઘળા વિકારો તથા મૃત્યુના ચિહ્નો-સૌ કોઇ સમજી શકતા નથી; પરંતુ જેઓ સાધક હોય છે, યોગી-હોય છે તેઓ એ વિકારોને સમજી શકે છે. એ સઘળા મરણપૂર્વે થતા વિકારો અગર તો મરણનાં પૂર્વ ચિહ્નો શાસ્ત્રીય ભાષામાં 'અરિષ્ટ' નામથી ઓળખાય છે.

મ્હે કહ્યું –" આપની પાસેથી દિક્ષિત થઇને પરમાત્માની સેવા કરી હું મ્હારા આ માનવ-જન્મનું સાર્થક કરીશ, પરંતુ પ્રભુ! આપની માફક મ્હારી પાસે બિલકુલ ઐશ્વર્ય નથી–આવા જનશૂન્ય ભયંકર જંગલમાં હું કેવી રીતે રહી શકીશ?"

સંન્યાસી–પરમાત્માની ઇચ્છા પોતાનું મંદિર વસ્તીમાં પ્રતિષ્ઠિત થાય એવી હોય એમ જણાય છે તું આ યુગલમૂર્તિને ત્હારા ગામમાં લઇ જઇને પ્રતિષ્ઠિત કરજે તું મ્હારી સાથે આવ એટલે જે દ્રવ્ય દેવતાનું છે તથા જે દ્રવ્ય સુકુમારને આપવાનું છે તે હું તને બતાવું

આમ કહીને સંન્યાસી મહાત્મા મ્હને સાથે લઇને જંગલમાં ગયા. જંગલમાં જઇને એક જુના વૃક્ષનું મૂળ ખોદીને તેમણે સાત પીતળના ઘડા દેખાડીને કહ્યુ –" આમાંના પાંચ ઘડા દેવતાના છે, અને બે મ્હારા પોતાના છે મ્હારા પોતાના બે ઘડા હું સુકુમારને અર્પણ કરૂં છું, તથા દેવતાના પાંચ ઘડાનો ઉપયોગ તું દેવકાર્યમાં કરજે "

ત્યાર પછી ઘડાઓને પાછા પૂર્વ પ્રમાણે દબાવી રાખવાની તેમણે આજ્ઞા કરી, અને મ્હેં મહાત્માની આજ્ઞા પ્રમાણે કાર્ય કર્યું.

મંદિર પાસે આવી પહોચ્યા પછી મહાત્માએ મ્હને સ્નાન કરવાની આજ્ઞા કરી. હું સ્નાન કરી આવ્યો પછીથી પરમાત્માની પ્રતિમા પાસે બેસાડીને મહાત્માએ મ્હને દીક્ષા દીધી મ્હેં નવજીવન મેળવ્યું

ત્યાર પછી દેવતાની પૂજા સમાપ્ત કરી મ્હારૂં નામ ઠામ તથા પિતાના નામ વગેરેની માહિતી મેળવીને સંન્યાસી મહાત્મા કોઇ સ્થળે ચાલ્યા ગયા, તથા સંધ્યા થવાને થોડા સમયનો વિલંબ હતો એવામાં તેમણે પાછા આવી પહોચીને મ્હને એક રજીષ્ટર કરાવેલું દાનપત્ર આપ્યું. મહાત્માએ દાનપત્રમાં દેવતા તથા દેવધન મ્હને સોપ્યું એ સંબંધીનો ઉલ્લેખ કર્યો હતો.

સંધ્યા પછી દેવની આરતિ સમાપ્ત કરી સંધ્યાનો ભોગ પોતાને હાથે ધરાવીને મ્હારા ગુરૂદેવ–પરમાત્માના પરમભક્ત સંન્યાસી મહાત્મા પદ્માસન વાળીને બેઠા મધ્યરાત્રિને સમયે તેમનો આત્મા દેહ ત્યાગ

કરી મોક્ષમાં જઈ પહોંચેલો મ્હને માલૂમ પડ્યો !

બીજે દિવસે પ્રભાતકાળે મ્હે સન્યાસી મહાત્માના પવિત્ર દેહનો સત્કાર કર્યો. ત્યાર પછી શું કરવું, દેવી રીને સુકુમાર, દેવમૂર્તિ તથા પુષ્કળ ધન રત્નાદિ લઇને ઘેર જવું એ વિચારમાં હું ડૂબી ગયો. અંતે મ્હે પોલિસની સહાયતા લીધી મ્હારી પાસેનું દાનપત્ર દેખાડીને એ સમસ્ત દ્રવ્યની તપાસ રાખવાનું કામ પોલિસને સોંપીને હું સુકુમારને સાથે લઇ મુંબઇ આવ્યો મુંબઇ આવવાનો ઉદ્દેશ એ હતો કે આપને સાથે લઇ જઇને સત્રની વ્યવસ્થા કરવી.

મુંબઇ આવતાંજ મ્હે સાંભળ્યું કે તમે દમ્મણ ગયેલા છો પુષ્પાવતી મુઆઇના પોતાના નિવાસ-સ્થાનનો ત્યાગ કરી તેની માતા પાસે ચાલી ગઈ છે રાજાસાહેબની પાછળ પોલિસ ઘણી લાગી રહી હતી તેથી તેમને વિના કારણ જે દુઃખ ભોગવવું પડતું હતું તે દુઃખમાંથી તેમની મુક્તિ કરવાના હેતુથી હું પોલિસને જઇને મળી આવ્યો. હું મરી ગયો નહોતો તેથી રાજાસાહેબ નિર્દોષ ઠર્યા.

મ્હે સઘળી હકીકત તમને કહી સંભળાવી છે હવે તમને યોગ્ય લાગે તેમ કરો કૃષ્ણચંદ્રભાઇ અહિં ક્યારના આવ્યા છે ?

કૃષ્ણચન્દ્ર—હું ગઇ કાલે રાતનો આવ્યો છું—સન્યાસી મહાત્માનું ગુપ્તધન તું પોલિસને બતાવી આવ્યો છે કે શું ?

હરિશ્ચન્દ્ર—ના.

કૃષ્ણચન્દ્ર—ભાઇ ! હું એકલોજ કાંઇ અહિં આવ્યો નથી. માતાજી, મ્હોટા ભાઇ, જયંતીભાભી, ચંચળભાભી, ત્હારા ભાભી તથા રજનીચન્દ્રના પત્ની સૌ અહિં આવેલા છે.

હરિશ્ચન્દ્ર—શા માટે ?

કૃષ્ણચન્દ્રે ટુંકમાંજ કુટુંબની સઘળી હકીકત હરિશ્ચન્દ્રને કહી સંભળાવી. પોતાને વીસહજાર રૂપિયા મળ્યા સંબંધીની હકીકત પણ જણાવી. આ સઘળી હકીકત સાંભળી રહ્યા પછી હરિશ્ચંદ્રે ગ્હોટેથી હસી પડીને કહ્યું —" પરમકૃપાળુ પરમાત્મા જગતના જીવોને કેવા પ્રકારે નચાવે છે ને સમજી શકાતું નથી ! મ્હારા હવે ચાંદની પ્રકાશી

રહી છે વૃષ્ટિ પણ બંધ થઇ ગઇ છે ચાલો આપણે સુકુમારને સાથે લઇ જઇને આનંદની રેલછેલ કરી મૂકીએ "

હરિશ્ચંદ્રે સુકુમારને ઉચકી લીધો. પછીથી ત્રણે ભાઇઓ ચંદ્રશંકરને ત્યાં જઇ પહોચ્યા.

સુકુમાર મળી આવવાથી, તથા સઘળી હકીકત સાંભળવામાં આવ્યાથી એ દિવસે જે આનંદના તરંગો ઉછળી રહ્યા હતા તેનું વર્ણન નિર્જીવ લેખિની વાક્યોદ્વારા કરી શકે તેમ નથી. એની તો માત્ર મનમાં કલ્પનાજ કરી શકાય તેમ છે

ચંદ્રશંકર એ રાત્રેજ રમેશચંદ્ર, કૃષ્ણચંદ્ર તથા હરિશ્ચંદ્રને સાથે લઇને દેવમૂર્તિ તથા ધનરત્નાદિ લઇ આવવાને માટે બીલીમોરા તરફ ચાલ્યા ગયા, અને બીલીમોરા ઉતરી નદી પાસે જઇ નાકા ભાડે કરી દેવમંદિર પાસે જઇ પહોચ્યા.

સુકુમારે હરિશ્ચંદ્રની સાથે જવાની હઠ લીધી હતી એ સમયે ચંચળે હરિશ્ચંદ્રને કહ્યુ હતુ કે –" હરિશ્ચંદ્રભાઇ ! સુકુમારને તમે તમારી સાથે લઇ જાઓ સુકુમાર મ્હારો નથી–તમારો છે એક વખત મ્હે તેને મ્હારો એકલીનો ગણીને ગુમાવ્યો હતો તમે મરી ગયેલા સુકુમારને જીવતો કરી લાવ્યા છો માટે હવે હું તેને મ્હારો એકલીનો ગણીશ નહિ. એ આપણ સૌનું ધન છે " ચંચળે તો આ પ્રમાણે કહ્યું હતું, પરંતુ સુકુમારને સાથે લઇ જવાથી તેને રસ્તે દુઃખ પડશે એમ વિચારીને હરિશ્ચંદ્ર તેને સાથે લઇ ગયો નહિ. આ સઘળા પ્રકારથી ચંદ્રશંકરને અપૂર્વ આનંદ થયો બે દિવસ સુધી તેમને ત્યાં મિલન મહોત્સવ ચાલ્યો વિષ્ણુપ્રસાદના આનંદની પણ સીમા નહોતી.

ચાર પાંચ દિવસ પછી વિષ્ણુપ્રસાદે કહ્યુ –" ત્યારે હવે આપણે ઘેર જઇએ સૌના સ્નેહ–સંમિલનથી પ્રત્યેકના હર્ષની સીમા રહી નથી. "

ચંદ્રશંકરે હર્ષાશ્રુવાળા નેત્રોએ પ્રસન્ન મુખે કહ્યું.–" જગદીશ્વરની કૃપાથી આવી રીતે સૌનુ સંમિલન થશે એવો વિચાર સ્વપ્ને પણ મને આવ્યો નહોતો. આવી અસંભવ કલ્પના મનુષ્યના મનમાં આવી શકે પણ નહિ. આ સઘળી દયાળુ દેવની લીલા છે, વળી સૌને સંસાર

લાગેલો છે તેથી હુ તમને જવાની ના પાડતો નથી, પરતુ આવો આનદ સમસ્ત જીવનમા કદાપિ થયો નથી. "

બીજે દિવસે વિદાય થવાનું હોવાથી સૌએ વેળાસર ભોજન કરી લીધુ વિદાય થતી વખતે ચદ્રશકર તથા તેમના પત્નીએ સૌને પુન કોઇ પ્રસગે આવવાનુ જણાવ્યુ અંતે રમેશચદ્રની માતા સરસ્વતીએ ચદ્રશકર તથા તેમના પત્નીને કહ્યુ –" મ્હે સાભળ્યુ છે કે હરિશ્ચદ્ર છાણી ગયા પછી ત્યા દેવમૂર્તિની સ્થાપના કરવાનો છે મ્હારી એવી અભિલાષા છે કે, જેમના પવિત્ર અને પુણ્યમય પ્રભાવથી અમારૂ સૌનુ સ્નેહ–સમિલન થયુ છે, તે પતિ પત્ની દેવમૂર્તિની સ્થાપના સમયે અમારે ત્યા પધારે "

ચદ્રશકરે આ ઇચ્છાને માન્ય કરી સ્નેહલતા તેના માસીના ચરણોમા પ્રણામ કરી રૂદન કરવા લાગી માસીએ તેના માથા પર ચુબન કરીને તેને આશીર્વાદ આપ્યો ચદ્રશકરે એક રજીષ્ટર કરેલો પત્ર રજનીચદ્રના હાથમા આપ્યો, રજનીચદ્રે પ્રશ્ન કર્યો –" આ શુ છે ?

ચદ્રશકરે કહ્યુ –" તમારા દેશ તરફ લગભગ પદર ગામની અમારી જમીનદારી છે–જેની વાર્ષિક આવક સરકારનો ટૅક્સ ભરતા ચાર પાચ હજાર રૂપિયાની છે એ સઘળી સપત્તિ હુ તમને અર્પણ કરૂ છુ–તેનું આ દાનપત્ર છે "

રજનીચદ્ર આશ્ચર્યચકિત તથા કૃતજ્ઞતા ભરેલી દષ્ટિથી ચદ્રશકરના મુખ તરફ જોઇ રહ્યો વિષ્ણુપ્રસાદ પાસેજ ઉભા રહ્યા હતા તેમણે કહ્યુ –" આપના જેવા ઉદાર આત્માની ઉદારતા પણ અનુપમ જ છે ! "

ચદ્રશકરે હસીને કહ્યુ –" હુ ઉદાર કેવી રીતે ? પુત્રીને બની શકે તેટલી મદદ કરવી એ મ્હારૂ કર્ત્તવ્ય છે મ્હરી સપત્તિની વાર્ષિક આવક ત્રીસ ચાળીસ હજારની છે, તેમાથી પચીસ હજાર પુત્ર માટે રાખ્યા, બે પુત્રીઓને માટે પાચ પાચ હજાર મળીને દશ હજાર, તથા સ્નેહલતાને પાંચ હજાર મળીને મ્હારી સઘળી આવકની મ્હેં સુયોગ્ય

વ્યવસ્થા કરી છે."

વખત થતાજ સૌ સ્ટેશને ગયા અને બપોરની ટ્રેનમા તેમને રવાના કરી ચદ્રશકર પોતાના કુટુબસહ સ્ટેશનેથી ઘેર આવ્યા



## પ્રકરણ ૮ મું.



## મિલન-મદિર.

છાણી ગામમા આવેલા રમેશચદ્રના મકાનમા આજે આનદ કોલાહલ થઇ રહ્યો છે સમસ્ત મકાનને સુધારવામા આવ્યુ છે, સમસ્ત મકાન સુદર જણાય છે ચારે ભાઇઓ એકત્ર થઇને સલાહ સપથી સસારની વ્યવસ્થા કરે છે પાચ વહુઓ સલાહ સપથી સસારકાર્ય કરે છે, ઘરમાનુ પ્રત્યેક માણસ આનદમગ્ન રહે છે અને કર્તવ્ય કરવામા સદૈવ તત્પર રહે છે

આ સમયે હરિશ્ચદ્રનો વિવાહ કરવા માટે ઘણાખરા માણસોએ આગ્રહ કર્યો હતો, પરતુ હરિશ્ચદ્ર કોઇ પણ પ્રકારે સસારના બધનમા બધાવા કબૂલ થયો નહિ તેણે કહ્યુ–મ્હને માત્ર હરિરસ પીવા દો. હુ સસારની પ્રપચ જાળમા પડીને મ્હારૂ જીવન દુખી કરવા નથી ઇચ્છતો પરમકૃપાળુ પરમાત્માની સેવામાજ મ્હારૂ સુખ તેમજ આનદ સમાયલા છે, સુકુમાર આપણો વશધર છે"

સન્યાસીના સોના મહોરોના પેલા સાત ઘડામાથી બે ઘડા સુકુમારને મળ્યા હતા એ દ્રવ્યની સહાયતાથી રમેશચદ્રે જમીનદારી ખરીદવાની શરૂઆત કરી

પાચ ઘડા સોના મહોરો દેવતાની હતી. હરિશ્ચદ્રે એ દ્રવ્યમાથી થોડા ઘણા દ્રવ્યનો ઉપયોગ કરીને એક ભવ્ય તેમજ સુદર મદિર બધાવ્યુ મંદિરની સાથેજ અતિથિશાળા, દરિદ્રાવાસ, મફત ઔષધાલય, તથા એક સસ્કૃત પાઠશાળા કાઢીને યોગ્ય માણસોને તેની વ્યવસ્થા કરવાને નીમ્યા. હરિશ્ચદ્રે ભગવા વસ્ત્ર, ગળામા રૂદ્રાક્ષની માળા

પહેરી, શરીરે વિભુતિ ચોળી, મસ્તક પર જટા રાખી, અને દેવતાની સ્થાયી સેવા ચલાવવાને માટે એ દ્રવ્યમાંથી કેટલીક જમીનદારી ખરીદી તેને દેવોત્તર સંપત્તિ કરી, તથા તેણે જાતે દરિદ્રોની સેવા કરવા માંડી.

તેમના છિન્ન વિચ્છિન્ન થઇ ગયેલા પરિવારની-મુખ્યત્વે કરીને સુકુમારની-મિલન સ્મૃતિ કાયમ રાખવાને માટે એ મંદિરના આગલા ભાગ પર "**મિલન-મંદિર**" એવા સોનેરી અક્ષરો કોતરાવ્યા.

એક વર્ષ પછી 'મિલન-મંદિર'નો મહોત્સવ ચાલુ થયો છે આ મહોત્સવ પર ચંદ્રશંકર તથા તેમના પત્ની આવ્યા છે સઘળા સગા વ્હાલાને આમંત્રણ કરવામાં આવ્યું છે હરિચરણ, તેની પત્ની તથા તેની માતા પણ આ પ્રસંગે છાણી આવ્યા છે

ચંદ્રશંકર પણ ધર્મનિષ્ઠ હતા તેઓ આ મહોત્સવના દર્શનથી ઘણો આનંદ પામ્યા મિલન-મંદિરમાં રાધાકૃષ્ણની સુંદર મૂર્તિની સ્થાપના થઇ છે પ્રતિમાની પાસે પદ્માસનવાળીને નવીન સાધક હરિશ્ચંદ્ર બેઠો છે તેણે ભગવા વસ્ત્રો પહેર્યા છે કંઠમાં રૂદ્રાક્ષની માળા ઝુલી રહી છે અંગ પર વિભુતી ચોળેલી છે જમણા હાથ તરફ પડેલા એક પુષ્પપાત્રમાં વિવિધ પ્રકારના પુષ્પો છે ડાબા હાથ તરફ પૂજા કરવાની સામગ્રી છે ચારે દિશાએ ઘીના દિવાઓ સળગી રહ્યા છે યજ્ઞધૂપથી સમસ્ત મંદિર સુગંધિત થઇ રહેલું છે બ્હાર પંડિતોએ મહાયજ્ઞનો આરંભ કર્યો છે-કોઇ હોમ કરે છે, કોઇ પૂજા કરે છે, કોઇ જપ કરે છે, કોઇ પ્રાણાયામ્ કરે છે, કોઇ ગીતા પાઠ કરે છે મંદિરના ઓટલા પર રમણી મંડળ ભક્તિરસપૂર્ણ ગીતો ગાઇને ગગનને ગજાવી દે છે સિંહદ્વાર આગળ વાજાવાળાઓ વાજા વગાડે છે. ચંદ્રશંકર આ અપૂર્વ દેખાવ જોઇને આમ તેમ ફર્યા કરે છે ફરતા ફરતાં એક બ્રાહ્મણ ભક્તને એક ગાયન ગાતો તેમણે સાંભળ્યો! ચંદ્રશંકરે સ્થિરતાથી ઉભા રહીને એ ગાયન સાંભળ્યું. બ્રાહ્મણ ગાતો હતો કે—

" રે મનમાં આવે તો માનો, પ્રભુ નામ ખરો પરવાનો-રે મન૦ ટેક
શ્રી હરિવરની છાપ પડે તો, અંતે ઉદય થવાનો-રે મન૦
ભવસાગર પારે ઉતરતા, ન નડે નર તોફાનો-રે મન૦

હરિવરનું ખાતું છે તેને, કાળ નથી નડવાનો;
કેશવ હરિ કલ્પદ્રુમ સાચું, શરણ રે'છે શાને ડ—રે મન૦ ”

કેશવકૃતિ.

ગાયન સાંભળી નેત્રોમાં ભરાઇ આવેલું અશ્રુજળ સાફ કરી નાખી ચંદ્રશંકર ભોજનશાળા તરફ ગયા તો ગરીબ તેમજ દરિદ્ર માણસોથી તેમને ભોજનશાળા ભરાઇ ગયેલી માલુમ પડી જયતી, ચંચળ, મંદાકિની, તથા સ્નેહલતાએ મળીને વિવિધ પ્રકારની રસોઇ બનાવી છે

આવી રીતે દેવમંદિરની સ્થાપનાના મહોત્સવમાં કેટલાક દિવસો પસાર થઇ ગયા ક્રમે ક્રમે સઘળા સગા વ્હાલા પોત પોતાને ઘેર ચાલ્યા ગયા આજે ચંદ્રશંકર પણ જવાના છે તેમણે વિદાય થતી વખતે રમેશચંદ્રના કુટુંબના સઘળા માણસોને પોતાની પાસે બોલાવીને કહ્યું —“ હું હવે વિદાય થાઉં છું, જો કે અહિં રહેવાથી મ્હને ઘણો આનંદ થાય છે, પરંતુ ત્યાં ગયા વિના પણ કાંઇ ચાલી શકે તેમ નથી હું જતી વખતે તમને બે શબ્દો કહેવાની ઇચ્છા રાખું છું, તો મ્હારા શબ્દોને ધ્યાનથી સાંભળો. “ જુઓ, તમે પોત પોતાનો સ્વાર્થ સાધવા જતાં તમારા સંસારને કેવો દુઃખપૂર્ણ કરી નાખ્યો હતો ? ‘ ઝાઝા હાથ રળિયામણા ’ વળી એ કહેવત પ્રમાણે તમે ચારે ભાઇઓ એક બીજાની સાથે સલાહ સંપ રાખી તમારો સંસાર ચલાવશો તો તમારા સુખની સીમા રહેશે નહિ તમે એમ ન સમજતા કે, તમારી સૌની સ્વાર્થવૃત્તિથીજ તમારી આટલી ઉન્નતિ થઇ છે તમે એવા ભ્રમમાં પડી જાઓ તેમ હોવાથીજ મ્હારે તમને પ્રથમથીજ સાવધાન કરવા પડે છે તમે કદાચ એમ ધારો કે, તમે બધા પોત પોતામાં સ્વાર્થ સાધવાને અગ્રેસર ન થયા હોત તો તમને આટલા બધા દ્રવ્યની પ્રાપ્તિ થાત નહિ. જો આવી ધારણા રાખશો તો ફરીથી તમારી અધોગતિ થયા સિવાય રહેશે નહિ. તમે જે પાપ કર્યાં હતાં તેનું પ્રાયશ્ચિત્ત તમારે કરવું પડયું છે—પશ્ચાત્તાપથી તેનું પ્રાયશ્ચિત્ત થયું છે. પછીથીજીના આશ્રમમાં જે 'નિર્માણ થયું હતું

તેને તે મળ્યુ છે

સુકુમારે મરી જઇને એમ દર્શાવ્યુ છે કે, કુટુબને દુખી કરી કોને માટે દ્રવ્ય એકઠુ કરવુ ? જો કોઇને માટે સચય કરવાના હેતુથી બીજાઓને દુખ દેવામા આવે છે તો જેને માટે સચય થાય છે, તે જ વ્યક્તિ આ સસારમાથી અદ્રશ્ય થાય છે અનેક પ્રકારના યત્નોથી અદ્રશ્ય થયેલી વ્યક્તિ પાછી લાવી શકાતી નથી. સુકુમારે આવો પ્રકાર દર્શાવ્યો છે વિશેષમા ‘ ભાગ્યજ સૌનુ મૂળ છે ’ જેના ભાગ્યમા જે મળવાનુ નિર્માણ થયુ હતુ તેને તે મળ્યુ છે, નહિ તો સુકુમારને બે ઘડા સોના મહોરો ક્યાથી મળે ? તમે સૌ મળીને પણ તેને માટે આટલુ બધું દ્રવ્ય એકઠુ કરી શકત કે ?

હરિશ્ચદ્ર તમારા વશનુ તિલક છે તેનાજ સયમ-બળથી આજે વનવાસી દેવતા તમારે ત્યા પધાર્યા છે હરિશ્ચદ્રની સાધનાના બળથીજ દેવતા તમારા સૌના પર પ્રસન્ન થયા છે ! ”

ત્યાર પછી સૌએ તેમના ચરણોમા પ્રણામ કર્યા ચદ્રશકર કુટુબસહ દમ્મણ જવાને વિદાય થયા



## પ્રકરણ ૯ સું.



### કર્મ ફળ.

જયતીએ દેવમદિરનુ કામકાજ કરવાનો ભાર પોતાના શિર પર લીધો જો કે દેવમંદિરમા અનેક દાસ દાસીઓ હતા તોપણ જયતીને કામકાજ તેમજ સેવા કર્યા સિવાય ચેન પડતું નહોતુ દીન દરિદ્રોને માટે ભોજન બનાવવાનું, રોગીઓની સેવા કરવાનુ, મદીરમા સાફસુફ કરવાનું વગેરે કાર્યો જયતી પોતાની જાતેજ કરતી હતી.

હરિશ્ચદ્ર હમ્મેશા દેવતાની પૂજા કરતો હતો.

હરિશ્ચદ્રે રજનીચદ્રને કહ્યું—“ ભાઇ ! પરમાત્માની ઇચ્છાથી વાર્ષિક પાચ હજાર રૂપિયાની આવકની સપત્તિ તમને મળી છે, વળી

વાસના ઘણી ખરાબ વસ્તુ છે તેને જેટલી વધારશો તેટલી વધશે હવે નોકરી ચાકરી કરવાની શી જરૂર છે ? દેવતાની સંપત્તિમાથી થોડું દ્રવ્ય લઇ મુંબઇ જાઓ. તથા ત્યાંથી ઔષધ તથા રોગીઓ તપાસવાનાં યંત્રાદિ લઇ આવી પરમાત્માના ગરીબ દુખી બાળકોની સેવા કરો. ”

રજનીચંદ્ર કબૂલ થયો, તથા તેણે મુંબઇ જવાની વ્યવસ્થા કરી સંધ્યા સમયે એકાંત મળતા સ્નેહલતાએ રજનીચંદ્રને પૂછ્યુ –“રાત્રિની ટ્રેનમા તમે મુંબઇ જવાના છો કે શું ? ”

રજનીચંદ્રે સ્મિત હાસ્ય કરીને કહ્યુ –“હા, કેમ કાંઇ અડચણ છે ?”

સ્નેહલતા–અડચણ નથી, ભય છે !

રજનીચંદ્ર–શાનો ભય છે ?

સ્નેહલતા–તમે ક્યા નથી જાણતા ?

રજનીચંદ્ર–હવે ત્હારો ભય અસ્થાને છે મ્હે જે ભયંકર પાપ કર્યું હતું તેનુ પ્રાયશ્ચિત્ત મ્હને મળી ગયુ છે, અને શ્રી પરમાત્માની અપાર કૃપાથીજ આજે હું મહા સુખીઓ થયો છુ, તેથી હવે ભવિષ્યમા કદાપિ પાપમાર્ગ જઇશ નહિ,

આમ કહીને રજનીચંદ્રે સ્નેહલતાના અધરોષ્ઠ પર ચુંબન કર્યું સ્નેહલતાએ નમ્રતાથી પૂછ્યુ –“ પ્રભુ ! પાછા ક્યારે પધારશો ? ”

રજનીચંદ્ર–એક બે દીવસમાજ.

સ્નેહલતા–તમારા દવાખાનામા જવાના છો કે ?

રજનીચંદ્ર–એક વખત દવાખાનાની પરિસ્થિતિ તો જોઇ આવવીજ પડશે દવાખાનાની યોગ્ય વ્યવસ્થા કરી નાખવાનો મ્હારો વિચાર છે.

સ્નેહલતા–ત્યા જે રોગિણી છે, એ રોગિણીને ઔષધ આપવું પડશે કેમ ?

રજનીચંદ્ર–તેને હવે દવાખાનાના ઔષધની જરૂર નથી. તેને ભયંકર પશ્ચાત્તાપના ઔષધની જરૂર છે

સ્નેહલતા–તમારૂ કહેવુ સત્ય છે

રજનીચંદ્ર–લે ત્યારે હવે હું જાઉં છું ગાડીનો વખત થયો છે.

આમ કહીને રજનીચંદ્ર સ્નેહલતા પાસેથી વિદાય લઇ ચાલી નીકળ્યો. સ્નેહલતાના નેત્રોમા આંસુ ભરાઇ આવ્યા

સ્હવારે આઠ વાગે રજનીચંદ્ર મુંબઇ જઇ પહોચ્યો, તથા સ્ટેશનેથી બારોબાર કાલબાદેવી ગયો. દવાખાનાના દ્વાર આગળ એક નોકર બેસી રહ્યો હતો તેણે રજનીચંદ્રને સલામ કરી એક કમ્પાઉન્ડર પણ તેની પાસે આવી સલામ કરીને ઉભો રહ્યો

રજનીચંદ્રે પોતાની ગેરહાજરીમા બનેલી સઘળી હકીકત કંપાઉન્ડરને પૂછી તો તેણે કહ્યું –' આપ આવ્યા નહિ, આપને બે ત્રણ પત્રો લખ્યા છતા એક પણ પત્રનો ઉત્તર મળ્યો નહિ તેથી બીજા બધા નોકરોને વિદાય કરી માત્ર એક નોકરનેજ રાખી હું દવાખાનુ ચલાવુ છું અમારૂં ખર્ચ તથા પગાર બાદ કરતા આઠસો રૂપિયા સિલક રહ્યા છે વળી પુષ્પાવતી પોતાનો સરસામાન તથા દ્રવ્યાદિ લઇને તમે ગયા તે જ દિવસે અહિંથી ચાલ્યા ગયા છે ”

રજનીચંદ્રે દવાખાનાની તપાસ કરી જોઇ તો દવાખાનામા જે ઔષધો તથા યંત્રો હતા તેથી મિલન–મંદિરના ઔષધાલયનું કામ સારી રીતે ચાલી શકશે એમ તેને જણાયુ તેણે એ કંપાઉન્ડર તથા નોકરને પણ પોતાની સાથે લઇ જવાની ઇચ્છા દર્શાવી તેઓ બન્ને તેની ઇચ્છાને તાબે થયા અંતે તેઓ ઔષધ યંત્રાદિ પેક કરી સ્ટેશને પહોચાડવાની ખટપટ કરવા લાગ્યા

એ દિવસે સંધ્યા સમયે રજનીચંદ્ર વાલકેશ્વર તરફ ફરવા ગયો તો સમુદ્ર કિનારા પર એક દીવાની સ્ત્રી બેસી રહેલી તેની નજરે પડી. અનેક બાળકો તેની ચારે બાજુએ ઘેરો ઘાલીને તેને અસ્થિર બનાવી દેતા હતા. રજનીચંદ્ર એ દીવાનીને જોતાની સાથેજ ઓળખી ગયો કે તે પુષ્પાવતી છે.

પુષ્પાવતી દીવાની બની ગઇ છે તેના નેત્રો લાલચોળ બની ગયા છે તેની ચંપકના જેવી ગૌરકાંતિ નિસ્તેજ બની ગઇ છે તેનો કોમળ દેહ સુકાઇ જઇ હાડપિંજર જેવો બના ગયો છે. તેનું સાહિત્યજ્ઞાન,

સંગીતજ્ઞાન, રૂપ-રસ-શબ્દ-સ્પર્શ વગેરે સમસ્ત જ્ઞાન વિલુપ્ત થઇ ગયુ છે! રજનીચંદ્ર તેની છેક પાસે ગયો તોપણુ તે તેને પિછાની શકી નહિ. જો પિછાની શકી હોત તો તેના ભાવમા અવશ્ય કાંઇ ફેરફાર થયો હોત-પરંતુ તેણે રજનીચંદ્ર સાથે બિલકુલ વાતચિત કરી નહિ-તેના નેત્રો તરફ નજર સુદ્ધા કરી નહિ.

દીવાની પુષ્પાવતીની આવી દુર્દશા જોવામા આવતા રજનીચંદ્રના મનમા એક પ્રકારનું તત્વજ્ઞાન ઉદય થયુ ! તે વિચારવા લાગ્યો – "ક્યા ગયો પેલો અપૂર્વ પ્રેમ? જે રૂપ જોઇને, ગાન સાભળીને મ્હારના ગુણોથી મુગ્ધ થઇ પુષ્પાવતી પ્રત્યે મ્હારો જે સ્નેહ જન્મ્યો હતો તેનું સ્થાયિત્વ ક્યા ગયુ? પુષ્પાવતીમા રૂપ હતુ, ગુણુ હતા યાવન હતું, તેના શબ્દોમા માધુર્ય હતુ તેથીજ હુ તેને મ્હારા જીવ કરતાં પણુ વધારે ચ્હાતો હતો-હમણા એ સઘળુ ક્યા ચાલ્યુ ગયુ છે? રૂપ ગયુ છે, ગુણો ગયા છે અને તે સાથે મ્હારા પ્રત્યેનો સ્નેહ પણુ ગયો છે! ત્યારે શુ સ્નેહ સ્થાયી નથી હોતો?"

સંધ્યા સમયના શીતળ વાયુએ જાણે કે આ વાક્યોનો ઉત્તર આપ્યો કે –" રૂપ જડ છે, ગુણુ પણુ જડ છે ચૈતન્ય સ્વરૂપ આત્માને જડથી કેવી રીતે આકર્ષી શકાય? તુ જે સુંદર મુખ જોઇ દીવાનો બન્યો હતો, જે ગુણોને માટે ઉન્મત્ત બન્યો હતો એ બધુ જડ હતું એ જડના આંતર સ્વરૂપમાં ઇશ્વરી શક્તિ સમાયલી છે-ઇશ્વરી પ્રેમની લહરિયો વહી જાય છે માનવ! તપસ્યા કર એટલે તું સમજી શકીશ કે, તે જાણે કે એક મ્હોટો ચુંબક પત્થર અને તું જાણે કે લોહચૂર્ણ છો! સદા સર્વદા તેનાથી આકૃષ્ટ થાય છે! સૌ તેને મેળવવાનો યત્ન કરે છે, પરંતુ તેનું દ્વાર આ રૂપ-રસ-ગંધ-સ્પર્શ-શબ્દમયી પ્રકૃતિ છે જ્યા સુધી પ્રકૃતિને કામિની તરીકે સમજીશ-તેને ભોગવવાની ઇચ્છા કરીશ-ત્યા સુધી ત્હારે દુઃખ ભોગવવુ પડશે. ત્યાર પછી જે દિવસે જાયાને જનની તરીકે સમજીશ તે દિવસેજ તેનુ કાર્ય પૂરૂં થશે. ત્યારેજ તું સ્વરૂપ પ્રેમનો સ્વરૂપાનંદ મેળવી શકીશ."

પવન વહેતો ચાલ્યો ગયો. રજનીચંદ્ર પુષ્પાવતી તરફ જોઇ

રહ્યો પુષ્પાવતીમાં બાહ્યજ્ઞાન બિલકુલ નહોતું તે પોતાના મન સાથે જેમ ફાવે તેમ બક્યા કરતી હતી. રજનીચંદ્ર થોડા સમય સુધી ઉભો રહ્યો. પુષ્પાવતી બેઠી હતી તેને બદલે ઉઠી ઉભી થઈ તેના ઉન્માદ નેત્રોમાંથી આંસુઓ સરી પડવા લાગ્યા તે ઉદાસ સ્વરે બોલી ઉઠી –" હરિશ્ચંદ્ર ! પ્રાણાધિક હરિશ્ચંદ્ર ! મ્હેંજ ત્હારી હત્યા કરી છે મ્હેંજ તારૂં ખૂન કર્યું છે હું પિશાચ છું આવ આવ પ્રાણાધિક ! મ્હારી પાસે આવ ! હું તને ન્હાઉં છું–ન્હાના બાળકની માફક ન્હાઉં છું–પક્ષીની માફક ન્હાઉં છું–ત્હારા જેટલું હું કોઈને ચ્હાતી નથી છતાં તું મ્હારો એક પણ શબ્દ કેમ નથી સાંભળતો ? ! નહિ નહિ, હવે હું તને નહિ છોડું–તું કયાં નાસી જાય છે ? !

પુષ્પાવતી સમુદ્ર કિનારા પર નાસવા લાગી. બાળકો " ઓ ગાંડી નાંડી " એવો પોકાર કરતા કરતાં તેની પાછળ નાસવા લાગ્યાં કોઈ દીવાની પુષ્પાવતીની તરફ કાંકરા ફેંકવા લાગ્યાં

રજનીચંદ્રને પુષ્પાવતીની અવદશા નિહાળી હૃદયમાં ઘણીજ દયા ઉત્પન્ન થઈ દયા અને સ્નેહને વશ થઈ તે તેની પાછળ ગયો અને તેને ઘણાજ મૃદુ અને સ્નેહમય શબ્દથી સંબોધવા લાગ્યો !

પુષ્પા ! પુષ્પા ! જરા મ્હારા સ્હામું જો ! ગભરાઈશ નહિ. હું રજનીચંદ્ર ડૉક્ટર છું ! મ્હારી કાંઈ ઓળખાણ ત્હને પડે છે ? ત્હારી આવી સ્થિતિ શાથી થઈ ? તું જેનામાં અને જેના સારૂં ઘેલી થઈને ફરે છે–જેનું નામ જીભે રટી રટી દીવાની બની ફરે છે, તે હરિશ્ચંદ્ર પરમાત્માની કૃપાથી જીવતો–હયાત છે ત્હેનું ખૂન થયું નથી ! પરમાત્માની પરમકૃપાથી તે બચી ગયો છે ! હવે શાંતિ રાખ ! ત્હારી મનોવૃત્તિઓ સ્થિર કર ! ત્હારા મગજનો વૃથા ભ્રમ દૂર કર ! "

" હેં ! હેં ! શું હરિશ્ચંદ્ર હયાત છે ! જીવતા છે ! વાહ વિશ્વાધારી તારી લીલા ! ! "

' હરિશ્ચંદ્ર જીવતો છે ' એ વાક્ય શ્રવણે પડતા પુષ્પાવતીનું ચિત્ત એકદમ ઠેકાણે આવ્યું ઘણોખરો ચિત્તભ્રમ જોત જોતામાં ચમત્કારિક રીતે દૂર થઈ ગયો અને તે એકદમ ડાક્તર તરફ ફરી, બોલી

પડી અને બોલી –

" ડૉક્ટર સાહેબ ! મ્હને બતાવો ! મારો વ્હાલો, મારો પ્રાણાધાર હરિશ્ચંદ્ર ક્યાં છે ! ? મ્હને જલદી બતાવો, હું તેમના દર્શન માટે ઘણીજ તલપાપડ થઇ રહી છું

" માગત ભીક્ષા નેહકી ખોલી પલક નીસાર
તેરી જોગન યે ખડી કર ઇનકો સત્કાર ! "

" પુષ્પા ! ચાલ તું તૈયાર થા, મ્હારી સાથે મ્હારા વતનમાં ચાલ ! હું ત્હને તેના સાક્ષાત દર્શન કરાવું ! તે કેવો પરમાત્માનો પરમ ભક્ત બની ગયો છે, તે નજરે નિહાળી ખાત્રી કરજે ! ! "

આ પ્રમાણે પુષ્પાને કહી–સમજાવી રજનીચંદ્ર ત્હેને પોતાની સાથે લઇ દવાખાને આવ્યો દવાખાનામાંથી સઘળો સરસામાન તેમજ ઔષધય ત્રાદી લઇને તે પુષ્પાવતી સાથે છાણી આવવાને ગાડીમાં બેઠો પોતાના મુકામ પર આવીને રજનીચંદ્ર પુષ્પાવતીને દેવમંદિરમાં લઇ ગયો મંદિરમાં હરિશ્ચંદ્રને દેવસેવામાં નિમગ્ન થએલો જોઇ પુષ્પાવતી પ્રેમથી તેની તરફ દોડી જવા લાગી, ત્યાં ડૉક્ટરે તેને દેવસેવા પુરી થાય ત્યાં સુધી અટકાવી રાખી. જ્યારે દેવસેવા પૂરી થઇ ત્યારે હરિશ્ચંદ્રે રજનીચંદ્ર તથા પુષ્પવતી સામે નજર કરી, થોડીવાર આશ્ચર્ય પામી તે બોલ્યો –

" મ્હોટાભાઇ ! આ માતાજી પુષ્પાવતીને આપ સાથે ક્યાંથી લાવ્યા ? (પુષ્પાવતી તરફ જોઇને) કેમ માતાજી ! સુખરૂપ તો છોને ?"

" હરિશ્ચંદ્ર ! તેનો તારા પ્રેમમાં દીવાની થઇ સમુદ્રકિનારે તને ખોળવા સારૂ આમ તેમ અથડાતી હતી ! ત્હારા નામનો પોકાર કરી કરી–તને યાદ કરી ઘેલી બની હતી, તે હરઘડી બકતી હતી કે " હરિશ્ચંદ્ર ! ઓ વ્હાલા હરિશ્ચંદ્ર ! મ્હેંજ તારૂં ખૂન કર્યું છે ! હું પિશાચણી છું, પાપિણી છું ! આવ આવ, પ્રાણાધાર મારી પાસે આવ ! ! " મને ત્હેની બહુજ દયા આવી, તેથીજ તેને ત્હારી પાસે લાવ્યો છું તું તેને જ્ઞાનામૃતનું પાન કરાવી તેનો ભ્રમ દૂર કર, શાંતિ આપ અને તેની જીંદગી સુધાર ! ! "

"ભલે ભાઇ જ્યારે તમારી મરજી છે તો હુ તે પ્રમાણે તેને ઉપદેશ કરી ભક્તિના રસ્તે ચડાવીશ ! તેનુ મન પરમાત્મા પ્રત્યે દોરીશ, પછી કાંઈ ? !"

"પુષ્પા ! આ હરિશ્ચંદ્ર પાસે રહી તે જેમ કહે તેમ કર ! તે તારા ઉપર ઘણીજ મમતા અને દયા રાખે છે !"

"બહુ સારૂ જેવી તમારી આજ્ઞા ! !"

આ પ્રમાણે કહી રજનીચંદ્ર ડૉક્ટર પોતાના રહેવાના મકાનમા ચાલ્યો ગયો.

"હરિશ્ચંદ્ર ! વ્હાલા હરિશ્ચંદ્ર ! ! શુ તમે મ્હારા પ્રેમનો સ્વિકાર નહીજ કરો ! ?"

"પુષ્પા ! આવ, હુ ત્હારો અને ત્હારા પ્રેમનો સ્વિકાર કરૂ છુ ! ! હુ જેના પર પ્રેમ રાખી અને જેનો સ્વિકાર કરી સુખી થયો છુ તેના પર તુ પણ પ્રેમ રાખ અને મારા સમાન સુખી થા ! !"

"હે ! ત્હમે શાથી સુખી થયા ? ત્હમે કોના પર પ્રેમ કર્યો ! ?"

"પુષ્પા ! મે પ્રભુ પર પ્રેમ કર્યો ! ! દેવસેવા કરી હુ સુખી થયો, આ જગતમા પ્રભુની ભક્તિ, દેવસેવા અને પરોપકાર એ ત્રણ વસ્તુઓજ મનુષ્ય માત્રને સુખી કરી શકે છે, બાકી બધી માયા છે–તુત છે, સસારમા માયાને બંધન કરી દુખી કરવાની બાજી છે, ઇંદ્રજાળ છે ! ! જગતમા ફક્ત પ્રભુનુ નામજ સાચુ છે ! ! પ્રેમમા ફક્ત પ્રભુ પ્રેમજ સાચો છે, બાકી બધુ ફના છે ! ! સાભળ, પુરૂષ ભક્ત નરસિંહ મહેતો ફક્ત પ્રભુ પર પ્રેમ રાખીનેજ મુક્તિને પ્રાપ્ત કરી શકયો છે મીરાબાઇ સમાન સ્રી ભક્ત ફક્ત ગીરધરલાલજીનીજ સેવા કરીને શ્રી કૃષ્ણુમા સમાયા છે, માટે સસારમા પ્રભુનું ભજન ભક્તિ અને પરમાર્થ એજ મુક્તિના સાચા સાધન છે, માટે પુષ્પા ! બધી ભ્રમણા જવા દઇ આ દેવસેવામા નિમગ્ન થા અને રાત દિવસ પ્રભુનુ ભજન કરી સુખી થા ! ! પ્રહલ્લાદ, ધ્રુવ, મીરા અને નરસિંહ મહેતા જેવા ભક્તોએ જે પથ પકડ્યો છે તે પથે તું ચઢી તું તારી જાતને સુખી કર ! ! તને જન્મ આપ્યો છે તેને તું ઓળખ, તેની ભક્તિમા, પ્રેમમા અને

સેવામા નિમગ્ન થઇ પ્રભુમય બન, અને બીજાને પ્રભુમય પિછાની પ્રભુની પ્રભુતાના ગાન કર અને સુખી થા !!"

"જય જય પ્રભુ ! તમે મને આજે ઘણો સારો ઉપદેશ કર્યો છે મ્હારી માયા મમતા દૂર કરી મને સાચો રસ્તો બતાવ્યો છે, પ્રભુ તમારૂં કલ્યાણ કરો હવે હુ પ્રભુને ભજીશ અને તેમાજ નિમગ્ન થઇ શાંતિ પામીશ, કેમકે હવે તો–

ભજીશ હુ પ્રભુને ભાવે, જેથી જનમ મરણુ નાવે
અંધ બની અવનિ પર ભટકી, પાપની પોઠ વધારી;
જુઠી કાયા, જુઠી માયા, ઉઘડી જ્ઞાનની બારી—ભજીશ૦
શ્રી હરી ચરણે ચિત્ત મમ ચોટ્યુ, અવરની ઓળખ ટાળી,
ભાવટ ભાગી લગની લાગી, તે લીધી મુને ઉગારી—ભજીશ૦

"વાહ વાહ પુષ્પાવતી એજ સાચુ છે ! આ બધો સંસાર અસાર છે"

આ પ્રમાણે કહી હરિશ્ચંદ્ર અને પુષ્પાવતી પ્રભુ ભજન અને દેવસેવામા નિમગ્ન રહી પોતાની જીદગી સુધારવા લાગ્યા !!!

આમ રજનીચંદ્ર ડૉક્ટર મિલન-મંદિરમા પરમાર્થ કાર્યમા અને ગરીબ જનોને સુખી કરવાના સન્માર્ગમા નિમગ્ન બનવા લાગ્યો !!

સાતમો ખંડ સમાપ્ત.

# સરસ્વતી.

આ નવલકથામા હિંદુ સસારમા એક મરણને કાંઠે પહોચેલો મુબઈનો બુઢ્ઢો શેઠીયો પોતાનો એક પગ ચેહમા પડયા છતા એક બાળકુમારીકા સાથે લગ્ન કરી પોતાની ભવિષ્યની જીંદગી ( બાકી શેની હોય તે!!) સુખી કરવા ધારે છે તેમ કરતા તે બુઢ્ઢો કાઠિયાવાડી કન્યાદલાલોના પજામા ફસાઇ પૈસાનુ પાણી કરે છે અને કન્યાને બદલે એક છોકરા સાથે તેના લગ્ન થાય છે. વધારામા મુબઇની હિંદુ ભોળી શેઠાણીઓ છોકરાઓ લેવાની આશાએ ધુતારા સાધુ સન્યાસીઓના પજામા કેવી રીતે ફસાય છે તેનુ આબેહુબ ચિત્ર જોવુ હોય તેમજ મુબઇના ભોળા અથવા તો મૂર્ખ શેઠીયાઓની શ્રીમતાઇનો ખોટો ઉપયોગ થતો જોઇ જરૂર હસવુ આવ્યા સિવાય રહેશે નહિ તેમજ સાધુના વેષમા ફરતા ગઠીયાઓ પણ બાહોશ માણસોથી કેવી રીતે છેતરાય છે અને ફસાય છે તે ચિતાર જોવા હોય તો અવશ્ય આ ચોપડી વાચો. પાકુ સોનેરી બાઇન્ડીગ હોવા છતા કીંમત માત્ર રૂ ૧-૪-૦ પોસ્ટેજ જુદુ

સોલ એજન્ટ

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

# કર્મ-બન્ધન

## યાને

# વિધવાની કર્મકથા.

આ પુસ્તમા વિધવા ભગિનીઓ માટે વૈધવ્ય વ્રત—બ્રહ્મચર્ય સાધના અને ધાર્મિક વિષયો સાથે નારી જીવનનુ અતુલનીય રહસ્ય દર્શાવવામા આવેલુ છે ઉપરાત, કર્મફળ, પુનર્જન્મ, આલોક તેમજ પરલોકના મનન કરવા યોગ તત્વોનો કરૂણાજનક ચિતાર આલેખી પુનર્જન્મના કર્મ—બંધનથી વિમુક્ત નહિ થતા મનુષ્યને પોતાના સારા નરસા કર્મોથી આ જન્મમા શુ શુ સહન કરવુ પડે છે સ્વામી સેવામાથી વચિત થનાર સ્ત્રીની કેવી અધોગતિ થાય છે આધુનિક શિક્ષા પ્રાપ્ત કરી માત્ર આ લોકમાજ મનુષ્ય જીવનની પૂર્ણાહુતિ થાય છે, એમ માનનાર કાન્તિલાલ જેવા નવ યુવકની કેવી શોચનીય સ્થિતિ થાય છે હિન્દુ સસારમા એક અનાથ વિધવાને કેટલુ કેટલુ કષ્ટ પડે છે—સાત્વિક પ્રેમ મનુષ્યના હૃદયને એક બીજા પ્રત્યે કેવી રીતે આકર્ષે છે—ઇત્યાદિ અનેક વિષયોનો કરૂણાજનક ચિતાર પત્થર જેવા હૃદયને પણ પિગળાવી નાખ્યા સિવાય રહેશે નહિ. વિધવા કિશોરીની હૃદય ભેદક કર્મકથા અને સાત્વિક વિષયોનુ અવલોકન કરતા કરતા તમે એમજ બોલી ઉઠશો કે, અદ્યાપિ પર્યંત આવી નવલકથા અમે બિલકુલ વાચીજ નથી! કીંમત માત્ર રૂ ૧—૮—૦

સોલ એજન્ટ

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૩૦૩૫, પાનકોર નાકા—**અમદાવાદ**